# ભાગીદારની ભૂતાવળ

[ સામાજીક વિવેચિત નવલકથા ]

લેખક : પ્રકાશક

ચકુલાલ જેઠાલાલ [illegible]

તંત્રી : 'સદ્ગુરૂ'

રાજપુર (કાઠિયાવાડ)

卐

મૂલ્ય રૂ. ૩-૮-૦

'બહુરૂપી'ની ૧૪ મા વર્ષની ભેટ

# ભાગીદારની ભૂતાવળ

[ સામાજિક ડિટેક્ટિવ નવલકથા ]



· લેખક ·

ચંદુલાલ જેઠાલાલ વ્યાસ



'બહુરૂપી' કાર્યાલય

રાણપુર (કાઠિયાવાડ)

મૂલ્ય રૂ. ૩-૮-૦

# પ્રસ્તાવના

ભલા અને ભોળા માનવીઓ પોતાની સરલતાને કારણે બુદ્ધિમાન છતાં સ્વાર્થપટુ માનવીઓની જાળમાં ફસાઈ જાય છે; દુનિયામાં આવું સર્વત્ર ચાલ્યા જ કરે છે. ભૂતકાળમાં એ સ્થિતિ હતી, વર્તમાનમાં દેખાય છે અને ભવિષ્ય પણ એ સ્થિતિથી મુક્ત રહેવાનું નથી જ.

બુદ્ધિ દરેકમાં છે. તેનો વિકાસ પણ થયા કરે છે. પરંતુ તેનો ઉપયોગ સ્થિતિ, સંયોગ અને વાતાવરણને અનુસરીને જુદી જુદી રીતે થાય છે. અને જ્યારે એક માનવી પોતાના સ્વાર્થની સિદ્ધિને અર્થે જ પોતાની બુદ્ધિનો ઉપયોગ કરવા પ્રેરાય છે ત્યારે તે ન્યાયા-ન્યાય, યોગ્યાયોગ્ય, આદિ તરફ બિલકુલ લક્ષ આપતો નથી. પછી તો સ્વાર્થવિવશ બનેલો એ માનવી અન્યને માટે અત્યંત ભય-કંર બની જાય છે.

વર્તમાન વિશ્વયુદ્ધની જ્વાળા આખી દુનિયાને ઝડપી રહી છે. તેની મૂળ ચિનગારી મૂકનાર હિટલરની બુદ્ધિમત્તા માટે બે મત છે જ નહિ. પરંતુ કેવળ પોતાનું મનધાર્યું થવું જ જોઈએ, એવા દુરાગ્રહને પરિણામે નાઝીઓના 'પ્રભુ' મનાતા એ હિટલરની બુદ્ધિ આખી દુનિ-યાને માટે કેટલી ભયકારક બની રહી છે તે કોઈથી અજાણ્યું નથી.

હિટલરના જેવી જ મનોદશા કોઈ સામાન્ય માનવીની બને છે ત્યારે તે પણ એ જ રીતે પોતાની બુદ્ધિનો દુરાચાર કરીને પોતાના નિકટ સંબંધીઓને પણ તેના ભોગ બનાવે છે.

આવું જ કાંઈક આ ડિટેક્ટિવ નવલકથા વાચકની સમક્ષ રજૂ કરે છે. ભલા અને ભોળા સ્વભાવના માનવીઓના સરલ હૃદયનો કેવી રીતે

ગેરલાભ લેવાય છે, એ આ કથાનું મુખ્ય વસ્તુ છે, અને તેમાં એક સામાન્ય લાગતો પ્રસંગ કેટલો ગંભીર બની જાય છે તેનું દર્શન છે.

અહીં કથાનો આખો પ્રસંગ રજૂ કરવાની જરૂર નથી અને કથાના વસ્તુમાં જ તેનાં પાત્રોનાં માનસ સ્પષ્ટ થતાં હોઇ એ વિષેનું વિવેચન પણ અનાવશ્યક છે.

હું તો અહીં વાચકો સમક્ષ એક જ વાત મૂકવા ઇચ્છું છું. પશ્ચિમ સાથેનો આપણો સંબંધ અનિવાર્ય બની ગયો છે. દિન ઉગે છે અને પશ્ચિમમાંથી નવી સંસ્કૃતિ (?) આપણે ત્યાં ઠલવાતી જાય છે. આપણા આચાર, વિચાર, વાણી અને વર્તન ઉપર તેની અસર થયા વગર રહી નથી. તેમાં કેટલુંક સારૂં છે, ઘણું ખરાબ છે. સારૂં આપણે ગ્રહણ કરીએ, ખરાબથી બચીએ. એટલા માટે આપણે દરેક પળે સાવધ રહેવું જરૂરી છે.

એક દૃષ્ટાન્ત આપુંઃ આપણે રસ્તા પર ચાલતા હોઇએ. એક માતેલો સાંઢ આપણી દૃષ્ટિએ પડે. એ સાંઢ મારકણો છે કે શાંત સ્વભાવનો છે તે આપણે જાણતા નથી, એ વખતે આપણે શું કરીએ છીએ? એ સાંઢ શાંત સ્વભાવનો, ગરીબ ગાય જેવો છે એવું માનીને આપણે તેની પાસે જતા નથી. પરંતુ સ્વાભાવિક રીતે જ તેનાથી દૂર રહીએ છીએ. એ જ રીતે રસ્તા પર કોઇ કૂતરાને જોઇને તે કરડકણું હોય યા ન હોય તો પણ તેનાથી દૂર ચાલવાનું જ આપણે પસંદ કરીએ છીએ. એથી કદાચ આપણે ડરપોક મનાઇએ, છતાં એ પ્રકારનો ભયભીત સ્વભાવ આપણને ડગલે ને પગલે સાવધ રહેવાનું તો સૂચન કરે છે.

એથી એમ નથી ઠરતું કે આપણે આપણી સાહસવૃત્તિને કુંઠિત બનાવી દઇએ. સહાસિકતા આવશ્યક છે. પરંતુ સાહસ અને સાવધાની બન્ને સાથે હોય તો જ સાહસ ફળદાયક નીવડે છે. એકલું સાહસ કોઈ વાર માનવીને ભારે મુશ્કેલીમાં મૂકી દે છે. આવી વાતોની યથા-

થંતા તો અનુભવ વડે જ આપણાં અંતરમાં ઉતરે છે. પરંતુ એવા અંગત અનુભવની આફતમાં સપડાવા કરતાં અન્ય માનવીઓના અનુભવોનું અવગાહન કરીને આપણે સરલ માર્ગ પર ચાલીએ તો એ પણ કાંઈ ખોટું નથી.

આ કથા એવો અનુભવ વાચકને દર્શાવે છે અને એ રીતે તેના જીવનને સરલ પથ ઉપર જ રાખવાને માટે તે માર્ગદર્શન આપે છે.

મેં એક અંગ્રેજી નવલકથા વાંચી હતી. તેનું વસ્તુ હૃદયંગમ અને રોમાંચક લાગ્યું. મારા દિલ પર એ નવલકથાએ સરસ છાપ પાડેલી અને તેથી જ એ અંગ્રેજી નવલકથાને રૂપાંતરિત કરીને મેં વાચકો સમક્ષ મૂકી છે. મૂળ નવલકથા તેના લેખકે મુખ્યત્વે કરીને બ્રિટનના અથવા અંગ્રેજી જાણનાર વાચકો માટે લખેલી. પરંતુ હું આ નવલકથા ગુજરાતી વાચકો માટે લખું છું, એ વિચાર મારા મનમાં સતત રહ્યા કરે છે અને તેથી જ રૂપાંતર કરતી વખતે જેમને અંગ્રેજી ભાષાનું જ્ઞાન ન હોય, ઈંગ્લાંડના વાતાવરણનો કશો ખ્યાલ ન હોય એવા માત્ર ગુજરાતી ભાષાભિજ્ઞ વાચકોના રસપાનમાં ક્ષતિ ન પડે, એની કાળજી મેં આ અંગ્રેજી કથાનું રૂપાંતર કરવામાં રાખી છે.

વાચકોને આ કથા રૂચે, તેમનું મનોરંજન કરે, એમાંથી તેમને કાંઈક માર્ગદર્શન, કોઈ ઉપયોગી તત્ત્વ મળી આવે તો તેનો સર્વ યશ મૂળ અંગ્રેજી કથાના લેખકને છે. જો રૂપાંતરને કારણે કથામાં કોઈ ઉણપ યા દોષ જણાય તો એ માટેની જવાબદારી હું સ્વીકારી લઉં છું.

કશું વિશેષ મારે કહેવાનું નથી. પરમકૃપાળુ પરમાત્માની કૃપા અને તેણે પ્રરૂપેલી પ્રેરણા, આ રીતે જનતા—જનાર્દનની સેવામાં યતકિંચિત્ ફાળો આપવાનું મને સુઝાડે છે. એ પરમાત્માનાં ચરણોમાં મારાં સહસ્રધા વંદન હો.

રાણપુર<br>તા: ૧૬–૧–૪૪

ચંદુલાલ જેઠાલાલ વ્યાસ

# અનુક્રમણિકા

# ભાગીદારની ભૂતાવળ !



## પ્રકરણ ૧ લું

### પિતાનો પત્ર

**ભારતવર્ષના** પશ્ચિમ કિનારા પર ચંદ્રનગર શહેર આવેલું છે. દરિયો તેનાથી સહેજ દૂર છે; પરંતુ તેને આંગણે વહેતી ચંદ્રભાગાના મુખમાં થઈને નાના–મોટા મછવા, બતેલા, વહાણો અને સ્ટીમરો પણ નગરને કિનારે આવી શકે છે. એથી દેશ–પરદેશ સાથેનો તેનો વ્યાપાર-વ્યવહાર પુષ્કળ વધી ગયો છે. જાણે તે મુંબઈ બંદરની હરીફાઈ કરી રહ્યું છે. ચંદ્રનગરના રાજવીનો માયાળુ સ્વભાવ તથા રાજ્યવહિવટ પ્રજાના લાભોને અનુકૂળ હોઈ, પ્રજાજનોમાં સામાન્ય રીતે સુખ અને સંતોષ પ્રવર્તી રહ્યો છે.

આ ચંદ્રનગર સંસ્થાનના પાટનગર ચંદ્રનગરમાં બે માળવાળા એક બંગલાના દીવાનખાનામાં એક યુવાન બેઠો હતો. તેની ઉમર આશરે પચીશથી ત્રીશ વરસની વચ્ચે હશે. હમણાં જ તેનો નોકર તેને એક મોટું લંબચોરસ બંડલ આપી ગયો હતો. એ બંડલની સાથે એક કવર પણ હતું. તેણે કવર ખોલીને અંદરથી કાગળ કાઢયો.

આ પત્ર 'સરસ્વતી' સ્ટીમરના કપ્તાને લખ્યો હતો. એ સ્ટીમર મોમ્બાસાથી અહીં આવવાને માટે ઉપડવાની હતી તેના એક કલાક

પહેલાં કોઇ બે આફ્રિકાવાસીઓ તેને આ બંડલ આપી ગયા હતા. તેની ઉપર જે શિરનામું કર્યું હતું તે સ્થળે પહોંચાડવાનું કહીને તેને એ બદલ એકસો શીલીંગની નોટો આપી ગયા હતા. એ મતલબનો પત્ર કમાને આ યુવાન ઉપર લખ્યો હતો.

કમાનના પત્ર ઉપરથી તથા બંડલ ઉપરના શિરનામા પરથી આ બંડલ પોતાના પિતાએ મોકલ્યું છે એવું અનુમાન કરવામાં આ યુવકને બહુ વિચાર કરવાની જરૂર ન હતી. તેણે ઉત્કંઠાપૂર્વક ગજવામાંથી એક ચપ્પુ કાઢીને તેની સહાયથી બંડલ પર સીવેલા કપડાના સાંધા તોડી નાંખ્યા. કપડું ઉખેળતાં એક લંબ ચોરસ પેટી નજરે પડી. એ પેટી ઉપર સુંદર કોતરકામ કર્યું હતું. તેની ચાવી પેટીની સાથે જ હતી. કળમાં ચાવી ફેરવી, પેટી ઉઘાડી, ઉપરનું ઢાંકણું ખુલ્લું કર્યું. પેટીમાં બે લાંબાં ભરાવદાર સાબરશિંગ દૃષ્ટિગોચર થયાં. તેની ઉપરની કોતરણી જોઇને યુવક આશ્ચર્યમુગ્ધ બની ગયો. તેની ઉપર કોઇ અજાણી લિપિમાં કેટલાક અક્ષરો અને ચિત્રો કોતરેલાં હતાં. યુવકને એ ભાષાનું જ્ઞાન ન હોઇ, અક્ષરો પરથી કશો અર્થબોધ થઇ શકયો નહિ. તેણે બેઉ સાબરશિંગને ઉપાડીને બહાર કાઢી, ટેબલ ઉપર મૂકયાં. તે વજનદાર હતાં. તેની નીચે એક લાંબુ લીલા રંગનુ કવર દેખાયું. એ કવર પર તેના પિતાના હસ્તાક્ષરે પોતાનું નામ લખેલું જોવામાં આવ્યું. સ્વાભાવિક રીતે જ તેણે કલ્પના કરી કે બાપુજીએ કવરની અંદર આને લગતી હકીકત લખી હશે. કવર ખુલ્લું કરીને તે અંદરનો પત્ર વાંચવા લાગ્યો.

લાંબા સમયે બાપુજી તરફથી મળેલો પત્ર વાંચવાની ઉત્કંઠા એ તૃપ્ત કરી લે તે દરમ્યાન આપણે આ પિતા–પુત્રનો સ્વલ્પ પરિચય કરીએ.

તેઓ ચંદ્રનગરના જ વતની હતા. પિતાનું નામ ત્રિલોચન, પુત્રનું નામ નિરંજન. ત્રિલોચન, ફર્સ્ટક્લાસ મિકેનિકલ એન્જીનીયર હતો. તેના દીકરાને પણ તેણે એ જ લાઇન લેવરાવી હતી. દક્ષિણ આફ્રિકામાં સોનાની ખાણમાં તેઓ નોકરી કરતા હતા. એ દરમ્યાન તેમણે સારૂં દ્રવ્ય સંપાદન કર્યું હતું. ત્રણ વરસ પહેલાં તેઓ વતનમાં આવ્યા

હતા. એક વરસ દેશમાં રોકાયા બાદ નિરંજન બ્રહ્મદેશમાં નોકરીને માટે ગયો હતો, અને ત્યારપછી થોડા સમયે વિલોચન પણ પૂર્વ આફ્રિકા તરફ ગયો હતો. પિતા–પુત્ર વચ્ચે પત્રવ્યવહાર ઓછો થતો. ઘણા સમયથી તો નિરંજનને પિતાના બિલકુલ સમાચાર મળ્યા ન હતા. આજે તેની તરફથી આ બે સાબરશિંગ મળ્યાં હતાં. તેની સાથેના પત્રમાં એની શી વ્યવસ્થા કરવી એ વિષે તેણે લખ્યું હતું. એ પત્ર આપણે પણ વાંચીએ :

'......આ સાથે મોકલેલાં સાબરશિંગના સંબંધમાં કશી વિગત જણાવવાની મારી ઇચ્છા નથી. તને સલાહ આપું છું કે તારે એને લગતો ખુલાસો મેળવવાની પંચાતમાં પડવું નહિ.' નિરંજનના પિતા વિલોચને તેની તોછડી અને અધિકારશાહી શૈલીમાં લખ્યું હતું : 'તું વિનાવિલંબે 'આંતરરાષ્ટ્રીય વીમા મંડળી'વાળા રાવ બહાદુર જમીયતરામની મુલાકાત લેજે. એ મારો ખાસ મિત્ર છે. પરંતુ એ જરીક દોઢડાહ્યો અને ચેપી માણસ છે. જો તે મારી સૂચનાનો અમલ કરવામાં આનાકાની કરે તો તેને તું કહેજે કે તેને મારી સાથે પાછળથી કામ પાડવાનું છે! જો કે તે મારો જૂનો મિત્ર હોઇ કશી આનાકાની નહિ કરે એમ હું માનું છું. તેણે તેની વીમા મંડળી તરફથી આ પત્ર સાથે મોકલેલાં સાબરશિંગનો બે લાખ રૂપિયાનો વીમો ઉતારવાનો છે. તેમાં એક પાઇ પણ ઓછી નહિ. એની કિંમત તો એથીયે વિશેષ છે. નિરંજન ! તું મને મૂર્ખો કે દીવાનો માની ન લઇશ. બે લાખ રૂપિયાની કિંમતનાં તે સાબરશિંગા હોતાં હશે, એવી કલ્પના તું ન કરીશ. આ સાબરશિંગનો તારા કરતાં મને વિશેષ પરિચય છે અને હું મારી શુદ્ધસાન ઠેકાણે રાખીને જ આ પત્ર લખી રહ્યો છું. તેને તારે જીવની માફક જાળવવાનાં છે. એમાં સહેજ પણ ભૂલ થવી ન જોઇએ, સમજ્યો ને ? અને તેમાં બહારના કોઈ માણસની દરમ્યાનગીરી હું ઇચ્છતો નથી. એટલે તેના રક્ષણ સારૂ એક ક્ષણને માટે પણ પોલીસની મદદ માગીશ નહિ. તું જાણે છે કે આપણે દક્ષિણ તથા મધ્ય આફ્રિકાનાં જંગલોમાં

ઘણીયે વાર એકલા રખડયા છીએ. ત્યાંના જંગલવાસીઓ તથા ઘાતકી પશુઓની સામે આપણું રક્ષણ આપણે પોતે જ કર્યું છે. એટલા માટે હું કહું છું કે તું ચંદ્રનગરમાં હોઇ નાનકડી છોકરીની માફક પોલીસની મદદ મેળવવા દોડી જઇશ નહિ. વળી રાવ બહાદુરને પણ કહેજે કે આ સાબરશિંગના સંબંધમાં પોલીસની કિંવા બીજા કોઇની દરમ્યાનગીરી હું બિલકુલ પસંદ કરતો નથી. તેનો વીમો ઉતરાવી, તેને કોઇ સારી વિશ્વાસપાત્ર બેન્કની સેફ ડિપોઝીટમાં મૂકી દેજે. જો કદાચ તું તારી મૂર્ખતા તથા બેદરકારીને કારણે આ વસ્તુઓને ગુમાવે (હું તારો પિતા હોઇ તારી મૂર્ખતા અને બેદરકારીનો મને ખ્યાલ છે.) તો તું ગમે તેમ કરીને પણ તેને પાછી મેળવજે. નિરંજન ! એટલું સ્મરણમાં રાખજે કે આ કિંમતી ચીજોની ઉપર મારું જીવન, મારી પ્રતિષ્ઠા અને મારું સર્વસ્વ ટકી રહેલ છે. તેના રક્ષણની જવાબદારી તારે શિરે છે.

'આપણે બેઉ આફ્રિકામાંથી પાછા ફર્યા બાદ તું બ્રહ્મદેશ ગયો ત્યારપછીના થોડા સમયની અંદર જ મેં ચંદ્રનગરમાં કેટલું સહન કર્યું છે તેનો તને ખ્યાલ ન હોય એ સ્વાભાવિક છે. હવે હું ચંદ્રનગર આવું ત્યારે આ સાબરશિંગ ગૂમ થયાં હોય તો એને પરિણામે મારે કેટલું સહન કરવું પડે તેનો ખ્યાલ તો તને આવે જ શી રીતે ? તું જાણે છે કે હું ડરપોક કે નિર્બળ નથી, છતાં પણ હું કહું છું કે હું ચંદ્રનગરથી અહીં આવવાને નિકળ્યો, તેના થોડા દિવસ પહેલાં ચંદ્રભાગા ઉપર જે પૂલ છે તેની ઉપર ઉભા રહીને, સરિતાનાં ખળખળ વહેતાં ઊંડાં નીરમાં ઝંપલાવવાનો મેં વિચાર કર્યો હતો. અચાનક એક સિપાઇ એ સ્થળે આવી ચડયો. જો તે ન આવ્યો હોત તો મેં જરૂર આત્મહત્યાનું, મનોબળવિહીન માનવીને શોભે તેવું હિચકારું કૃત્ય કર્યું હોત. વિશેષ ખુલાસો કરવાની મારી ઇચ્છા નથી, પણ એટલું જણાવું છું કે હું અસહ્ય મનોવ્યથાની ગર્તામાં ડૂબેલો છું, તેમાંથી મને ઉપર લાવનારી એક જ મૂલ્યવાન્ વસ્તુ હું તને

સુપ્રત કરું છું. નિરંજન ! તું તેનું પૂરું જતન કરજે, માત્ર તારા પિતાને જ ખાતર નહિ, પરંતુ અનેક ભલા ભોળા ગરીબોને ખાતર...'

એ પત્ર જેમ અચબૂચ શરૂ થયો હતો, તેવી રીતે જ એકાએક અટકી ગયો હતો. નિરંજનને તેના પિતાના સ્વભાવનો પરિચય હતો, એટલે આ પત્ર ઉપરથી તે તેની મનોવ્યથા કલ્પી શકતો હતો.

નિરંજન બ્રહ્મદેશથી સારું પેદા કરી લાવ્યો હતો. અહીં આવ્યા બાદ તેના જાણવામાં આવ્યું હતું કે જ્યારે તે બ્રહ્મદેશમાં હતો ત્યારે તેના પિતા પુનઃ આફ્રિકા ગયા હતા. જો કે એથી તેને કશું આશ્ચર્ય થયું ન હતું. તેના પિતાનો સ્વભાવ જ એવો હતો. તે કોઇ વાર અચાનક નિર્ણય કરીને એકાએક પરદેશ ચાલ્યો જતો.

નિરંજન બ્રહ્મદેશથી વતન તરફ આવવાને માટે નિકળ્યો ત્યારે તેણે અનેક મનોરમ્ય કલ્પનાઓ કરી હતી. હવે શાંતિપૂર્વક લાંબો સમય દેશમાં રહેવાની તેની ઇચ્છા હતી. તેણે હજી સુધી લગ્નબંધનમાં પડવાનું પસંદ કર્યું ન હતું. હવે તેના દિલમાં એ તાલાવેલી જાગી હતી. એટલે દેશમાં પહોંચી, ગૃહરાજ્ઞીની પસંદગી કરી, સ્વર્ગીય સુખનો લહાવો લેવાની કલ્પના તેણે કરી હતી.

આ વખતે તેણે સારી મૂડી જમાવી હતી. પોતે બ્રહ્મદેશ ગયો તે પહેલાં તેના પિતાએ એક મનોરમ્ય બગીચાવાળું 'કૃષ્ણકુટિર' નામનું મકાન ખરીદી લીધું હતું, વળી એક લીમીટેડ કંપનીના શેરોમાં મૂડી રોકીને એ કંપનીના ડિરેકટરનું પદ પણ મેળવ્યું હતું. અર્થાત્ દરેક પ્રકારે સુખવસ્તુ સ્થિતિ હોઇ નિરંજનને પોતાની ભાવના સિદ્ધ કરવાની અનુકૂળતા લાગતી હતી.

પરંતુ ચંદ્રનગરમાં આવતાં તેને માલૂમ પડ્યું કે તેના બાપુજીએ 'કૃષ્ણકુટિર' તેમ જ બીજી તમામ સ્થાવર-જંગમ મિલકત વેચી નાંખી હતી, અને તે એકાએક આફ્રિકા તરફ જવા માટે રવાના થઇ ગયો હતો. એ જાણીને નિરંજનને આશ્ચર્ય પણ થયું. તેના પિતા તેની પાસે તથા તેમના મિત્રો પાસે એવી ઇચ્છા દર્શાવતા હતા કે

હવે તેમની વૃદ્ધાવસ્થા થયેલી હોઇ, નવાં સાહસો નહિ ખેડતાં, તેમની ઇચ્છા દેશમાં જ ઠરીઠામ થઇ શાન્ત જીવન ગુજારવાની હતી.

જો કે તેના પિતાનો ધૂની સ્વભાવ હતો, તેને પરદેશમાં જવાનો—નવા નવા પ્રદેશોમાં પ્રવાસ કરવાનો શોખ હતો. સાહસો તેને ગમતાં હતાં. નિરંજન તે જાણતો હતો. પરંતુ તેણે પુનઃ આફ્રિકા જતા પહેલાં ' કૃષ્ણકુટિર ' શા માટે વેચી નાંખી હશે ? બીજી સ્થાવર–જંગમ મિલ્કતનો ફડચો શા માટે કરી નાંખ્યો હશે ? તેનો ઉકેલ નિરંજનથી થઇ શકતો ન હતો.



## પ્રકરણ ૨ જું

### મોટરનો અકસ્માત

**નિરંજને** બ્રહ્મદેશથી ચંદ્રનગર આવ્યા બાદ પ્રસ્તુત પરિસ્થિતિ જોઇ. એ પછી તેનું રહસ્ય જાણવાને તપાસ કરવા માંડી. તેના એક સ્નેહીએ તેને કહ્યું: 'તમારા પિતા આશરે દોઢ વરસ પહેલાં અહીંથી ઉપડી ગયા છે. તેમણે અહીંથી નિકળતાં પહેલાં કોઇને પોતાનો ઇરાદો જણાવ્યો ન હતો. નિરંજન ! બનવા જોગ છે કે તારા દિલને નાખુશ કરનારી કેટલીક અફવાઓ તારા કાને અથડાશે. તારા પિતા જે કંપનીમાં જોડાયા હતા તે ભાંગી પડી હતી. એવી વાતો થતી હતી કે તેમને આ શહેર છોડવાની ફરજ પડવાથી તે ચાલ્યા ગયા છે. એટલું જ માત્ર નહિ પણ તે હવે ફરીથી આ શહેરમાં પગ મુકવાની હિંમત ચલાવી શકે તેમ નથી. અલબત્ત, મને પોતાને તો એ અફવામાં કશું વજૂદ લાગતું નથી; પરંતુ તે એકાએક કોઇને જણાવ્યા વગર આ શહેરનો ત્યાગ કરી ગયા એ ઉપરથી લોકો તો ગમે તેવી વાતો કરવાના.'

મિત્રના કથનથી નિરંજનને સમજાયું કે પિતાના નામને થોડી ઘણી કાલિમા લાગી ચૂકી છે. તે પછી પણ તેના પિતાના સંબંધમાં ફેલાયેલી અનુચિત અફવાઓ જુદા જુદા માનવીઓ પાસેથી તેને કર્ણ-ગોચર થઈ હતી.

આ બધી વાતો અફવા રૂપે તેના કાન પર આવતી. તેના રહસ્યનો પાર પામવાનો એક પણ માર્ગ ન હતો. કેટલાક કહેતા કે વિલોચન કરજના બોજાથી પૂરેપૂરો દબાઈ ગયો હતો. કોઈ કહેતું કે તેણે તેનાં ગેરકાયદેસર અને ગુનાહિત કૃત્યો વડે જે કંપનીમાં તે જોડાયો હતો એ કંપનીના નામને બટ્ટો લગાડ્યો હતો અને તેના કૃત્યને લીધે જ કંપની ભાંગી પડી હતી.

આવી જાત જાતની અફવાઓ સાંભળીને નિરંજન ત્રાસી ગયો હતો. પોતાના પિતાનું બૂરું કોઈ બોલે એ તેનાથી સહન થઈ શકતું ન હતું; તથાપિ તે કોઈને કશું કહી શકે તેમ પણ ન હતો. હમણાં તો તે બહુ જ ઉદ્વિગ્ન બની ગયો હતો. તેના પિતા તરફથી કશો પત્ર ન હતો. એટલે આફ્રિકા પહોંચી, પિતાની શોધ કરી, તેમની પાસેથી તમામ વસ્તુસ્થિતિ જાણી લેવાનો તેણે વિચાર કર્યો હતો. બે–ચાર દિવસમાં જ તે પોતાના એ વિચારને અમલમાં મૂકવાનો હતો, તેણે પાસપોર્ટ પણ મેળવી લીધો હતો, ત્યાં આજે તેને આ બંડલ તથા તેના બાપુજીનો પત્ર મળ્યાં.

તેણે બેઉ સાબરશિંગનું અવલોકન કર્યું. બાપુજી આવાં સામાન્ય શિંગડાંને શા કારણસર આટલાં બધાં મૂલ્યવાન્ માનતાં હશે ? તે ચોતરફ ફેરવીને સાબરશિંગને જોવા લાગ્યો, પરંતુ કશું ન સમજાયાથી એ યત્ન તેણે છોડી દીધો, તેને પુનઃ પેટીમાં મૂકી દીધાં, પેટીને બંધ કરી, ચાવી વડે કળ વાસી દીધી, ચાવીને ગજવામાં મૂકી અને વસ્ત્રો ધારણ કરી, એ વજનદાર પેટીને ઉપાડીને તે બહાર નિકળ્યો. તેણે પોતાની મોટર તૈયાર કરી, પેટીને પોતાની બાજુએ રાખી અને આંતરરાષ્ટ્રીય વીમા મંડળી તરફ મોટરને રવાના કરી.

ભય એ શી ચીજ છે એનો તો તેને ખ્યાલ પણ ન હતો. તેનું મન એકદમ ઉશ્કેરાઇ જાય એવું નિર્બળ ન હતું. મિથ્યા કલ્પનાને વશ થવાનો તેનો સ્વભાવ ન હતો. એમ છતાં પણ તે મોટર ચલાવતો હતો ત્યારે તેના દિલમાં એમ થયા કરતું હતું કે કોઇએ તેની મોટરનો પિછો લીધો છે.

ચંદ્રનગર વિશાળ શહેર હતું. તેના રાજમાર્ગના બેઉ બાજુના ફૂટપાથ ઉપર જતા–આવતા માણસો ભરચક લાગતા હતા. રસ્તાની વચ્ચે ટ્રામ, મોટરબસ, વિક્ટોરિયા, ટેક્સી, ખાનગી મોટરો, બીજાં વાહનો પસાર થયા જ કરતાં હતાં. એથી પોતાની પાછળ આવતી કોઇ મોટર પોતાનો પિછો લે છે એમ નિરંજનને થતું. તે રાજમાર્ગ પરથી એકાદી સાંકડી શેરીમાં દાખલ થઇ જતો અને તેના બીજા છેડે જઇ, બીજા રાજમાર્ગ પર નિકળતો. ત્યાં પણ મોટરો અને ટેક્સીઓની એટલી જ ધમાલ. એથી તેની શંકામાં વધારો થતો.

એક ગલીમાંથી બીજી ગલીમાં થઇને તે પોતાની પાછળ આવતી મોટરને થાપ આપવાનો યત્ન કરતો, ડાબી તથા જમણી બાજુએ તેની મોટરને લેતો. એ વખતે જો કોઈ સિપાઇએ તેની મોટરને અટકાવીને તેની જડતી લીધી હોત તો તે મોટી મુશ્કેલીમાં મુકાયો હોત. કેમકે તેના કોટનાં બેઉ ગજવાંમાં કાર્તુસો ભરેલી બે રિવોલ્વરો હતી. એનું તેની પાસે લાયસેન્સ ન હતું. આફ્રિકા કે બ્રહ્મદેશનાં જંગલોમાં એ કદાચ ચાલી શકે, પરંતુ અહીં ભારતવર્ષમાં તો પરવાના વગર શસ્ત્ર સાથે ફરનારને ભારે મુશ્કેલીમાં ઉતરવું પડે એ સ્વાભાવિક હતું.

પરંતુ માર્ગમાં કશુ વિઘ્ન ન નડ્યું. તે અણિશુદ્ધ 'આંતર રાષ્ટ્રીય વીમા મંડળી'ની ઓફીસમાં પહોંચી ગયો. આ વીમા મંડળી જૂના વખતની અને પ્રતિષ્ઠાસંપન્ન હતી. રાવ બહાદુર જમીયતરામ તેનો મેનેજીંગ ડિરેક્ટર અને 'મેનેજર ઇન ચીફ' હતો. તેની બાહોશીભરી કુનેહથી વીમા મંડળીએ આજ સુધીમાં સારૂં કામ તથા પ્રતિષ્ઠા મેળવ્યાં હતાં. દેશી વીમા કંપનીઓમાં તેનું સ્થાન મહત્ત્વનું હતું.

રાવ બહાદુરનો દેખાવ કાંઇ પ્રતિભાશાળી ન હતો. શરીરે તે પાતળો અને નીચા ઘાટનો હતો. તેના માથા પર આગલા ભાગમાં તાલ પડી હતી. તેનું નાક પ્રમાણમાં લાંબું હતું. તેનો અવાજ સહેજ તીણો હતો. તેને એક વિચિત્ર આદત હતી. જ્યારે તે કોઇની સાથે વાત કરતો હોય ત્યારે ટેબલ ઉપર પડેલા દીવાસળીના બાકસમાંથી એક પછી એક દીવાસળી કાઢી, તેની સાથે રમત કરતાં તેના ટુકડા કરતો અને જમીન પર ફેંકી દેતો. એથી સાંજ પડે ત્યારે તેની ખુરસી પાસે દીવાસળીના પુષ્કળ ટુકડા પથરાયેલા દેખાતા હતા.

રાવ બહાદુર જમીયતરામનાં નેત્રો સખ્ત અને ગણતરીબાજ હતાં. વળી તેની પાસે જો પચાશ વરસથી ઓછી ઉમરનો તથા અમુક આંકડા કરતાં ઓછી આવક ધરાવનાર કોઇ માણસ આવે તો એ આંગતુક જાણે કોઇ નાનું અને તુચ્છ પ્રાણી હોય એવું વર્તન રાવ બહાદુર તેની સાથે ચલાવતો. તેના એ સ્વભાવને કારણે નિરંજનના દિલમાં તેની તરફ સદાય અણગમો રહ્યા કરતો.

'અહો નિરંજન ! તું કયારે આવ્યો ?' તેને પોતાની પાસે આવેલો જોઇ બેઠાં બેઠાં જ તેની સાથે હાથ લંબાવતો જમીયતરાય બોલ્યો : 'આવ બેસ, તું તો બ્રહ્મદેશમાં ગયો હતો, ખરું ને ? બ્રહ્મદેશથી કેવીક કમાણી કરી લાવ્યો છે ?'

'એટલી બધી નહિ, પણ કશો વાંધો આવે તેમ નથી. દેશમાં જ રહેવું હોય તો શાંતિથી જીવન ગુજારી શકાય.' નિરંજને પરાણે સ્મિત કરતાં રાવ બહાદુર સાથે હસ્તધૂનન કર્યું.

'વારૂ, કહે, શા કામે મારી પાસે આવ્યો છે ?'

નિરંજન ખુરશીપર બેઠો, તેણે પેટી ટેબલ ઉપર મૂકીને તેને ખૂલ્લી કરી અને પછી તેણે કહ્યું : 'જુઓ, આ પેટીમાં બે સાબરશિંગ છે. તેનો આપની વીમા મંડળીમાં બે લાખ રૂપિયાનો વીમો ઉતરાવવાનો છે.'

અને પછી તેણે પોતાની પાસે આ વસ્તુઓ કેવી રીતે તથા શા માટે આવી છે એ જણાવ્યું તથા તેના પિતાએ બરાબર બે લાખ

રૂપિયાની કિંમતનો વીમો ઉતરાવવાનો ખાસ આગ્રહ કરેલો હોવાનું પણ રાવબહાદુરને કહ્યું.

જમીયતરામ એક પછી એક દીવાસળીના નાના નાના ટુકડા કરીને જમીન પર ફેંકતો હતો અને નિરંજનની હકીકત સાંભળતો હતો. છેવટે તેણે કહ્યું: 'હું જાણું છું કે તારા પિતા તો તને મૂર્ખો અને બેદરકાર જ માનતા આવ્યા છે. હિંમત ખરી, પણ મગજ નહિ. તો પણ એય શું કરે? તેણે પણ કોઇની ઉપર વિશ્વાસ તો રાખવો જ જોઇએ ને!'

તે ક્ષણવાર નિરંજનની સામે સખ્ત અને વેધક દૃષ્ટિથી જોઇ રહ્યો. એ પછી તેણે પુનઃ ઉચ્ચાર્યું: 'નિરંજન! સાચું કહેજે, તને નાણાં પ્રકરણી અથવા કોઇ બીઝનેસ ચલાવવાને લગતું જ્ઞાન છે ખરું?'

'ના જી.' નિરંજને નિખાલસ સ્વરે ઉત્તર આપ્યો.

'ન જ હોઇ શકે.' જમીયતરામ બોલ્યો: 'વારૂ, તો પછી આ સાબરશિંગની કિંમત કેટલી હશે, એ તો તું કેવી રીતે કહી શકે?'

'તેની કિંમતનો મને ખ્યાલ નથી એ હું કબૂલ કરૂં છું. હું તો માત્ર એટલું જ જાણું છું કે એ કોઈ સાબરનાં લાંબાં શિંગડાં છે, તેની ઉપરનું કોતરકામ સુંદર અને બેનમૂન છે, અને મારા બાપુજી તેને બે લાખ રૂપિયા કરતાં વધારે કિંમતનાં માને છે.'

'તારા બાપુજી તેને ગમે તેટલી કિંમતનાં માને તેથી શું થયું?' રાવ બહાદુરે દીવાસળીના ટુકડા કરીને જમીન પર ફેંકયા: 'વારૂ, વારૂ, તું આનો વીમો ઉતરાવ્યા પછી તેની શી વ્યવસ્થા કરવા ઇચ્છે છે?'

'તેને બેંકમાં લઇ જઇને ત્યાં સેફ ડિપોઝીટમાં હું મૂકવાનો છું.'

'અત્યારે જ?'

'હા જી, અહીંનું કામ પતાવીને હું સીધો બેંકમાં જવા ધારૂં છું.'

'મોટરબસમાં કે ટ્રામમાં?'

'મારી મોટર છે.'

રાવ બહાદુરે હાથ લંબાવી નિરંજનના કોટનાં ઉપસેલાં ગજવાં તરફ અંગુલિનિર્દેશ કરીને કહ્યું: 'બહુ સારૂ, ત્યારે તારી આ બે રિવોલ્વરો તું અહીં મૂકતો જા. આ કાંઈ આફ્રિકા કિંવા બ્રહ્મદેશનું જંગલ નથી. તારી મુખમુદ્રા પરથી સમજાય છે કે તું શંકાશીલ તથા ઉતાવળીયા સ્વભાવનો છે. એટલે તું બેંકમાં પહોંચે તે પહેલાં માર્ગમાં તને એમ લાગે કે અમુક માણસ તારાં આ સાબરશિંગની પાછળ પડયો છે, તો તું જરૂર તારી રિવોલ્વરથી તેને વિંધી નાંખવાનું સાહસ કરી બેસ. અને એથી નકામો ફાંસીને માંચડે ચડી જાય ! વારૂ, પણ તારા પિતા આ સાબરશિંગની આટલી મોટી કિંમત આંકે છે એનું કારણ તારા જાણવામાં છે ?'

'ના જી, એનું કારણ હું નથી જાણતો.' નિરંજને કહ્યું, અને રાવ બહાદુર જમીયતરામના આગ્રહને વશ થઇને તેણે બેઉ રિવોલ્વરો તેમની સામે ધરી દીધી. રાવ બહાદુરે તેને ટેબલના એક ખાનામાં સેરવી, ખાનું બંધ કરી દીધું.

'તું જગતપ્રસાદ કાચવાલા નામના ગૃહસ્થને ઓળખે છે ખરો ?' રાવ બહાદુરે પૂછ્યું: 'નથી ઓળખતો ! થોડા વખતમાં જ તું તેને ઓળખીશ. તેનો તારા પિતા સાથે સારો સંબંધ હતો, પરંતુ એ કદાચ તને મળવાનું પસંદ નહિ કરે. શા માટે નહિ ? તેનું કારણ તું તારી મેળે જ વહેલો યા મોડો જાણી શકીશ. વારૂ, કઇ બેંકમાં તું આ સાબરશિંગ મૂકવાનો છે ?'

'સંયુક્ત સહકારી મંડળ લીમીટેડની સેફ ડિપોઝીટમાં.'

'એની ઓફીસે તું કયે રસ્તે થઇને જવા ધારે છે ?'

આવા બિનજરૂરી પ્રશ્નથી નિરંજન સહેજ ચીડાયો ખરો, પરંતુ પોતાના મનોવિકારને પ્રકટ થવા નહિ દેતાં સહકારી મંડળની ઓફીસ તરફ જવાને માટે પોતે પસંદ કરેલો માર્ગ જણાવ્યો.

'તું તારી મોટરને કેટલા વેગથી ચલાવે છે ?' રાવબહાદુર જમીયતરામે તેને બીજો સવાલ કર્યો અને તેના ઉત્તરની રાહ જોયા સિવાય જ

ચલાવ્યું: 'જો, રસ્તામાં જતી આવતી મોટરો તથા બીજાં વાહનો પણ તને મળવાનાં. એથી તારી મોટરની ગતિને તું એકધારી રાખી શકવાનો નહિ. અર્થાત્ જો તું બરાબર મધ્યાન્હે—બાર વાગે અહીંથી નિકળે—હા, એ વખતે અહીંથી નિકળવામાં તને કશો અંતરાય નડે તેમ નથી. તો તું સહકારી મંડળ લીમીટેડની ઓફીસમાં સવાબાર અને સાડાબારની વચ્ચે પહોંચી શકે. ઘણું કરીને બાર ઉપર વીશ મીનિટે, પણ માનો કે વચ્ચે અંતરાય નડયો કે ઢીલ થઇ તો પણ સાડાબાર વાગે તો તું જરૂર પહોંચી જવાનો.'

એ પ્રમાણે કહીને તેણે એ સાબરશિંગ હાથમાં લીધાં, તેના વજનનું અનુમાન કર્યું અને કહ્યું: 'હવે આપણે તેના વીમાની વ્યવસ્થા કરીએ. સામાન્ય રીતે આવા પ્રકારનું જોખમ ખેડવાનું અમે પસંદ કરતા નથી. પરંતુ તારો બાપ મારો મિત્ર છે, તેના શબ્દોમાં મને વિશ્વાસ છે. એટલે મારી ઉપર તમામ જવાબદારી લઇને હું તેનો બે લાખ રૂપિયાનો વીમો ઉતારવાની વ્યવસ્થા કરૂં છું.' તેણે ઘંટડી કરી: 'મારો સેક્રેટરી અહીં આવશે. હું તેને સૂચના કરીશ. એ તને દરખાસ્તપત્ર આપશે. તેની ઉપર તું સહી કરી આપજે. ત્યારબાર તારે કયાંય બહાર જવું હોય તો જઈ આવજે. પુનઃ બારમાં દશ મીનિટ બાકી હોય ત્યારે અહીં આવી જજે, તે દરમ્યાન અહીં બધો વિધિ પૂરો થઈ જશે. ત્યાં સુધી સાબરશિંગ મારી પાસે જ રહેશે. મારી સામે શંકાશીલ દૃષ્ટિથી શું જોઇ રહે છે? હું તારાં સાબરશિંગને ગૂમ કરી દેવાનો નથી.'

આ વિચિત્ર સ્વભાવના માનવીના શબ્દોથી નિરંજન ઉકળી ઉઠયો હતો અને હમણાં પોતાનો ગુસ્સો ઉભરાઇ જશે એમ તેને લાગતું હતું. પરંતુ બાપુજીની ઇચ્છા પૂર્ણ કરવાને ખાતર તેણે શાંતિ જાળવી રાખી.

સેક્રેટરી આવ્યો. જમીયતરામે સાબરશિંગનો વીમો ઉતારવા સંબંધી સૂચના આપી. સેક્રેટરી દરખાસ્તપત્ર લાવ્યો. તેની ઉપર નિર્દિષ્ટ કરેલા સ્થળે સહી કરીને નિરંજન વિદાય થયો. બહાર

નિકળતાં તેનો એક મિત્ર મળી ગયો. બેઉ જણુ નજીકની એક હોટેલમાં ગયા, ચહા તથા ઉપાહારને ન્યાય આપતાં તેમણે પ્રાસ્તાવિક વાર્તાલાપમાં સમય વિતાવ્યો.

બરાબર અગીયાર ઉપર પચાશ મીનિટે તે વીમા મંડળીની ઓફીસમાં આવ્યો. વીમાને લગતો તમામ વિધિ પૂરો થઇ ગયો હતો. તેણે વીમાનું પ્રીમીયમ ભરી દીધું, સહીસિક્કા થયા અને તેને તત્કાળ વીમાની પોલીસી મળી ગઇ. તેણે રાવ બહાદુર જમીયતરામની હાજરીમાં જ સાબરશિંગ તપાસી જોયાં, પેટીમાં મૂકવાં, પેટી બંધ કરી, કળ વાસી દીધી અને પેટી લઇને તે વિદાય થયો.

તે ઓફીસમાંથી બહાર નિકળ્યો, મોટર પાસે આવ્યો, પેટીને આગલી બેઠક પર મૂકી અને પોતે તેની બાજુમાં બેઠો, એક કામ પતી ગયું હતું. હવે આ પેટીને સેફ ડિપોઝીટમાં મૂકવા માટે તે ઉપડયો.

અગાઉની માફક આ વખતે પણ કોઇ મોટર પોતાની નજીકમાં આવતી અથવા પોતાની પાછળ આવે છે એમ તેને લાગતું તો તે એ મોટરના હાંકનાર ઉપર ગુસ્સે થતો અને તેને ઉદ્દેશીને એકાદો અપશબ્દ તેના મુખમાંથી નિકળી જતો. તેના મનમાં વિચાર આવતો: મોટરો તથા બીજાં વાહનોથી ધમધમી રહેતા આવા શહેર કરતાં આફ્રિકાનું જંગલ વધારે સલામત ગણાય. ત્યાં કોઈ પિછો લેવાની હિંમત કરી શકે નહિ, અને પિછો લેતો માલૂમ પડે તો તે નજીક આવે એ પહેલાં જ તેનો અંત લાવી દેવાય !

પરંતુ તેની પાછળ આવનારી કોઈ મોટરે કે બીજા વાહને તેની પર હલ્લો કર્યો નહિ, કિંવા કોઇએ તેની મોટરને ઘેરી લઇને તેની બાજુમાં પડેલી પેટીને ઉચાપત કરવાનો યત્ન પણ કર્યો નહિ. તે પોતાની મોટરને મધ્યમ ગતિથી ચલાવતો હતો, અને જો કોઇએ પિછો લીધો હોય તો તેને થાપ આપવાને માટે તે એક ગલીમાંથી નિકળી બીજા રાજમાર્ગ ઉપર, ત્યાંથી વળી બીજી ગલી મારફતે ત્રીજા રાજમાર્ગ ઉપર મોટરને લઇ જતો. એમ કરતાં તે સહકારી મંડળની

ઓફીસની નજીક આવી પહોંચ્યો, અને તે જ વખતે તેની કલ્પનામાં પણ આવી ન શકે એવી રીતે તેની ઉપર હલ્લો થયો.

રાજમાર્ગ ઉપર મેદની ભરચક હતી. તેની વચ્ચે થઈને સંભાળ-પૂર્વક તે મોટર ચલાવતો હતો, એ વખતે સામેથી એક ખટારો આવતો દેખાયો. તેના ડ્રાઈવરે વળાંક લઈને તેના ખટારાને મોટરની દિશા તરફ લીધો. નિરંજને ખટારાને પોતાની તરફ આવતો જોયો, એટલે તેની સાથે અથડામણ ન થાય એ હેતુથી તેની મોટરને બ્રેક મારી. પરંતુ એ જ વખતે એક જૂની પુરાણી ટુરિંગકાર તેની પાછળથી આવીને તેની મોટર સાથે અથડાઈ. એથી મોટરને આંચકો લાગ્યો અને નિરંજન જોસભેર સ્ટીઅરિંગ વ્હીલની સાથે અફળાયો. ક્ષણભર તો જાણે પોતાનો શ્વાસ બંધ થઈ ગયો હોય એમ તેને લાગ્યું. એ વખતે એક બીજી મોટર તેની બાજુમાં આવતી હોવાનો તથા પોતાની મોટર પાસે લોકો એકઠા થતા હોવાનો તેને ઝાંખો ખ્યાલ આવ્યો. એક માનવીનો ચહેરો પોતાની નજીક દેખાયો. તેનાં નેત્રો ઠંડાં અને દયાહીન તથા ક્રૂરતાથી ભરેલાં લાગ્યાં. એકાએક તેના બેઉ હાથ મસ્તક તરફ વળ્યા, પરંતુ તેના હાથ મસ્તક નજીક પહોંચે એ પહેલાં એક સુસવતો ફટકો માથા પર પડયો અને તે તત્કાળ બેભાન બની ગયો.

નિરંજન ઉપર હુમલો કરનારે દાખવેલી હિંમત તથા ચપળતા જ તેને સફળ બનાવવામાં કારણભૂત બની હતી. એ હુમલો એટલી ત્વરા તથા ચપળતાથી થયો હતો કે એ માણસે નિરંજનને ફટકો લગાવ્યો છે એવી તો આસપાસ એકત્ર થતા માનવીઓને કલ્પના પણ ન આવે. ધોળે દિવસે ચંદ્રનગરના રાજમાર્ગ ઉપર આવી ઘટના બને એમ કોણ માની શકે ?

મસ્તક પર પડેલા ફટકાથી નિરંજન બેભાન બની ગયો. લોકો એકઠા થઈ ગયા. કોઈએ ઉચ્ચાર્યું: 'બિચારાને વધારે ઈજા થઈ લાગે છે.'

પોતાની ઉપર ફટકો પડતા પહેલાં તેણે એક દબાવેલી હોઈ મોટર સ્થંભી ગઈ હતી. થોડી વારે તે જ્યારે શુદ્ધિમાં આવ્યો ત્યારે

તેણે મોટરની બાજુમાં એક સિપાઇને ઉભેલો જોયો. થોડીક ક્ષણો સુધી તો તે મૂઢની માફક તેની સામે તાકી રહ્યો. પરંતુ પછી તેને હમણાં જ બની ગયેલા બનાવનું સ્મરણ થયું અને તે રોષભર્યો ઉભો થઈ ગયો. તેના મસ્તકમાંથી લોહી ટપકતું હતું.

'મીસ્તર ! બેસી રહો, ઉભા થવાની જરૂર નથી. એમ્બ્યુલન્સ ગાડી મગાવી છે. તેમાં બેસારીને તમોને હોસ્પિટલમાં લઇ જઇશું.' સિપાઇએ તેને કહ્યું.

'એમ્બ્યુલન્સ કારને શું કરવી છે ?' નિરંજનના અવાજમાં રોષ તથા ઉશ્કેરાટ હતો. તેણે ચોતરફ નજર ફેરવી. પોતાની બાજુમાં પડેલી પેટી અદૃશ્ય બની ગઇ હતી. તેણે આગલા ભાગમાં નીચે દૃષ્ટિ કરી, પાછળની બેઠક તરફ જોયું. કયાંય પેટી ન દેખાઇ. તે પોતાની મોટરની આસપાસ ટોળે મળી ઉભેલા માણસો તરફ વેધક દૃષ્ટિથી જોવા લાગ્યો. શું પેટીનો ચોર એ લોકોની વચ્ચે છુપાઇ રહ્યો હશે ?

એ પ્રમાણે તેને ચારે તરફ નજર ફેરવતો જોઇને સિપાઇ બોલ્યો : 'તમારી મોટરને પાછળથી જે મોટરનો ધક્કો લાગેલો તેનો ડ્રાઇવર તથા બીજી બે મોટરોના ડ્રાઇવરો પલાયન થઇ ગયા લાગે છે. તેમની મોટરોને અમે કબજામાં લીધી છે.'

નિરંજનના મગજમાં એક નિમિષ માત્રમાં અનેક વિચારો ઉભરાઇ રહ્યા હતા. તેને બાપુજીની સૂચનાનું સ્મરણ થયું: સાબરશિંગના કિસ્સામાં પોલીસની દરમ્યાનગિરી બિલકુલ થવી ન જોઇએ. એટલે તેણે આ સિપાઇને કહ્યું : 'હરકત નહિ, મને કાંઇ એટલી બધી ઇજા થઇ નથી. જો મારી પાછળ આવતી મોટરના ડ્રાઇવરે વખતસર તેની મોટરને બ્રેક લગાવી હોત તો એ મારી મોટર સાથે અથડાત નહિ. પરંતુ મને લાગે છે કે તેણે પિઠામાં જઇને ખૂબ દારૂ ઢીંચ્યો હશે ! ખેર, મારે એ વિષે કશી ફરિયાદ કરવી નથી.'

'અરે મીસ્તર ! પણ તમે દવાખાને ચાલો. ત્યાં ડ્રેસિંગ કરાવો. જુઓ તમારા લમણામાં ફૂટ થઇ છે.'

'ના ના, મને એટલું બધું વાગ્યું નથી.' નિરંજને કહ્યું: 'દવાખાને આવવાની મને જરૂર નથી લાગતી. હું તમને મારૂં વિઝિટિંગ કાર્ડ આપું છું. કદાચ મારી જરૂર પડે તો તેમાં લખેલે સ્થળે હું મળી શકીશ.'

તેણે તેનું વિઝિટિંગ કાર્ડ સિપાઇને આપ્યું અને મોટરને ચાલૂ કરી, પરંતુ તે પોતાના મકાન પર નહિ જતાં એક લાંબું ચક્કર લગાવીને પુનઃ આ જ સ્થળે આવ્યો. પોતાની સાથે અથડાયેલી મોટર કોની હતી, એ વિષે તપાસ કરવાનો તેનો ઇરાદો હતો.

અહીં આવતાં એજ સિપાઈને ઉભેલો તેણે જોયો. નિરંજનને જોઇને સિપાઇએ પૂછ્યું: 'અહો, મીસ્તર! હજી તમે અહીં જ છો?'

'ના ના, હું મારા મકાન તરફ જતો હતો ત્યાં એક ગૃહસ્થને મળવાનું મને યાદ આવ્યું, તેમની ઓફીસ આ તરફ હોઇને હું પુનઃ આ તરફ આવ્યો છું.' નિરંજને અડાવ્યું.

'બહુ સારૂ.' સિપાઈએ કહ્યું: 'પણ અહીં અમે જે મોટરો કબજામાં લીધી હતી, તેના સંબંધમાં તપાસ કરતાં માલૂમ પડ્યું કે આજે એક કલાક પહેલાં એ મોટરોના માલિકોને ત્યાંથી કોઇ બદમાશો ચોરી ગયેલા હતા.'

'એ ગમે તેમ હોય. તેની સાથે મને કાંઇ નિસ્બત નથી.' નિરંજન બોલ્યો: 'તેઓ મોટર ઉપાડીને પલાયન થઇ જવા માગતા હશે, ત્યાં મારી મોટર સાથે અથડાવાથી તેઓ ગભરાઇ ગયા હશે અને મોટરો મૂકીને પલાયન થઇ ગયા હશે. એટલે મારે માટે તો આ એક અકસ્માત જ હતો. વળી મેં એથી કશું ગુમાવ્યું પણ નથી. હા, થોડુંક લોહી ગુમાવ્યું ખરૂં. હરકત નહિ, સાહેબજી!' અને તેણે તેની મોટર આગળ ચલાવી.

સિપાઈ આ વિચિત્ર સ્વભાવના માનવીની મોટર પાછળ ચમત્કારિક દૃષ્ટિથી જોઇ રહ્યો.

●

# પ્રકરણ ૩ જું

## ટેલીફોન દ્વારા

**મ**ધ્યરાત્રિ થઇ ગઇ હતી. ફકિરચંદ સોનાવાલા બિછાના પર સૂતો હતો. આંખો ઘેરાતી હતી. એ વખતે ટેલિફોનની ઘંટડીનો રણકાર થયો. આટલી મોડી રાત્રે કોણે ટેલિફોન કર્યો હશે? તે બિછાના ઉપર પડયો રહ્યો. ક્ષણભર તો ટેલિફોનની ઉપેક્ષા કરવાનો તેને વિચાર થયો, પરંતુ ટેલીફોન તેની ઉપેક્ષા કરવા માગતો ન હતો. ઘંટડી ઉપરાઉપરી વાગવા માંડી. ટેલિફોન કરનાર કોઇ પણ રીતે ફકિરચંદને જગાડી, તેની સાથે વાત કરવા ઈચ્છતો હોવો જોઇએ.

ફકિરચંદ પણ કંટાળ્યો અને ઉભો થઈ ટેલિફોન પાસે ગયો. રીસીવર કાન ઉપર મૂકતાં પોતાનું નામ સંભળાયું. તેણે સવાલ કર્યો: 'કેમ, આટલી મોડી રાત્રે તમને મારૂં શું કામ છે?'

'મને તમારૂં કશું કામ નથી.' રીસીવરમાંથી મંદ છતાં સ્પષ્ટ અવાજ આવ્યો : 'પરંતુ મી. સોનાવાલા ! મેં તો તમારા જ કામ માટે તમને તકલીફ આપી છે. અને એ તમારા લાભની વાત છે, ત્રિલોચનનાં સાબરશિંગની તમને ખાસ જરૂર છે, ખરૂં ને? એ અત્યારે કયે સ્થળે છે તે હું જાણું છું.'

અને આ શબ્દો સાંભળતાં ફકિરચંદની નિદ્રા અદૃશ્ય બની ગઈ. તેના વદનપર એક પ્રકારની લાલસા અંકિત થઇ ચૂકી હતી. તેનાં નેત્રો રીસીવર સામે વેધક દૃષ્ટિથી ચોંટી રહ્યાં. અંદરથી જે માણસનો અવાજ આવતો હતો એ કોણ છે, તે કેમ જાણે નજરે જોઇ નક્કી કરવાનો યત્ન કરતો હોય !

વીમા કંપનીઓ મૂલ્યવાન્ વસ્તુઓનો વીમો ઉતારે છે; પરંતુ એ પહેલાં તેનું મૂલ્ય નક્કી કરવું જોઈએ. ફકિરચંદ એ વસ્તુઓની કિંમત આંકી આપવાનું કામ કરતો હતો. સામાન્ય રીતે તે ધીર, ગંભીર

અને ઠરેલ સ્વભાવનો લાગતો હતો. તેના ચહેરા પરથી કોઈ તેના દિલનો ભાવ કહી શકે તેમ ન હતો. પરંતુ આપણને અનુભવ છે કે કોઇ કોઈ વાર અમુક સંયોગ ઉપસ્થિત થતાં ગમે તેવો કુશળ અને મજબૂત મનોબળવાળો માનવી પણ પોતાના મન ઉપર કાબૂ રાખી શકતો નથી. આ અત્યારે એવો જ પ્રસંગ હતો.

'પરંતુ તમે છો કોણ? અને તમે આ બધું શું બોલી રહ્યા છો?' તેણે રીસીવરમાં પ્રશ્ન કર્યો.

'મી, સોનાવાલા! તમે પણ કોઇ ચમત્કારિક માનવી લાગો છો!' સામેથી અવાજ આવ્યો: 'મેં હમણાં જ જણાવ્યું છે કે વિલોચનવાળાં સાબરશિંગ કયે સ્થળે છે તે હું જાણું છું; અને શું એના સંબંધમાં તમને જાણે કશું જ્ઞાન, માહિતી કે પરવા ન હોય એવું તમે મને સમજાવવા માગો છો!'

'ના, મારી કહેવાની મતલબ જુદી છે. એ સાબરશિંગની મને માહિતી છે, પરંતુ તેની તો આજે જ ચોરી.......'

'હા હા, એ પણ મારા જાણવામાં છે. તેનો બે લાખ રૂપિયાનો વીમો ઉતરાવ્યા પછી જ એ બનાવ બન્યો છે. પરંતુ અત્યારે એ રહસ્યભર્યાં સાબરશિંગ કયે સ્થળે છે, એ જ મુખ્ય મુદ્દો છે. એ હકીકત તેની ચોરી કરનાર અને તેના સાગરીતો જાણે છે. ઉપરાંત હું જાણું છું. બીજું કોઇ જાણતું નથી......હા હા, મને તેની ચોક્કસ માહિતી છે.'

ફકિરચંદની રક્તવાહિનીઓ ખૂબ જોરથી ઉછળી રહી હતી, તેનો હાથ કમ્પતો હતો, તેના આખાય અંગમાં ઝણઝણાટી પેદા થઇ હતી. છતાં પણ કશાયે ઉશ્કેરાટ વગર સ્વસ્થતાપૂર્વક તે બોલ્યો:

'મહાશય! તમે કોઇ ખોટા નંબરનું જોડાણ કર્યું છે. કદાચ તમે બીજા કોઇની સાથે વાત કરવા માગતા હશો. વારૂ, સાહેબજી, મારી આંખો ઘેરાય છે.'

'મી. સોનાવાલા ! હું તમને ઓળખું છું. નંબર બરાબર છે. અને વળી હું કાંઇ પાગલ.........'

જાણે જોડાણ કાપી નાંખવા માગતો હોય, એમ સોનાવાલાએ રીસીવરના સ્ટેન્ડને સ્પર્શ કર્યો.

તુરત જ સામેથી અવાજ આવ્યો: 'એ સાબરશિંગ લખધીર સોલંકીએ મેળવ્યા છે અને અત્યારે પણ એ તેના મકાનમાં જ છે.'

'ભલે હોય.' અને સોનાવાલાએ રીસીવરને સ્ટેન્ડ પર મૂકી દીધું.

એ પછી તે બાજુમાં પડેલા ટેબલની પાસે ગયો. ટેબલ પર પડેલા કાગળો હાથમાં લઇ ઉથલાવવા લાગ્યો. તેણે ટેબલના ખાનામાંથી ચપ્પુ કાઢયું, તેનું ફળું ખુલ્લું કરી, તે નખ કાપવા લાગ્યો. તેના ચહેરા પર એક વિલક્ષણ ભાવ દૃશ્યમાન થતો હતો. તેના દિલમાં ભારે મંથન ચાલતું હતું. ભીતિ અને અનિશ્ચિતતા તેના ચહેરા પર સ્પષ્ટ થતાં હતાં.

બારણા પાસે જઇને અંદરથી સાંકળ બંધ કરેલી છે કે નહિ, એની તેણે તપાસ કરી જોઇ. તે બારીઓ પાસે ગયો, તેનાં કાચનાં બારણાં બંધ હતાં. તેની આડા કાળા પડદા હતા એ પડદા તેણે બરાબર સરખા કરી દીધા.

એ પછી તેણે જાકીટના અંદરના ગજવામાંથી એક ચાવી કાઢી. પુસ્તકોના એ ઘોડાની વચ્ચે એક કબાટ હતું. ચાવી વડે એ કબાટનું દ્વાર ખોલ્યું. એ દ્વારની પાછળ મજબૂત લોખંડી પતરાનું દર્શન થયું. અર્થાત્ બહારથી જે સામાન્ય કબાટ લાગતો હતો તેની ભીતરમાં તિજોરી છુપાએલી હતી. તિજોરી ઉઘાડીને તેની અંદરથી એક ચોપડો કાઢીને તે ટેબલ પાસે આવ્યો, ખુરસી પર બેસી, ચોપડો ઉઘાડી, તેમાં નોંધેલી રકમોનો તેણે એક કાગળ પર સરવાળો કર્યો, ચોપડાના પાનાં ફેરવ્યાં. એ કાર્ય પત્યા પછી તેણે એ ચોપડાને પુનઃ તિજોરીમાં મૂકી દીધો.

તિજોરીના બીજા ખાનામાં કરન્સી નોટોનાં બંડલો હતાં. તેમાંથી એક બંડલ ઉપાડી, તેની નોટો ગણી જોઇ. સો–સો રૂપિયાની કુલ્લ દોઢસો નોટો હતી. પંદર હજાર રૂપિયા થયા, એ નોટોને એક લીફાફામાં મૂકી, પેલો કાગળ પણ તેમાં મૂકયો. લીફાફાને કોટના ગજવાની અંદર સેરવી દીધો.

એ પછી તેણે બહાર જવાની તૈયારી કરીઃ વસ્ત્રો ધારણ કર્યાં, ઉપર પેલો કોટ પહેર્યો, બારણું ઉઘાડી તે બહાર આવ્યો. પુનઃ દ્વાર બંધ કરી દીધું. પાછલે દાદરે થઇને તે નીચે ગયો. આગળના ભાગમાં મકાનનો રક્ષક ભૈયો ગાંજાનો દમ લગાવતો અને જાગતો હોવાનો સંભવ હતો. એટલે પાછળનું બારણું ખોલીને તે ગલ્લીમાં આવ્યો.:થોડે દૂર એક ડેલામાં તે મોટર રાખતો હતો. ત્યાં જઈ, મોટર બહાર કાઢી. ડેલો બંધ કર્યો અને પછી એ મોટરને ચાલૂ કરી.

તે ચોતરફ દષ્ટિ ફેરવતો હતો. પોતાની હિલચાલ કોઇના જોવામાં આવી નથી એવી તેની ખાતરી થઇ ચૂકી હતી. તેણે પ્રથમ મોટરને સીધી પૂર્વ દિશા તરફ લીધી, તે ચંદ્રનગર શહેરની બહાર નિકળ્યો, એકાદ માઇલ દૂર જઈ, બીજા રસ્તા તરફ ફંટાઇ, પુનઃ શહેર તરફ આવી, દરવાજામાં દાખલ થઇને શહેરની અંદર આગળ વધ્યો. તે એક મોટી હોટેલ પાસે આવ્યો. બહાર પુષ્કળ મોટરો પડી હતી. તેણે પોતાની મોટરને ફૂટપાથ પાસે ઉભી રાખી. આ હોટેલમાં તે કવચિત્ જ આવતો, અને વળી તેણે પોતાના દેખાવમાં પણ સામાન્ય પરિવર્તન કરેલું હોઇ અહીં કોઈ તેને ઓળખે તેમ ન હતું. આગલા ખંડમાં જુદાં જુદાં ટેબલોની આસપાસ પુષ્કળ માણસો ખાદ્ય–પેયાદિ પદાર્થોનો ઉપભોગ કરતા હતા. એ ખંડમાં નહિ રોકાતાં તે અંદરના ખંડમાં ગયો. ત્યાં કેટલાક માણસો પાનાં વડે જુગાર ખેલતા હતા. તેમની તરફ લક્ષ આપ્યા વગર, પાછલી બાજુએ બીજું દ્વાર હતું તેમાંથી નિકળી ચાલીમાં આવ્યો, થોડે આગળ વધી, એક દ્વારમાંથી નિકળીને તેણે ગલ્લીમાં પ્રવેશ કર્યો.

એ ગલ્લીમાં આગળ વધી તે એક રાજમાર્ગ ઉપર આવ્યો. થોડે આગળ ચાલતાં ટેકસી મળી ગઇ. તેમાં દાખલ થઇ, તેણે હાંકનારને સ્થાનનો નિર્દેશ કર્યો. ટેકસી ચાલૂ થઇ, થોડી વારમાં જ તેણે જણાવેલા સ્થળે પહોંચીને ટેકસી ઉભી રહી. ડ્રાઇવર બારણું ઉઘાડવા નીચે ઉતર્યો. પરંતુ પાછલી બેઠક ખાલી હતી. તેની ઉપર પાંચ રૂપિયાની નોટ પડી હતી. ડ્રાઇવરને ભાડા કરતાં ચાર ગણી રકમ મળી ગઇ હતી. એટલે આવી રીતે ગૂમ થનાર આ ગૃહસ્થના વર્તન માટે કશી ફરિયાદ કરવાનું તેને કારણ ન હતું.

એ ટેકસી ધીમી પડી કે તુરત જ ફકીરચંદ સીફતપૂર્વક તેમાંથી નીચે ઉતરી, એક ગલ્લીમાં દાખલ થઇ ગયો હતો, અને તેને બીજે છેડે પહોંચી, મોટા રસ્તા પર આવીને તેણે બીજી ટેકસી ભાડે કરી લીધી. નિર્દિષ્ટ સ્થળે એ ટેકસી આવી પહોંચતાં તે નીચે ઉતરી ગયો. હાંકનારના હાથમાં પાંચ રૂપિયાની નોટ મૂકી, વધારાના પૈસા પાછા લેવા માટે નહિ રોકાતાં તે ચાલી નિકળ્યો. તે આસપાસ નજર કરતો એક ગલ્લીમાં દાખલ થયો, થોડુંક ચાલી તેમાં વચ્ચે એક ગલ્લી હતી એમાં થઇને બીજી ગલ્લીમાં આવ્યો.

આ વિભાગમાં મોટે ભાગે ઉતરતા વર્ગના લોકો રહેતા હતા. વાતવાતમાં ટંટો, ફિસાદ અને મારામારી–એ તો તેમને માટે સહજ હતું. એવો દિવસ ભાગ્યે જ જતો કે જે દિવસે આ ભાગમાં એકાદું ખૂન પણ થયું ન હોય. પોલીસનો સિપાઇ પણ અહીં પહેરા પર એકલો ફરતો નહિ. બે જણા સાથે જ ફરતા. જો કે આ લત્તામાં રહેતા બધા જ માણસો હલકટ, બદમાશ કે તોફાની ન હતા. કેટલાક ગરીબ સ્વભાવના અને પ્રામાણિકપણે મજૂરી કરીને જીવનનિર્વાહ કરનારા કામદાર–વર્ગના માનવીઓ પણ અહીં રહેતા હતા. પરંતુ એવા માણસો બનતાં સુધી રાત્રે બહાર નિકળતા જ નહિ.

આ પ્રદેશમાં ફકિરચંદ રસ્તાપર ચાલતો આસપાસ દષ્ટિ કરતો હતો. ઘણાંખરાં મકાનો બંધ હતાં. બારીઓમાંથી પણ પ્રકાશ દેખાતો

ન હતો. થોડે આગળ વધ્યા પછી તે એક મકાન પાસે થંભી ગયો. આ મકાનની બારીઓ બંધ હતી. તેના કાચમાંથી પીળો પ્રકાશ રસ્તા પર રેલાતો હતો, અંદરથી વાજીંત્રોનો નિનાદ અને કોઇ સ્ત્રીના તીણા સૂરનો આલાપ કર્ણગોચર થતો હતો.

મકાનનું પ્રવેશદ્વાર બંધ હતું. તેની પાસે જઇને ફકિરચંદે એ બારણાના કડાને એક વાર જોરથી, એ પછી ધીમેથી, પુનઃ એક વાર જોરથી અને બે વાર ધીમેથી તથા ત્રીજી વખત જોરથી અને પછી ત્રણ વાર ધીમેથી ખટખટાવ્યું. આ મકાનની અંદર પ્રવેશ કરવા માટેની એ સાંકેતિક ભાષા હતી. અર્થાત્ ફકિરચંદ સોનાવાલા અહીં પહેલવહેલો જ આવતો ન હતો.

ક્ષણ વાર પછી મકાનનું દ્વાર ખૂલ્યું. વીજળીની હાથબત્તીના તીવ્ર પ્રકાશથી ફકિરચંદનાં નેત્રો બંધ થઇ ગયાં. તુરત જ એ પ્રકાશ અદૃશ્ય બની ગયો.

'અંદર આવો.' મકાનની અંદરથી અવાજ આવ્યો : 'જલસો હવે પૂરો થવા આવ્યો છે.'

ફકિરચંદ મકાનમાં દાખલ થયો. તેઓ એક દાદર પાસે આવ્યા. તેનાં પગથીયાં ચડીને ઉપર ગયા. ઉપરની ચાલીમાં એક ઓરડાનું દ્વાર ઉઘાડું હતું. તેઓ એ ઓરડામાં દાખલ થયા. દીવાનો ઝાંખો પ્રકાશ ઓરડામાં રેલાતો હતો. એકાદ–બે ખુરશી અને કબાટ સિવાય બીજું કશું ફરનિચર અહીં ન હતું. નીચેથી સંગીતનો આલાપ શ્રવણ થતો હતો. ફકિરચંદની સાથેના માણસે બારણું બંધ કર્યું અને નિઃસ્તબ્ધતા પ્રસરી રહી.

ફકિરચંદ આ માણસનું અવલોકન કરી રહ્યો હતો. તે પાતળો હોવા છતાં, તેનો બાંધો મજબૂત અને કસાયેલો હતો. ઉંચાઇ મધ્યમ હતી. તેનાં નેત્રો તિક્ષ્ણ તથા વેધક હતાં. તેણે સામાન્ય કોટિના વસ્ત્રો પહેર્યાં હતાં.

એ માણસે કહ્યું : 'મી. સોનાવાલા ! આ ખુરશી પર બેસો. ચહાપાન કરશો ? અથવા જો મદ્યપાનનો વાંધો ન હોય તો...'

ફકિરચંદ બેઠો નહિ, તેમ જ તેણે કશું પણ લેવાનો ઇન્કાર કર્યો. તે ઓરડામાં ચોતરફ દૃષ્ટિ કરતો હતો. પરંતુ પોતાને જેની જરૂર હતી તેનું દર્શન થતું ન હતું.

ઓરડાના એક ખૂણામાં નાનું ટેબલ પડયું હતું. પેલો માનવી મંદ મંદ સ્મિત કરતો એ ટેબલ પાસે ગયો અને જાદુગરની માફક તેની ઉપર પોતાના હાથ ફેરવવા લાગ્યો. થોડીવારે એ ટેબલ પરથી એક કાળું વસ્ત્ર ઉંચકાઇ ગયું.

તેણે કહ્યું : 'મી. સોનાવાલા ! તમે જેની પ્રતીક્ષા કરી રહ્યા છો તેનો મને ખ્યાલ છે. અહીં જુઓ !'

ફકિરચંદ કશો પણ ઉચ્ચાર નહિ કરતાં જાણે કૂદકો મારતો હોય તેવી રીતે ફાળ ભરીને એ ટેબલ પાસે ગયો. વીમો ઉતરાવવા માટે આવતી વસ્તુની કિંમત આંકવાના ધંધાને અંગે અનેક જાતની ચિત્રવિચિત્ર વસ્તુઓ તેના જોવામાં આવતી હતી, પરંતુ આ નાના ટેબલ પર તેણે જોઇ તેવી વસ્તુ તો તેણે કદી પણ જોઇ ન હતી.

ટેબલ ઉપર બે લાંબાં સાબરશિંગ દેખાયાં. તે ગોળ, વળાંકદાર અને અણીદાર હતાં. તેની ઉપર સુંદર અને બારીક સોનેરી નકસીકામ કરવામાં આવ્યું હતું. તેમાં આફ્રિકાનો પ્રદેશ, ઉંચી કઢાણોવાળી ઊંડી નદી, આસપાસનું જંગલ, વૃક્ષો પર બેઠેલાં પક્ષીઓ, દૂર દૂર દેખાતાં જંગલવાસીઓનાં કુબા જેવાં મકાનો, એ સર્વ કોતરકામ સુરેખ અને પ્રમાણસર હતું. ઝીણામાં ઝીણી વિગતની પણ ઉપેક્ષા કરવામાં આવી ન હતી. આવું નકસીકામ તો સોનાવાલાએ આજે પહેલવહેલું જ જોયું હતું.

તે આ વસ્તુ પરથી નજર ખસેડી, પોતાની સાથેના માણસની સામે જોતો બોલ્યો: 'અત્યંત સુંદર અને મનોરમ્ય ! આવી વસ્તુની ચોરી થવા પામે એમાં કશું આશ્ચર્ય નથી.'

'આ સાબરશિંગ જેટલાં સુંદર છે તેટલાં જ મૂલ્યવાન્ છે. તેનો બે લાખ રૂપિયાની કિંમતનો વીમો ઉતારવામાં આવેલો હોવાથી જ તેની ચોરી થવા પામી છે. કહો, મી. સોનાવાલા ! આનું મૂલ્ય કેટલું ગણાય ?'

ફકિરચંદે તુચ્છકારપૂર્વક ગજવામાંથી પેલો લીફાફો કાઢી ટેબલ પર ફેંકતાં કહ્યું : 'લખધીર ! તેનું મૂલ્ય આ લીફાફામાં છે, એથી એક પાઈ પણ વધારે નહિ !'

જે લખધીર સોલંકીના સંબંધમાં સોનાવાલાને ટેલિફોન મળ્યો હતો તે જ આ માણસ હતો. તે આ સ્થળે રહેતો હતો. તે બદમાશોનો શિરોમણિ હતો. નીચે બે ત્રણ ગાનારીઓ રહેતી હતી. તેઓ આ મકાનમાં ભાડે રહીને સ્વતંત્ર ધંધો ચલાવતી હોવાનો દેખાવ કર્યો હતો, પરંતુ ખરી રીતે તો તેઓ લખધીરની પગારદાર હતી. તેમની સહાયથી લખધીર સંગીતના જલસાના બહાના તળે શ્રીમંતોના છેલબટાઉ નબીરાઓને આકર્ષી, તેમની પાસેથી ધન પડાવતો. તે અમુક સાગરીતો મારફત ચોરી કરાવતો, ચોરીનો માલ સંઘરતો, તેનો નિકાલ કરતો, તેની ઉપર ધીરધાર કરતો અને બીજા અનેક ઉઠાઉગીરીના ધંધા તે કરતો હતો.

લખધીરે નોટોથી ભરેલા લીફાફા તરફ હાથ લંબાવ્યો. પણ એ લીફાફાને તેના હાથનો સ્પર્શ થઈ શક્યો નહિ. અચાનક આ ખંડની બત્તી ગુલ થઈ ગઈ, ઘોર અંધકાર પ્રસરી રહ્યો.

'લખધીર !' ફકિરચંદે બૂમ પાડી. તેના અવાજમાં ચિંતા અને ભીતિ બેઉ હતાં.

તે ટેબલ નજીક જવા લાગ્યો, એક ખુરશી સાથે અફળાયો અને સમતોલપણું જાળવવાનો પ્રયત્ન કરવા છતાં જમીન પર પછડાયો. તેના કોટની બાંય સાથે કોઈ વસ્તુ ઘસાઈ.

'લખધીર ! અંધારૂં શા માટે કર્યું ? બત્તી કર !'

પરંતુ કોઇ માનવીના હાથ તેના ગળાની આસપાસ ચીપીઆની માફક ભીડાયા. તે હવે કશો પણ અવાજ કરી શકયો નહિ. તેણે પોતાની ઉપર આક્રમણ કરનારની હસ્તચૂડમાંથી છટકવાને માટે એ માણસના શરીર પર મુક્કીઓ લગાવવા માંડી, પરંતુ તેની અસર ન થઈ. અત્યારે આખો ઓરડો માણસોથી ભરાઈ ગયો હતો. તેમના શ્વાસોચ્છ્વાસ અને પગલાંનો અવાજ સંભળાતો લાગ્યો. બીજા હાથ પણ તેના શરીરની આસપાસ ભીડાયા. એવામાં તેની એક મુક્કી કોઇ માણસના જડબામાં લાગવાથી તે માણસના મુખમાંથી દર્દભરી ચીસ સરી પડી.

ઓરડામાં ઘોર અંધકાર હતો. સોનાવાલા તેની મુક્તિને માટે મથતો હતો, પરંતુ તેના ગળા ફરતી જીવલેણ ચૂડ દૂર થતી ન હતી. તેને ગુંગળામણ થવા લાગી હતી. આવી સ્થિતિ વધુ વખત રહેવાથી પોતાનું મોત નિપજવાનો ભય લાગતો હતો.

છેવટે તે એ જીવલેણ ચૂડમાંથી મુક્ત થયો, માડમાંડ ઉભો થયો અને અહીંથી પલાયન થવા અનુમાને દ્વાર તરફ જવા લાગ્યો. આગળ વધતાં તે કોઇ આકાર સાથે અથડાયો. પુનઃ તેના ગળા તરફ હાથ લંબાયા. તેણે સહાય માટે બૂમ મારવાનો વિચાર કર્યો, પણ તેનું ગળું પુનઃ ભીંસાયું.

'રહો ! હું એને પુરો જ કરી દઉં !' સર્પના સુસવાટા જેવો અવાજ કર્ણપટ પર અથડાયો, કોઈ વજનદાર વસ્તુનો તેના મસ્તક પર જોરથી ફટકો પડયો; તથાપિ મૃત્યુના ભયે તેના દિલમાં અજબ હિંમત પ્રેરી હતી. એટલે તેનાં નેત્રો પાણીથી ભરાઇ જવા છતાં તે ટકી રહ્યો. તેણે અજાણ્યા દુશ્મનનો મુક્કીઓ વડે સામનો કર્યો, પરંતુ બીજી ક્ષણે એક બાજો ફટકો પડયો, તે લથડયો, ઢીંચણભર થઇ ગયો અને ત્રીજા ફટકાથી બેભાન બની જમીન પર પછડાયો.

જ્યારે તે શુદ્ધિમાં આવ્યો ત્યારે પણ ઘોર અંધકાર હતો. જો કે અત્યારે કોઇ જીવન્ત વ્યક્તિની હલચલ જણાતી ન હતી. સર્વત્ર શ્મ-

શૂમાકાર હતું. નીચેનું સંગીત સંભળાતું ન હતું. તે બેઠો થયો, લથડીયાં ખાતો ઉભો થયો. તેણે એક હાથે ટેબલને પકડી રાખ્યું. બીજા હાથે ગજવામાંથી નાની વીજળીની ટોર્ચ લાઇટ બહાર કાઢી, અને તેની ચાંપ દબાવી :

'લખધીર! મારી સાથે લુચ્ચાઇ! પણ યાદ રાખજે......'

તે એકાએક સ્થમ્ભી ગયો. વીજળીની બત્તીનાં ઉજ્જવલ કિરણો જમીન પર પડેલા લખધીર સોલંકીના ફિક્કા ચહેરા પર પડતાં હતાં.

લખધીર ટેબલ પાસે જમીન પર પડયો હતો. તેનાં નેત્રો ખુલ્લાં હતાં, પણ તેમાં ચળકાટ ન હતો. એ નેત્રો નિષ્ક્રિયપણે પોતાની સામે રોષપૂર્વક તાકી રહ્યાં છે એમ ફકિરચંદને લાગ્યું. કેમ જાણે એ નેત્રો ફકિરચંદને જ પોતાના માલિકનો ખૂની સમજતાં હોય ને! અને આ નિષ્પ્રાણ નેત્રો સામે જોતાં ફકિરચંદનું આખું ય અંગ ભયથી કમ્પી ઉઠયું.

એક છરાનો હાથો ચમકતો હતો. તે લખધીરના કાળા કોટની વચ્ચે વીંટળાયેલો દેખાતો હતો. એ ઉપરથી તેનું ખૂન કેવી રીતે થવા પામ્યું હશે તે સમજી શકાતું હતું. ફકીરચંદની આંખે અંધારાં આવ્યાં, તેનું મગજ ભમવા લાગ્યું. તેણે જોરપૂર્વક ટેબલને પકડી રાખ્યું. પછી આગ્રહપૂર્વક સ્વસ્થ બનવાનો યત્ન કરતો તે લખધીરના દેહની પાસે ગયો. પરંતુ આ જગતપરની કોઇપણ માનવશક્તિ હવે તેને જીવન્ત બનાવી શકે તેમ ન હતું. તેનાં કપડાં ફાટી ગયાં હતાં, માંસના લોચા લબડતા હતા. એથી મૃત્યુ પૂર્વે તેણે પોતાની ઉપર આક્રમણ કરનારનો સજ્જડ સામનો કર્યો હશે એમ લાગતું હતું.

ફકિરચંદે તેની સામેથી મુખ ફેરવી લીધું, બત્તીનો પ્રકાશ ખૂણામાં પડેલા ટેબલ તરફ ફેંકયો. તે ધીમેથી ઉભો થયો અને ટેબલ સામે જોઇ રહ્યો. બેઉ સાબરશિંગ ટેબલપરથી અદશ્ય બની ગયાં હતાં, પરંતુ એનું તેને કશું પણ આશ્ચર્ય થયું નહિ.

●

# પ્રકરણ ૪ થું

## નિરંજન નાઠો

પોતાના કબ્જામાંથી ગૂમ થયેલા સાબરશિંગની જાતે જ તપાસ કરવાનો નિરંજને નિશ્ચય કર્યો હતો. તે પોતાની રીતે તપાસ કરતો હતો, પરંતુ પેલી મોટરોના ગૂમ થયેલા હાંકનારાઓનો પત્તો મળતો ન હતો. રાવબહાદુર જમીયતરામને તેણે આ હકીકત જણાવી હતી. તેમણે તેની બેદરકારી માટે તેને ઠપકો આપ્યો, તો પણ સાબરશિંગની ચોરી થવાની હકીકતને હાલ તુરતને માટે ગુપ્ત રાખવાની નિરંજનની માગણીમાં તે સંમત થયા.

તેમણે કહ્યું: 'નિરંજન! અમારી વીમા મંડળીના નિયમ મુજબ તો મારે આ બાબત ગુપ્ત રાખવી તે ગેરકાયદેસર ગણાય અને ધંધાદારી દૃષ્ટિથી પણ તે વાજબી નથી. પરંતુ એ સાબરશિંગ ગૂમ થયાં છે, એવું રીતસર જાહેર કરતા પહેલાં, તેને શોધી કાઢવા માટે હું તને બે અઠવાડિયાં આપું છું. અમારી વીમા મંડળી એમ સ્વીકારી લેશે કે ત્યાંસુધી તે સાબરશિંગ ચોરાયાં ન હતાં, પણ તારા કબ્જામાં જ હતાં. વારૂ, તું તેની શોધને માટે શો માર્ગ લેવા ધારે છે?'

પરંતુ આ ચેપી સ્વભાવના વૃદ્ધ જન પાસે પોતાની યોજના રજૂ કરીને સમય બગાડવાની નિરંજનની ઇચ્છા ન હતી. એટલે તેણે પોતાની યોજના સંબંધી સામાન્ય વાત કરીને તેમની વિદાય લીધી. તે પોતાની રીતે તેની શોધ કરવા મથતો હતો.

હવે જે રાત્રિએ ફકિરચંદ સોનાવાલા લખપીર સોલંકીની મુલાકાત માટે ગયો હતો, તે રાત્રે નિરંજન તેના મકાનમાં—સૂવાના ઓરડામાં ગાઢ નિદ્રાને વશ બની, પલંગ પર આડો પડયો હતો. એકાએક ટેલિફોનની ઘંટડીના તીવ્ર રણકારે તેને જાગૃત કરી દીધો. ઘેરાતી આંખોએ તેણે પહેરણ પહેરી લીધું, ચંપલમાં પગ નાંખ્યા અને નીચે ટેલિફોન હતો ત્યાં જવા માટે તે દાદર તરફ ગયો.

તેણે રીસીવર ઉપાડી, કાન પાસે લઇ જઇને પ્રશ્ન કર્યો: ' તમે મને અત્યારે કેમ બોલાવ્યો છે ? જો ખાસ અગત્યનું કામ હોય તો તમારૂં નામ અને શિરનામું જણાવો. આવતી કાલે હું તમને મળવાને માટે આવીશ. '

' આ તો અગત્યનું છે—બહુ જ અગત્યનું. ' સામેથી અવાજ આવ્યો : ' હું માનું છું કે તમારા પિતાશ્રી હજી પણ આફ્રિકામાં જ છે. '

' હા, અને મને લાગે છે કે તેઓ મારા કરતાં ત્યાં વધારે સુખી છે. ' નિરંજન સહેજ તોછડા છતાં કટાક્ષભર્યા સ્વરે બોલ્યો : ' કેમ કે તેઓ જે સ્થળે છે તે સ્થળે ટેલીફોન નથી. એટલે ત્યાં રાત્રે તેઓ શાંતિથી નિદ્રા મળવી શકે છે. માત્ર તેમના તંબુ કે ઝુંપડાની નજીક કોઇ વાર જો સિંહ આવી ચડે તો જ તેમની ઉંઘમાં ખલેલ પડે; જ્યારે અહીં તો......વારૂ, કાંઇ નહિ, બોલો—તમારે શું કહેવાનું છે ? '

' હું તો તમારી સાથે, તમારા પિતાએ તમારી ઉપર મોકલેલા સાબરશિંગના સંબંધમાં વાત કરવા માગું છું.' સામેથી આવેલા સ્વસ્થ અવાજે નિરંજનને ઉત્કંઠિત બનાવી દીધો : ' તમે એ સાબર-શિંગ કોઇ પણ રીતે પાછાં મેળવવાને બંધાયેલા છો, ખરૂં કે નહિ ? તમારા પિતા અહીં આવી પહોંચે ત્યાંસુધી તેને સુરક્ષિત રાખવાની જરૂર છે. એની સાથે તેમના જીવન—મૃત્યુનો પ્રશ્ન સંકળાયેલો છે. વારૂ, એ વસ્તુ કયે સ્થળે છે એ હું જાણું છું.'

નિરંજનની નિદ્રા બિલકુલ ઉડી ગઇ હતી. તેનો અવાજ ઉત્કંઠિત, આશાભર્યો અને ઉત્સાહી બન્યો : ' શું તમે સાચું કહો છો ? એનો પત્તો તમે મેળવ્યો છે ? બોલો, તમે કોણ છો ? એ વસ્તુ કયાં છે ? તે મેળવી આપનારને મોટું ઇનામ.........'

' હું કોણ છું એ જાણવાની તમારે જરૂર નથી અને ઇનામની મને જરૂર નથી. ' અવાજ આવ્યો: ' એ સાબરશિંગનું શું રહસ્ય છે, તેની સાથે તમારા પિતાનો કેવો સંબંધ છે, તમારા પિતાનું આખું ભવિષ્ય તેની ઉપર કેવો મહત્ત્વનો આધાર રાખે છે અને તેઓ અહીં

આવે તે વખતે સાબરશિંગ ન મળે તો તેમની કેવી સ્થિતિ થાય એ તમારા કરતાં હું વિશેષ જાણું છું. તમારા પિતાને મદદ કરવાની મારી ઇચ્છા છે. એ રહસ્યભર્યાં સાબરશિંગને ગુમાવીને તમારા પિતાના ભાવી માર્ગમાં તમે મોટી અને અક્ષમ્ય મુશ્કેલી ઉભી કરી છે. એટલે તમારી એ મૂર્ખતાને ભુંસી નાંખવાની તક તમને આપવાની મારી ઇચ્છા છે.'

નિરંજન સહેજ ઉશ્કેરાયો: 'મહાશય! મારી ભૂલ, બેદરકારી, મૂર્ખતા, વગેરેના સંબંધમાં મને ઉપદેશ આપવાની જરૂર નથી. સાબરશિંગનું રક્ષણ હું ન કરી શક્યો, એ મારો અક્ષમ્ય અપરાધ; પણ તેમાંથી મુક્તિ મેળવવાનો હું કશો યત્ન કરતો નથી એમ તમે શા ઉપરથી માની લીધું? હું તો સતત તેની શોધમાં જ લાગ્યો રહ્યો છું. બોલો મને જણાવો, એ કયે સ્થળે છે?'

'તમારા પિતાનાં સાબરશિંગ લખધીર સોલંકીના મકાનમાં છે. તેનું મકાન મહેતાબ સ્ટ્રીટમાં આવેલું છે. એ મકાનનો નાઇટકલબ તરીકે, સંગીતના જલસા માટે અને વેશ્યાવિહાર માટે પણ ઉપયોગ થાય છે.........ઉતાવળા ન થાઓ. તમારે ખૂબ સંભાળવાનું છે; નહિતર તમે ત્યાં પહોંચશો તે પહેલાં જ સાબરશિંગ ગૂમ થઈ જશે.' બોલનારે ચેતવણી આપી : 'લખધીર સોલંકી કાચોપોચો નથી. તે અનુભવી ઉઠાઉગીર છે, અને તેના જેવા એક ઉઠાઉગીરને ત્યાંથી તમારે ઉઠાઉગીરી કરવાની છે! તમે એકદમ ત્યાં આવો, પરંતુ તમારો કોઇએ પિછો લીધો નથી ને, એની સંભાળ રાખજો. તમે ત્યાં જાઓ છો એ કોઇને પણ જણાવ્યા વગર તમારા મકાનમાંથી છૂપી રીતે નિકળીને એકદમ તે સ્થળે આવજો.'

એ પછી નિરંજનના આ હિતચિંતકે તેને લખધીરના મકાનની ચોક્કસ નિશાની આપી, તેમ જ એ સ્થળે પહોંચવા માટે ટુંકામાં ટુંકો કયો રસ્તો લેવો એ વિષે પણ સૂચવ્યું. છેવટે નિરંજને કહ્યું : 'વારૂ, હું બનશે તેટલી ત્વરાથી ત્યાં આવી પહોંચું છું.'

તેણે રીસીવરને હુક પર ભરાવી દીધું અને તે પ્રવેશદ્વાર તરફ જવા લાગ્યો. પરંતુ તેને યાદ આવ્યું કે તેણે વસ્ત્રો તો પહેર્યાં નથી. તુરત જ ઉપર જઇ બહાર જવા માટે કોટ, પાટલૂન, ટોપી વગેરે ધારણ કરી લીધાં. પુનઃ નીચે આવ્યો. મકાનમાંથી બહાર નિકળી તેણે આસપાસ દૃષ્ટિ કરી. પોતાની મોટર લઇ જવાનું તેને યોગ્ય ન લાગ્યું. એટલે ચાલતો જ તે મહેતાબ સ્ટ્રીટ તરફ જવા લાગ્યો.

ટેલિફોનમાં તેને મળેલી સૂચના મુજબના રસ્તા પર થઇને ચાલતો તે મહેતાબ સ્ટ્રીટમાં પહોંચી ગયો, લખધીર સોલંકીના મકાન પાસે આવી પહોંચ્યો. આ મકાનમાંથી પ્રકાશ આવતો ન હતો કિંવા સંગીતના સૂર પણસંભળાતા ન હતાઃ શ્મશાન સમી શાન્તિ પથરાયેલી લાગતી હતી.

તે આ મકાનના દ્વાર પાસે નહિ જતાં થોભી ગયો. કેમકે થોડે જ દૂર કોઇનાં ક્રમબદ્ધ અને નિયમિત પગલાંના ધબકારા સંભળાતા હતા. એથી તે પાછો ફરી, એક ગલ્લીમાં દાખલ થઇ, એક મકાનની દીવાલ પાસે અંધકારમાં લપાઈ રહ્યો. બે સિપાઇઓ રસ્તા પરથી પસાર થયા, લખધીરના મકાનની નજીક બત્તીનો થાંભલો હતો ત્યાં તેઓ થોભ્યા. સામેથી બીજા બે સિપાઇઓ પણ આવતા દેખાયા. તેઓ આ લોકો પાસે આવીને ઉભા રહ્યા.

નિરંજનને ચિંતા થવા લાગી. તેને એવી શંકા ગઇ કે પોલીસ ચોરાયેલા સાબરશિંગની તપાસ માટે અહીં આવી છે અને તે લખધીરના મકાનની જડતી લેવાની તૈયારી કરે છે. તેના પિતાની સૂચનાનું તેને સ્મરણ થયું અને આ સ્થળે પોલીસને જોવાથી તેની ચિંતામાં વૃદ્ધિ થઈ.

ચારે સિપાઇઓ એકાદ–બે મિનિટ એ સ્થળે થોભ્યા અને પછી બેઉ ટોળી જુદી જુદી દિશાએ ચાલી ગઇ. હવે નિરંજનને શાંતિ થઇ. આ લોકો રોનમાં નીકળ્યા હશે એમ તેણે માન્યું. તેઓ દૂર ચાલ્યા ગયા બાદ પોતે જ્યાં છુપાયો હતો ત્યાંથી બહાર આવ્યો.

પછી તે આસપાસ જોતો આગળ વધી, પોતાને સૂચવવામાં આવેલા મકાન તરફ જવા લાગ્યો. અહીં સર્વત્ર નિઃસ્તબ્ધતા પ્રસરી રહી હતી. તથાપિ આ લત્તામાં તોફાની માણસો અને બદમાશોનો વસવાટ હોઇ, પોતાની સાથે ઉતાવળમાં રિવોલ્વર લાવવાનું તે ભૂલી ગયેલો, એ માટે તેને પશ્ચાત્તાપ થવા લાગ્યો.

ગજવામાં હાથ નાંખતો તે મનોગત બોલ્યો: 'હું ટોર્ચ પણ લાવ્યો નથી ! એ મેં ઠીક ન કર્યું. ખેર !' તે પેલા મકાન પાસે પહોંચી ગયો. તેણે પોતાને મળેલી સૂચના મુજબ એ મકાનના દ્વાર ઉપર સાંકેતિક અવાજ કર્યો.

કશો પણ અવાજ કર્યા વગર દ્વાર ખુલ્લું થયું. અંદરથી એક હાથ લંબાયો, તેણે નિરંજનનો હાથ પકડી, તેને અંદર ખેંચ્યો. અને તેણે ઘોર અંધકારમાં પ્રવેશ કર્યો.

'પણ તમે કોણ......' તે બોલવા જતો, પરંતુ સીસકારા વડે તેને મૌન રહેવાની સૂચના થઇ. અદૃશ્ય હાથ તેને ખેંચતો દાદર પાસે લઇ ગયો. અંધારામાં ચાલતાં નિરંજન બે વખત લથડયો અને બેઉ વખત તેની સાથેના માણસે કોઇ જનાવરના ગળામાંથી નિકળતા ઘુઘુંરાટ જેવો અવાજ કર્યો.

તથાપિ નિરંજન કોઇની તાબેદારી સ્વીકારે તેમ ન હતો. દાદર પાસે પહોંચતાં તે એનો કડેડો પકડીને ઉભો રહ્યો અને બોલ્યો: 'હું ભલે મૂર્ખો મનાઉં, લોકો ભલે કહેતા કે મારામાં કશી અક્કલ નથી; પરંતુ હું કદી પણ કોઈની પાછળ આંધળાની માફક દોરાયો નથી, અને આજે પણ એ રીતે દોરાવા માગતો નથી.'

સાથેના માણસે સીસકારો કર્યો–જાણે મૌન રહેવા સૂચવ્યું અને તેનો હાથ ખેંચ્યો.

'પરંતુ તમે મને ક્યાં લઇ જાઓ છો ?' નિરંજન હઠીલો બનીને ઉભો રહ્યો. તે પોતાને સંતોષ મળ્યા વગર કઠેડો છોડવા ઇચ્છતો ન હતો.

'તમે જેને માટે આ સ્થળે આવ્યા છો તે મેળવવાને માટે.' ઘોર અંધકારમાં જાણે અદૃશ્યમાંથી અવાજ આવ્યો: 'પરંતુ જો તમે મૂગા નહિ રહો તો આપણાં બન્નેનાં હૃદય છરાથી વીંધાઈ જશે. સાબરશિંગને માટે આપણે મેડી ઉપર જવાનું છે.'

હવે નિરંજને કઠેડો છોડી દીધો, તે આગળના માનવીની પાછળ ખેંચાતો જવા લાગ્યો. સર્વત્ર ઘોર અંધકાર હતો. તેનો અંતરાત્મા સૂચવતો હતો કે આ નિઃસ્તબ્ધ અને નિર્જન લાગતા, અંધકારઘેરા મકાનમાં સપડાઇ જવાની પૂરી ભીતિ છે. એટલે તે દરેક ડગલે આંખ અને કાનને સતેજ બનાવવા મથતો હતો. કદાચ પોતાને માટે જાળ બિછાવી હશે તો, એમ પણ તેને થતું હતું.

તેઓ ઉપરના પગથીયે પહોંચ્યા. માર્ગદર્શકે મંદ સ્વરે તેને સાવધ રહેવાનું સૂચવ્યું. ઉપર જઈ તેઓ આગળ ચાલ્યા અને એક ઓરડામાં દાખલ થયા. નિરંજનનો પગ ઉંબરા સાથે અથડાવાથી પોતે કોઇ ઓરડામાં દાખલ થાય છે એમ તેને લાગ્યું. તેણે પોતાના છૂટા હાથને બાજુએ લંબાવ્યો, ત્યાં જ આ ખંડનું બારણું બંધ થઇ ગયું.

તેની સાથેના માણસે તેનો હાથ છોડી દીધો હતો. હવે પોતે આ બંધ ઓરડામાં જાણે એકલો પડી ગયો હોય એમ નિરંજનને લાગ્યું. તે હવે સાવધાનીપૂર્વક આગળ જવા લાગ્યો, ત્યાં કોઈ વસ્તુની સાથે તે અથડાયો. હાથના સ્પર્શથી માલૂમ પડયું કે એ ટેબલ હતું. તેણે એક પગલું આગળ ભર્યું અને તેના પગ નીચે કોઇ ચીજ દબાઇ. જાણે તેણે વીજળીના દીવાની ચાંપ દબાવી હોય એવી રીતે તેની પાછળથી પ્રકાશનાં કિરણો ફેંકાયાં. એ કિરણ તેના પગ પાસે જમીન પર પથરાયાં અને મૃત્યુઘેરા ફિક્કા પડી ગયેલા ચહેરા વાળો મૃતદેહ તેની દૃષ્ટિએ પડયો. તેના આખાય શરીરને રોમાંચનો અનુભવ થયો.

તત્કાળ તે પાછો હઠયો, પરંતુ કોઇ સખ્ત ગોળ વસ્તુનો તેની પીઠને સ્પર્શ થયાનો તેને ભાસ થયો. એથી તે પાછળ ફરવા જતો હતો ત્યાં તેની પાછળથી અવાજ આવ્યે :

'નિરંજન ! તારી પીઠને રીવોલ્વરનો સ્પર્શ થયો છે, અને એક જ રાત્રિમાં બે માનવીઓના મૃતદેહ જોવાની મારી ઇચ્છા નથી. માટે તું નિષ્ક્રિય રહી, તારાં બેઉ હાથ ઉંચા કર !'

ક્ષણાર્ધમાં જ નિરંજને વિચાર કરી લીધો. અત્યારે આ ફરમાનને તાબે થવામાં જ તેને ડહાપણ લાગ્યું.

'પણ તમારો શો ઇરાદો છે ? અને જમીન પર આ કોનો મૃતદેહ પડેલો છે ?' તેણે સવાલ કર્યો.

'એ મૃતદેહ લખધીર સોલંકીનો છે. તેણે જ તારા પિતાનાં સાબરશિંગ ઉપાડયાં હતાં. પરંતુ હવે એ તેની પાસે રહ્યાં નથી. એ સાબરશિંગ પેટીમાં લઇને તું મોટરમાં જતો હતો એ વેળાએ તને જેમ અકસ્માતનો ભેટો થયો હતો, તેમ લખધીરને પણ અહીં અકસ્માતનો જ સંયોગ થયો છે. મને લાગે છે કે એ સાબરશિંગને અકસ્માત સાથે કોઇ વિચિત્ર સંબંધ લાગે છે.' રીવોલ્વરધારી માનવીએ કહ્યું : 'વારૂ, તું નીચો વળી, લખધીરના શરીરમાંથી છરો ખેંચી કાઢ.'

'પણ–પરંતુ–હું–શું...'

'મેં શું કહ્યું ? તું બહેરો તો નથી જ.' અજાણ્યો માનવી સહેજ ઉગ્ર સ્વરે બોલ્યો : 'અને સાંભળ ! તું મારી સામે એ છરાનો ઉપયોગ કરવાનો યત્ન ન કરીશ. તેને લખધીરના શરીરમાંથી ખેંચી કાઢીને ટેબલ પર મૂકી દે.'

નિરંજને આ રહસ્યભર્યા માનવીના ફરમાનને તાબે થવામાં જ ડહાપણ જોયું. તેણે મૃતદેહમાંથી છરો ખેંચ્યો, એથી તેના હાથ પર લોહીનો ડાઘ દેખાયો, તેનાં આંગળાં પણ ખરડાયાં.

'તારો હાથ લોહીથી ખરડાયો લાગે છે.' ભેદી માનવીએ વીજળીની હાથબત્તીનો પ્રકાશ ફેંકતાં કહ્યું : 'વારૂ, હવે તું તારા બેઉ હાથ ઉંચા રાખીને પેલા ખૂણા તરફ જા !'

નિરંજન બેઉ હાથ ઉંચા રાખી આ માણુસ તરફ ફર્યો, પરંતુ તેની આંખો પર પ્રકાશનાં કિરણો પડતાં હતાં, ભેદી માનવી એ પ્રકાશની

પાછળ હતો અને વળી તેણે તેના મુખ પર કોઈ કાળું કપડું લગાવેલું લાગતું હતું. એટલે નિરંજન તેનો ચહેરો જોઈ શકતો ન હતો. માત્ર કોઈ કદાવર કાળી આકૃતિ પોતાની સામે ઉભી છે એટલું જ તેને લાગતું હતું.

એ આકૃતિએ કહ્યું : ' તારી પાછળ ટેબલ છે. તેની ઉપર એ સાબરશિંગ પડયાં હતાં. તું એની છાપ ટેબલ પર સ્પષ્ટપણે જોઈ શકશે. જો તું સહેજ વહેલો આવ્યો હોત તો તું પણ તારા પિતાનાં સાબરશિંગને એ ટેબલ પર પડેલાં જોઈ શકત. '

નિરંજનને લાગ્યું કે આ માણસ સાબરશિંગના બદલામાં કોઈ ભારી રકમની અપેક્ષા રાખે છે. એટલે તે બોલ્યો ' બોલો, તમને કેટલી રકમની જરૂર છે ? એ સાબરશિંગ મને સોંપો અને હું તમારી માગણી કરતાં બમણી રકમ તમને આપીશ. '

' અને પછી આ જમીન પર પડેલા મૃતદેહનું શું ?' અજાણ્યા માનવીએ પ્રકાશનાં કિરણ લખધીરના મૃતદેહ તરફ ફેંકયાં.

' હું તમારો પ્રશ્ન સમજી શકતો નથી. ' નિરંજને કહ્યું : ' તેનું ખૂન કોણે કર્યું ? અને શા સારૂ ? '

'પોલીસ પણ એ જ સવાલ કરશે.' આ માનવીએ કહ્યું : 'અને તે કાંઈ એ સવાલ કરીને જ બેસી નહિ રહે, પરંતુ જે માણસ તેની દ્રષ્ટિએ ગુન્હેગાર ઠરશે તેને ફાંસીના માંચડે પણ ચડાવશે. '

' હું પણ ઇચ્છું છું કે પોલીસ એ અધમ માનવહત્યારાને શોધી કાઢી, તેને લેશ પણ દયા દર્શાવ્યા વગર ફાંસીએ લટકાવે.' આવેશ-ભર્યા સ્વરે નિરંજને ઉચ્ચાર્યું.

' અને આપણા સમર્થ ડિટેકિટવ રાવસાહેબ જયોતિપ્રસાદનું નામ તો તેં સાભળ્યું હશે. તે થોડા સમયમાં જ અહીં આવી પહોંચશે અને લખધીરના રક્તથી ખરડાયેલા હાથવાળા ખૂનીને તેનાવિલંબે પકડી પાડશે.' એ શબ્દોની સાથે જ ઓરડામાં ઘોર અંધકાર પ્રસરી રહ્યો. અજાણ્યા માનવીએ તેની હાથબત્તી બંધ કરી દીધી હતી.

નિરંજન આ ખંડમાં જાણે એકલો બની ગયો. ક્ષણભર તો શું કરવું એ તેને સૂઝ્યું નહિ. એટલામાં નિરવતાનો ભંગ થતો લાગ્યો. રસ્તા પર મોટરનો અવાજ સંભળાયો. નીચે પ્રવેશદ્વાર પર કોઇ અવાજ કરતું લાગ્યું, અને હવે તો જાણે આખું મકાન ધમધમી ઉઠયું. પાછલી બારી ઉપર થયેલા કોઇ આઘાતથી મોટા અવાજ સાથે તે ઉઘડી ગઇ અને તેના તૂટેલા કાચનો ખનનન કરતો અવાજ સંભળાયો. વળી પ્રવેશદ્વાર પર થતા અવાજથી લાગતું હતું કે બારણું તોડવાનો યત્ન થાય છે.

નિરંજન વિચારમાં પડી ગયો, હવે શું કરવું ? તે દૃઢ સંકલ્પ-પૂર્વક આગળ વધ્યો. તેને લાગતું હતું કે ભેદી માનવીની રીવોલ્વરનો તેને સ્પર્શ થશે, તેની તરફથી કોઇ ચેતવણીનો સૂર સંભળાશે. પરંતુ એવું કશું બન્યું નહિ, તેણે ગજવામાં હાથ નાંખ્યો. તેની પાસે વીજળીની બત્તી ન હતી, પણ તે ધૂમ્રપાન કરતો હોઇ દીવાસળીનું બાકસ હતું. બાકસમાંથી દીવાસળી કાઢીને પેટાવી. પ્રકાશ થતાં સત્ય સ્થિતિ સમજાઇ. તે આ ખંડમાં જમીન પર પડેલા મૃતદેહની પાસે એકલો જ હતો.

નીચેથી આવતા અવાજ સંભળાતા હતા. તેના કપાળ પર પ્રસ્વેદ-બિન્દુ બાઝયાં હતાં. તેને પોતાની પરિસ્થિતિની કલ્પના આવી ગઇ. તે સમજી શકયો હતો કે નીચે પોલીસના માણસો આવી પહોંચ્યા હતા. તેઓ આ સ્થળે તેને જુએ તો તેણે જ લખધીરનું ખૂન કર્યું છે એમ વગર શંકે માની લે. લખધીરના મૃતદેહમાંથી ખેંચી કાઢીને ટેબલ ઉપર મૂકેલા છરાનું તેને સ્મરણ થયું અને તેના આખાય અંગમાં કમકમાં આવી ગયાં.

તે ટેબલ પાસે ગયો. તેની ઉપર પડેલા છરાને ઉચકી તેણે ગજ-વામાં મૂકી દીધો. તેણે બીજી દીવાસળી સળગાવી અને આસપાસની પરિસ્થિતિથી માહિતગાર થવાનો પ્રયત્ન કર્યો. આ ઓરડાનું બીજું બારણું એક ખંડમાં પડતું હતું. એ ખંડમાં એક નાનો પલંગ બિછા-વેલો દૃષ્ટિગોચર થતો હતો. તે ઓરડો સૂવાના ઉપયોગમાં લેવાતો

હોવો જોઇએ. તે જે ખંડમાં હતો તેના અધખોલા બારણા પાસે ગયો અને નીચેથી આવતો અવાજ સાંભળવા લાગ્યો. નીચે થયેલી બત્તીનો પ્રકાશ દાદર પર પથરાયો.

નિરંજને એ દ્વારને બંધ કરીને અંદરની સાંકળ વાસી દીધી. તેણે દીવાસળી સળગાવી. લખધીરનો નિસ્તેજ ચહેરો દેખાયો. પોતાના લોહીથી રંગાયેલાં આગળાં તરફ નજર ગઇ. જો તે અત્યારે આ સ્થળે ગિરફ્તાર થાય તો સાંયોગિક પુરાવા એવા હતા કે તેની ઉપર જ ખૂનનો આરોપ આવે.

હવે પોતે જે હેતુથી આ મકાનમાં આવ્યો હતો એનું તેને સ્મરણ થયું. તેણે આસપાસ નજર કરી, પણ કોઇ સ્થળે સાબરશિંગ દેખાયાં નહિ.

તેના વદન પર નિરાશા ફરી વળી, દાદર પર થતા અવાજથી તે સમજી ગયો કે પોલીસ નીચેની તપાસ પૂરી કરીને ઉપર આવે છે. અહીં કેટલાક કાગળો દેખાયા. તેમાંથી કોઇ મુદ્દાની હકીકત મળી આવશે એવી આશાથી એ કાગળો તેણે ગજવામાં મૂકી દીધા અને પછી તે બારી પાસે ગયો.

બારી ઉઘાડીને તેણે રસ્તાપર દૃષ્ટિ કરી. નીચે એક મોટર ઉભી હતી. રસ્તા પર કેટલાક ગણવેશધારી સિપાઇઓ તથા કુતૂહલવશ માનવીઓ એકત્ર થયેલા દેખાયા. પોલીસની મોટર પણ ઉભી હતી. તેમાં કોઇ માણસ ન હતો.

તેને લાગ્યું કે કોઈ પણ ઉપાયે અહીંથી છટકવું જોઇએ. જો તે ગિરફ્તાર થાય તો તેની ઉપર ખૂનનો આરોપ આવવાનો પૂરો સંભવ હતો. એટલે તેણે આ બારીમાંથી નીચે કૂદવાનો વિચાર કર્યો. તેણે બારીની બહાર નજર કરી અને તેની કિનાર ઉપર તે ચડયો, એ જ પળે આ ખંડનું દ્વાર તૂટયું અને રાવસાહેબ જ્યોતિપ્રસાદનો ચહેરો દેખાયો. અગાઉ બે–ત્રણ વખત નિરંજન આ ડિટેકિટવને મળેલો હોઇ તેને પિછાનતો હતો.

એટલે તેણે રાવસાહેબની સામેથી મુખ ફેરવી લીધું અને બીજી જ ક્ષણે તે બારીમાંથી નીચે કૂદ્યો. બરાબર તે પેલી મોટરની પાછલી બેઠક ઉપર પડયો. ગાદીની નીચે સ્પ્રિંગ હોઇ તેને કશી ઇજા ન થઇ. એ ગાદી પર પડતાંની સાથે જ પુનઃ કૂદીને આગલી બેઠકમાં હાંકનારની જગ્યાએ આવ્યો, રસ્તા પર ઉભેલા એક માણસે એ જોઇને બૂમ મારી, અને નિરંજને મોટરને ચાલૂ કરી.

મોટર આગળ ચાલવા લાગી, ત્યાં એક સિપાઇ તેની પાસે પહોંચીને પાટીયા પર ચડી ગયો, પરંતુ નિરંજને જોરપૂર્વક ધક્કો લગાવી, તેને નીચે પછાડ્યો અને મોટરને મારી મૂકી. મોટરની ગતિનો વેગ વધ્યો અને તેની પાછળ દોડતા માણસો ઘણા દૂર રહી ગયા.

આ મોટરને જુદી જુદી ગલ્લીકુંચીઓમાં લઇને તે દૂરના સ્થળે પહોંચી ગયો. ત્યાં તેણે આ મોટરને પડતી મૂકી અને જેવી રીતે ચાલતો તે લખધીરના મકાને ગયો હતો, તેવી જ રીતે ચાલતો પુનઃ પોતાના મકાન તરફ આવ્યો. રસ્તા પર ચાલતી વખતે ગજવામાં તેનો હાથ ગયો, લખધીરના દેહમાંથી ખેંચી કાઢેલો છરો તેના ગજવામાં ન હતો. વિચાર કરતાં સમજાયું કે પોતે બારીમાંથી નીચે કૂદ્યો હતો તે વખતે કદાચ એ છરો ગજવામાંથી બહાર સરકી પડ્યો હશે.

●

# પ્રકરણ ૫ મું

## રાવસાહેબ જ્યોતિપ્રસાદ

**ચંદ્રનગરનો** દરેક માણસ રાવસાહેબ જ્યોતિપ્રસાદને પિછાનતો હતો. તે બારીસ્ટર થયો હતો. તબીબી લાઇનનો તેનો અભ્યાસ સારો હતો, વિજ્ઞાનનો તેને શોખ હતો. તે મનહર સ્ટ્રીટમાં રહેતો હતો અને ચંદ્રનગરમાં ખાનગી ગુન્હાશોધક તરીકે તે કામ કરતો હતો.*

તે અત્યારે ચંદ્રનગરના ચીફ ઇન્સ્પેક્ટર કંટકરાયની સાથે ગુફતેગો કરી રહ્યો હતો. તેઓ વાતચીત કરતા હતા તે દરમ્યાન તેના મકાનેથી ત્રણ–ચાર વખત તેના મદદનીશ અરૂણ તરફથી ટેલીફોનનો સંદેશો મળ્યો. અત્યારે રાત્રિ પુષ્કળ વીતી ગઇ હતી, પરંતુ આ બે ગુન્હાશોધકો કોઇ અગત્યની ચર્ચામાં ગુંથાયેલા હતા. ગયા સપ્તાહમાં બનેલા કેટલાક ગુન્હાઓને લગતી એ ચર્ચા હતી.

તેમની વચ્ચે વાતચીત ચાલતી હતી એ દરમ્યાન પોતાના ટેબલ પર પડેલા એક અખબાર તરફ આંગળી ચીંધીને કંટકરાયે સવાલ કર્યો: 'તમે માણીગરને ઓળખો છો?'

'માણીગર તો અગાઉ પેશવાઈ વખતનો ઇલકાબ છે. એવો ઇલકાબ મેળવનારાઓના વારસોએ તેને પોતાની અટક તરીકે ચાલૂ રાખેલ હોય એ બનવા જોગ છે.' રાવસાહેબ જ્યોતિપ્રસાદે કહ્યું : 'અને આ માણીગર અટકધારી માત્ર એક જ કુટુમ્બ ચંદ્રનગરમાં છે. એ કુટુમ્બમાં માત્ર બે જ વ્યક્તિઓ હયાત છે : પિતા તથા પુત્ર. પિતાનું નામ વિલોચન અને પુત્રનું નામ નિરંજન માણીગર. અગાઉ હું આફ્રિકા ગયેલો ત્યારે તે દેશમાં એ પિતા–પુત્રનો મને બે–ત્રણ વખત પરિચય થયો હતો. વારૂ, એ માણીગરનું શું છે?'

---

* રાવસાહેબ જ્યોતિપ્રસાદ તથા તેમનઃ મદદનીશ અરૂણકુમાર વિષે વિસ્તૃત માહિતી 'ચમત્કારિક નવલકથા'માં આપી છે..........લેખક.

'એ લોકોને અસત્યવાદ કરવાની ટેવ પડી ગઈ હોય એમ લાગે છે.' કંટકરાયે કહ્યું : 'ખાસ કરીને તો હું નિરંજન માણીગરના સંબંધમાં કહેવા માગું છું.'

રાવસાહેબે કહ્યું : 'નિરંજનનો મને થોડોઘણો પરિચય છે. એ ઉપરથી હું કહી શકું છું કે તે સ્વભાવે સહેજ તોછડો, કાંઇક ઉચ્છૃંખલ અને આવેશપૂર્ણ છે. પરંતુ તે સામાન્ય રીતે માયાળુ અને એકમાર્ગી માણસ છે. તે પોતાના મગજ કરતાં હૃદયનો ઉપયોગ વિશેષ કરે છે, અને તેણે મોટો ભાગ આફ્રિકાનાં જંગલોમાં ગાળેલો હોઇ, તેના સ્વભાવમાં સ્વતંત્રતાનું પ્રમાણ વધારે છે. તેમ છતાં પણ એકંદરે હુ તેને પસંદ કરૂં છું.'

'તમારા કથનની મતલબ હું સમજ્યો, પરંતુ તો પછી આજથી ચાર દિવસ પહેલાં તેણે પોલીસના એક અમલદાર પાસે શા માટે અસત્યવાદ કર્યો હશે ?'

'એ તો હું કેવી રીતે કહી શકું ? મને તેમની બેઉની મુલાકાત આફ્રિકામાં વર્ષો પહેલાં થયેલી. બે–ત્રણ વખત અમે મળ્યા હોઇશું. અત્યારે તો તેમને કદાચ મારૂં સ્મરણ પણ નહિ હોય.'

'સમજ્યો, રાવસાહેબ ! એ લોકો સાથે તમારો વિશેષ પરિચય હોવાનું જણાવવાની તમારી ઇચ્છા નથી.' કંટકરાયે કહ્યું : 'બહુ સારૂ, હું તમને એ માણીગરની હકીકત જણાવું. એ પરથી તમને બધું સમજાશે. આ નિરંજન માણીગર કોઇ રહસ્યપૂર્ણ સંયોગોમાં સંડોવાયેલો જણાય છે. એટલા ખાતર જ અમે તેના સંબંધમાં વિશેષ માહિતી મેળવવા ઇચ્છીએ છીએ. ચાર દિવસ–હા, ચાર દિવસ થયા. નિરંજન એક મોટર અકસ્માતમાં સપડાયો હતો. પરંતુ એ અકસ્માત પછીનું તેનું વર્તન વિચિત્ર દેખાતું હતું. તે આ અકસ્માતથી બેશુદ્ધ બની ગયો હતો, છતાં શુદ્ધિમાં આવ્યા બાદ પોતાને કશી યે ઇજા થયેલી નહિ હોવાનું તેણે જણાવ્યું. વળી પોતાને જરૂરી કામે જવું છે એમ કહી. ડોકટરી સારવારનો ઇન્કાર કર્યો. પરંતુ એ

સ્થળ પર જે પોલીસ અમલદાર હતો, તેનું એમ કહેવું છે કે નિરંજન ત્યાંથી ગયો ન હતો.

'એ વખતની તેની સ્થિતિ જોતાં તેણે ડોકટરી સારવાર લઇ, ઘેર પહોંચીને આરામ કરવો જોઇએ. તેને બદલે નિરંજન તે સ્થળે રોકાઇને જુદા જુદા માણસોને પૂછગાછ કરતો હતો. વળી એ જ્યારે શુદ્ધિમાં આવેલો ત્યારે મોટરમાં આમતેમ નજર ફેરવતો હતો. એથી સ્વાભાવિક રીતે જ' પોલીસઅમલદારે તેને પૂછ્યું : 'શું તમારી કોઇ વસ્તુ ગૂમ થઈ છે?' તેના ઉત્તરમાં તેણે તેની કશી પણ વસ્તુ ગૂમ થયેલી નહિ હોવાનું જણાવ્યું. જો કે એ તેનો અસત્યવાદ હતો. તેના ચહેરા પરથી સ્પષ્ટ સમજી શકાતું હતું કે તેની કોઇ પણ અતિ મૂલ્યવાન્ વસ્તુ ગૂમ થયેલી હોવી જોઇએ.

'વારૂ, ગઇ કાલે બે માણસો સ્વેચ્છાપૂર્વક મારી પાસે જુબાની આપવા માટે આવ્યા હતા. એ બેઉ જણા જણાવે છે કે જ્યારે એ અકસ્માત થયો ત્યારે એક મોટર નિરંજનની ગાડી નજીક ધસી આવી હતી. તેમાંથી એક માણસે નીચે ઉતરી નિરંજનના મસ્તક પર કોઇ વજનદાર વસ્તુનો ફટકો લગાવ્યો હતો, જ્યારે નિરંજનને પૂછતાં તેણે એવું જણાવ્યું હતું કે તેની મોટરના સ્ટીઅરિંગ વ્હીલની સાથે તેનું માથું અફળાવાથી તેને ફુટ થઈ હતી અને લોહી નિકળ્યું હતું. આ તેનો બીજો અસત્યવાદ.

'આ બેઉ સાક્ષીઓને જુદા જુદા બોલાવીને પૂછવામાં આવેલું, છતાં તે બેઉએ એક જ જવાબ આપ્યો હતો. એ ઉપરથી સમજી શકાય છે કે એ અકસ્માત અગાઉથી જ ઇરાદાપૂર્વક ગોઠવવામાં આવ્યો હોવો જોઇએ અને ખાસ ઇરાદાપૂર્વક જ નિરંજન ઉપર હુમલો કરવામાં આવ્યો હોવો જોઇએ. પરંતુ તો પછી એનું કારણ શું? અને નિરંજન એ વિષે અસત્યવાદ શા માટે કરે છે?'

રાવસાહેબના વદન પર જાણે કંટાળાનો ભાવ જણાતો હતો. પરંતુ કંટકરાયને તેના સ્વભાવનો પરિચય હતો. તે ઉપરથી તે જાણી

શકયો હતો કે રાવસાહેબ જ્યોતિપ્રસાદ પોતાની હકીકત લક્ષપૂર્વક સાંભળે છે અને આ રહસ્યપૂર્ણ ઘટનામાં તેને રસ પેદા થયો છે.

કંટકરાયે આગળ ચલાવ્યું : ' નિરંજનની મોટર સાથે અકસ્માત નિપજાવવામાં જે મોટરો સંડોવાઇ હતી, એ મોટરોની તેના ખરા માલિકને ત્યાંથી ચોરી કરનારાને શોધી કાઢવાના યત્નમાં અમને અમુક અંશે સફળતા મળી છે, એટલે કે એક માણસને અમે સપડાવી શકયા છીએ. બેઉ સાક્ષીઓએ પણ તેને ઓળખ્યો છે. અકસ્માત સમયે નિરંજનની મોટરની બાજુમાં જે મોટર આવેલી તેનો એ ડ્રાઇવર હતો અને તેણે જ નિરંજનના મસ્તક પર ફટકો લગાવ્યો હતો. વળી તે જ દિવસે એકાદ–બે કલાક પહેલાં પણ તે માણસ એ સ્થળે હોવાનો પુરાવો મળ્યો છે. પરંતુ એ માણસને અનેક રીતે પટાવ્યા છતાં તે તેના મુખમાંથી એક ચકાર સરખોયે કાઢતો નથી. '

'અંધારી આલમના ઉઠાઉગીરોનો સામાન્ય રીતે મને જે અનુભવ છે તે ઉપરથી હું કહી શકું છું કે તેઓ કદી પણ બીજા કોઇનું નામ આપવાના જ નહિ. જો તે બીજાનું નામ આપે તો તેને પોતાનો જ જાન ગુમાવવો પડે. વારુ, તમે જેને સપડાવ્યો છે તેનું નામ શું છે ? ' રાવસાહેબે પૂછ્યું.

' તમે પણ એ માણસને ઓળખો છો. ' કંટકરાયે કહ્યું : ' તે અત્યારે અહીં ' કસ્ટડીમાં જ છે. એટલે કે તમે જો તેની સાથે વાત કરો......'

' તો હું તેની પાસેથી તેના સાથીઓને લગતી મુદ્દાની હકીકત કઢાવી શકું એમ તમે માનો છો !' જ્યોતિપ્રસાદ વચ્ચે બોલ્યો : ' કંટકરાય ! તમને મારો પરિચય છે, મોટા સાહેબ સાથે પણ સારી મિત્રતા છે. પોલીસ ખાતાને મેં મારાથી બની શકી તે સહાય કરી છે, પરંતુ આ કાર્ય મારાથી બની શકે તેમ નથી. જો હું એ માણસ પાસેથી તેના સાથી-ઓનું નામ મેળવવામાં સફળ થાઉં તો તેઓ જરૂર તેનું ખૂન કરે એમ હું માનું છું. એટલે હું તેના ખૂનમાં કારણભૂત થવા માગતો નથી.'

કંટકરાય પણ એ સાંભળીને વિચારમાં પડી ગયો. થોડી વારે તે બોલ્યો : 'રાવસાહેબ ! તમારા કથનનો હું સ્વીકાર કરું છું. પરંતુ મને લાગે છે કે તે અમારા કરતાં તમારી સાથે વિશેષ છૂટથી વાત કરશે, એટલે તેની સાથેની વાતચીતમાંથી કોઈનાં નામ ભલે ન મળે, તો પણ જો કોઇ અગત્યનો મુદ્દો મળી આવે તો તેને આધારે અમારી તપાસમાં આગળ વધવામાં અમને અનુકૂળતા થાય.'

તેણે ઘંટડી કરી. ઓર્ડરલી અંદર દાખલ થયો, કંટકરાયે તેને કેદીને અહીં હાજર કરવાનું ફરમાવ્યું. ઓર્ડરલી સલામ કરી બહાર ગયો અને ત્રણ મીનિટમાં પુનઃ કેદીની સાથે હાજર થયો. કંટકરાય તરફ જોતાં કેદી ગુસ્સાપૂર્વક ઉછળ્યો, પરંતુ તેની નજર રાવસાહેબ તરફ ગઇ અને તેણે ગુસ્સાને કાબૂમાં લીધો, તે શાંત બની ગયો.

'આટલી મોડી રાત્રે મને અહીં બોલાવવાનો કાયદા પ્રમાણે તમને બિલકુલ અધિકાર નથી.' કેદી બોલ્યો: 'ખરી રીતે તો તમારે મને માજીસ્ટ્રેટ સામે ઉભો કરવો જોઇએ. તથા વકીલ રોકવાની મને સગવડ કરી આપવી જોઇએ. હું પણ કાયદો સમજું છું. મી. કંટકરાય ! તમે યાદ રાખજો. તમારા આવા ગેરકાયદેસર વર્તન માટે તમારે નોકરીમાંથી ડિસમિસ થવું પડશે.'

'સુંદરસીંગ' તારી આ ધમકી કાંઇ પહેલી જ નથી.' કંટકરાયે કહ્યું: 'અગાઉ બે વખત અમે તને પકડેલો ત્યારે પણ તું આ પ્રમાણે જ ધમકી આપતો હતો, છતાં પણ હું તો જેની તે જ જગ્યાએ છું. એટલે જો તારે આ સ્થળે મારી સમક્ષ હાજર થવું ન હોય તો બે રસ્તા છે. કાં તો તારે સંપૂર્ણ સુધરી જવું જોઇએ, અથવા તો લાંબા સમયની સજાને અધીન બનીને કારાગૃહની કાળમીંઢ પત્થરની દીવાલો પાછળ પુરાઈ રહેવું જોઇએ. વારૂ, હવે તું રાજમાર્ગ ઉપર થયેલા મોટરઅકસ્માતની ઘટના વિષે જે જાણતો હોય તે રાવસાહેબને જણાવ.'

'મોટરઅકસ્માત શું અને ઘટના શું ? હું એવું કશું જાણતો નથી, અને રાવસાહેબ અથવા તો બીજા કોઇને કશું પણ કહેવાની મારી

ઇચ્છા નથી. હું રાવસાહેબ જ્યોતિપ્રસાદને ઓળખું છું અને તેમનાથી તો દૂર રહેવાનું જ પસંદ કરૂં છું.'

'સુંદરસીંગ !' જ્યોતિપ્રસાદે કહ્યું : 'આપણે પરસ્પરને લાંબા સમય થયા પિછાનીએ છીએ. તું યાદ કર, પેલા બદમાશોની સાથે તું સપડાયો હતો, એ વખતે તને પણ તેમની સાથે જન્મટીપની સજા મળે તેમ હતી. માત્ર મારી દરમ્યાનગીરીથી જ તને નજીવી સજા થવા પામી હતી, એ શું તું ભૂલી ગયો ?'

સુંદરસીંગે વેધક દૃષ્ટિથી જ્યોતિપ્રસાદ સામે જોયું. તેનાં નેત્રો લાલચોળ હોવા છતાં તેમાં ગુસ્સાનો આવિર્ભાવ ન હતો. બીજી જ ક્ષણે જાણે તે શરમીન્દો બન્યો હોય એમ તેણે મસ્તક નીચું કર્યું. રાવસાહેબ જ્યોતિપ્રસાદે અગાઉ તેની ઉપર કરેલા ઉપકારોનું તેને સ્મરણ થયું.

રાવસાહેબે ઇશારત કરી, એટલે કંટકરાય તથા ઓર્ડરલી આ ખંડમાંથી બહાર ચાલ્યા ગયા, બારણું ખાલી બંધ કર્યું. જ્યોતિપ્રસાદે કહ્યું : 'સુંદરસીંગ ! સને ૧૯૩૦માં શાહપુરમાં એક સ્ત્રી મરણ પામી હતી.'

સુંદરસીંગ નકારાત્મક મસ્તક ધુણાવી, એ વાતનો ઇન્કાર કરવા જતો હતો, પરંતુ અસત્યવાદ તેના હોઠ પર આવતા પહેલાં જ સુકાઇ ગયો. રાવસાહેબ સાથેના અગાઉના અનુભવ પરથી તે સમજી શકતો હતો કે તેની પાસે અસત્યવાદ બિલકુલ ચાલી શકશે નહિ.

'હા, એ મને યાદ છે.' તેણે સ્વીકાર કર્યો: 'પરંતુ એ સ્ત્રીનું ખૂન કરનારને પોલીસ હજી સુધી પકડી શકી નથી.'

'પોલીસ તેને પકડી શકી નથી, પણ હું ખૂનીને પિછાણું છું.' રાવસાહેબે જણાવ્યું : 'વળી તને ખબર છે કે એ માણસે શા માટે તેનું ખૂન કર્યું હતું એ પણ મારી જાણ બહાર નથી. એટલું જ નહિ પણ તેનું ખૂન કરનારના સંબંધમાં બીજું પણ હું ઘણું જાણું છું.'

સુંદરસીંગ ક્ષણવાર મૌન રહ્યો. તેનાં નેત્રોમાં અત્યારે ન હતો ભય કિંવા ન હતો વિરોધ. તે આગળ વધ્યો અને રાવસાહેબની નજીક જઇને ઉભો રહ્યો :

'રાવસાહેબ જ્યોતિપ્રસાદ! તમે એક ગુન્હાશોધક છો, કાયદાનો ભંગ કરનારાઓના તમે દુશ્મન છો. છતાં હું જાણું છું કે તમારો સ્વભાવ દિલદાર છે. તમારૂં મન ઉદાર છે. તમે અંધારી આલમના ઉઠાઉગીરોનો સામનો કરી રહ્યા છો, છતાં તેમને સન્માર્ગ પર લાવવાને માટે તમે ઉત્સુક છો. વારૂ, ત્યારે તો શાહપુરની માયાદેવી વિષે તમે બધુંય જાણો છો, એમને!'

સુંદરસીંગનો અવાજ ભારે થયો હતો, તેનું કપાળ પરસેવાથી ભીંજાઇ ગયું હતું. તેણે પુનઃ ઉચ્ચાર્યું : 'રાવસાહેબ! શું તમે મારી સાથે કોઇ શરત કરવા માંગો છો?'

'ના, એ સંબંધમાં હું તારી સાથે કશી પણ શરત કરવા માગતો નથી.' જ્યોતિપ્રસાદે કહ્યું : 'સુંદરસીંગ! અમુક બાબતો તો કોઇ કદી પણ જાણી શકશે નહિ. અત્યારે તો હું તને અમુક વિષયના સંબંધમાં પૂછવા ઇચ્છું છું. જે મોટર ઉપર તમે હુમલો કર્યો હતો તેના હાંકનાર નિરંજન ઉપર પોલીસ શકની નજરે જુએ છે. એટલે તમે જે હુમલો કરેલો એ વિષયમાં કાંઇક વિશેષ જાણવાની મારી ઇચ્છા છે. હું તને તારા બિરાદરોનો દ્રોહ કરવાનું કહેતો નથી. અંધારી આલમના ઉઠાઉગીરોના અણલખ્યા કાયદાનું મને જ્ઞાન છે. એ કાયદાને તું પૂરો વફાદાર રહે તે સામે મારો વિરોધ નથી. એટલે કે તારી પાસેથી તારા કોઇ પણ સાથીનું નામ હું મેળવવા માગતો નથી.'

સુંદરસીંગ રાવસાહેબ જ્યોતિપ્રસાદની માગણીના સંબંધમાં વિચાર કરવા લાગ્યો. જ્યોતિપ્રસાદ ખુરશી પર આડો પડીને આ માનવી સામે વેધક દષ્ટિપૂર્વક તેના મનોમંથનનો અભ્યાસ કરી રહ્યો હતો.

તેના સંબધમાં સુંદરસીંગના ઉદ્ગાર સાચા હતા. તે ઉઠાઉગારીને પૂરેપૂરી નાબૂદ કરવાના પવિત્ર કાર્યમાં રોકાયો હતો. તે ગુન્હાશોધક હતો, ગુન્હેગારોને શોધી કાઢવા માગતો હતો, પરંતુ તેમની સાથે નિષ્ઠુર થવાની તેની ઇચ્છા ન હતી. તેની માનવતા કેટલાક પોલીસઅધિકારીઓની માફક નાશ પામી ન હતી. જે લોકોને તે

કાયદાના પંજામાં સપડાવવા ચાહતો હતો તે જ લોકોને જો પોતાને આવશ્યક લાગે તો સહાય પણ કરતો હતો.

શાહપુરમાં માયાદેવી નામની યુવતીનું સને ૧૯૩૦માં ખૂન થયું હતું. એ ખૂનનું કારણ તે જાણતો હતો. માયાદેવી અધમતાને આરે પહોંચેલી યુવતી હતી. તેણે ઉચ્ચ કુટુમ્બના સંસ્કારી યુવાનોને પોતાની મોહજાળમાં ફસાવી ઉંધે માર્ગે દોર્યા હતા. તેના સહવાસને પરિણામે કેટલાય યુવાનો મરણ પામ્યા હતા, કેટલાય મૃતપ્રાયઃ બન્યા હતા, કેટલાક જેલમાં ગયા હતા, કેટલાક પોતાનું સર્વસ્વ ગુમાવી બેઠા હતા. એ માયાદેવીના ખૂનની પાછળ એક નિર્દોષ યુવાનને બચાવવાનું કારણ હતું. એનું ખૂન સુંદરસીંગે કર્યું હતું. સુંદરસીંગને એક નાનો ભાઇ હતો. માયાદેવીનો તેને અધઃપાતની ગર્તામાં પહોંચાડયો હતો. એથી જ સુંદરસીંગે તેનું ખૂન કર્યું હતું.

કાયદાની રીતે માયાદેવીના ખૂન માટે સુંદરસીંગ જવાબદાર હતો. જો રાવસાહેબ જ્યોતિપ્રસાદે ધાર્યું હોત તો તેણે સુંદરસીંગને બરાબર સપડાવ્યો હોત. પરંતુ એ વિષયમાં જાણે પોતે કશું જાણતો નથી, એવો જ દેખાવ તેણે કર્યો હતો. માયાદેવી પ્રત્યે તેના દિલમાં લેશ પણ દિલસોજી ન હતી, ઉલટો તિરસ્કાર હતો : એવી અધમ સ્ત્રીના અંતથી એક રીતે તેના મનને આનંદ થયો હતો.

એ જૂના પ્રસંગો એક પછી એક તેના મગજમાં ઉભરાઇ આવ્યા. થોડી વારે તેણે સૂચવ્યું : 'સુંદરસીંગ ! હું સમજી શકું છું કે આ મોટર અકસ્માતના કાર્યમાં કોઇએ તારી યોજના કરી હતી અને એ યોજનાને સફળ બનાવવા માટે એક ચોરાયેલી મોટર તને આપવામાં આવી હતી. વારૂ, પણ નિરંજન ઉપર આ હુમલો શા માટે કરવાનો છે એ વિષે તને કોઇએ કહ્યું હતું ખરૂં ?'

'રાવસાહેબ ! એ વિષે મેં કશો સવાલ કર્યો ન હતો.' સુંદરસીંગ નિખાલસ અવાજે બોલ્યો : 'એવી બાબતમાં માથું મારવાનો અમારો સ્વભાવ નથી. વળી અમને જે બદલો આપવામાં આવે છે

તે અમને બતાવવામાં આવેલું કાર્ય કરવાને માટે, વચ્ચે માથું મારવાને માટે નહિ અને મને મારી ઠરાવેલી રકમ મળી જાય, પછી મારે બીજી ચિંતા શા માટે કરવી જોઇએ ? અમને કહેવામાં આવેલું એ પ્રમાણે અમે કર્યું. નિરંજનની મોટરને અકસ્માત નડયો. એક માણસે તેના મસ્તક પર ફટકો લગાવી તેને બેભાન બનાવ્યો, જ્યારે બીજો માણસ તેની બાજુમાં પડેલું એક બંડલ ઉઠાવી ગયો.'

'એ બંડલ કેવું હતું ?' જ્યોતિપ્રસાદે પૂછ્યું.

'તે લાંબું હતું, તેની ઉપર કંતાન લપેટેલું હતું અને તે વજનદાર પણ હતું.' સુંદરસીંગે જણાવ્યું.

'વારૂ, પછી તે બંડલનું શું થયું ?'

'અમે તે બંડલ એ માણસ પાસે લઇ ગયા, તે વળી બીજા કોઇની પાસે લઇ ગયો; અને હું માનું છું કે એ બંડલે એ રીતે પુષ્કળ પ્રવાસ કર્યો હશે.' સુંદરસીંગે જણાવ્યું.

'એ બંડલમાં શું હતું ?' જ્યોતિપ્રસાદે પૂછ્યું : 'સુંદરસીંગ ! તું તથા તારો સાથી ગમે તેમ તો ય મનુષ્ય છો. માનવસ્વભાવને અનુરૂપ તમારી જિજ્ઞાસાવૃત્તિ તીવ્ર બને અને તમે એ બંડલમાં શું છે તેની તપાસ કરી હોય તો તેમાં કશું નવાઇ જેવું નથી.'

સુંદરસીંગે સ્મિત કર્યું અને તેણે કહ્યું : 'હા, એ બંડલ ઉપાડયા પછી થોડો સમય એક સ્થળે છુપાઇ રહેવાની અમને ફરજ પડી હતી. તે વખતે એ બંડલની અમે તપાસ લીધી હતી.'

'વારૂ, ત્યારે કહે, તેની અંદર શું હતું ?'

'તમે સાબર તો ઘણાં ય જોયાં હશે. તેના મસ્તક પર બેઉ બાજુએ બે વળાંકદાર, લાંબાં શિંગડાં હોય છે, તેવાં બે સાબરશિંગ હતા.' સુંદરસીંગે ઉત્તર કર્યો: 'એ શિંગડાં ભૂખરાં, ગોળ, વળાંકદાર, લાંબાં, દળદાર અને છેડે અણીદાર હતાં. તેની ઉપર નકસીકામ પણ સરસ કર્યું હતું. એ નકસીની દૃષ્ટિએ તેની કિંમત ગમે તેટલી હોય, બાકી સાબરશિંગ તરીકે તો એ કોઇ મોટી કિંમતનાં ન ગણાય.'

રાવસાહેબ જ્યોતિપ્રસાદ સમજતો હતો કે હવે આથી વિશેષ સુંદરસીંગ પાસેથી કશું કઢાવી શકાય તેમ ન હતું. એટલે તેણે કહ્યું: 'આ કેસમાં તેં નિરંજનની મોટર પર હુમલો કર્યો હતો એ વિષે કંટકરાય પાસે મજબૂત પૂરાવો છે.'

'એમાં શી હરકત છે? મને થોડા સમય માટે આરામની જરૂર પણ છે.' સુંદરસીંગ પરિણામ માટે બેપરવા હતો.

એ વખતે કંટકરાયે અંદર આવીને કહ્યું: 'જ્યોતિપ્રસાદ ટેલીફોન ઉપર તમને અરૂણ બોલાવે છે. તે કહે છે કે તમને એક અગત્યનો સંદેશો આપવાનો છે.'

•

# પ્રકરણ ૬ ઠ્ઠું

## અરૂણનો સંદેશો

કંટકરાયે ઓર્ડરલીને બોલાવ્યો. તે સુંદરસિંગને અહીંથી લઇ ગયો. પછી રાવસાહેબ તથા કંટકરાય ટેલીફોન પાસે ગયા.

જ્યોતિપ્રસાદે રીસીવર કાને લગાડ્યું અને અરૂણનો અવાજ આવ્યો : 'રાવસાહેબ ! દશ મીનિટ પહેલાં આપને માટે એક સંદેશો મળ્યો હતો. તે માણસે કયે સ્થળેથી ટેલીફોન કર્યો હશે, એ વિષે પાછળથી તપાસ કરતાં માલૂમ પડયું કે તે રેલ્વેસ્ટેશનની નજીક આવેલા પબ્લિક કોલ બોકસમાંથી મારી સાથે વાત કરતો હતો. તેનો સંદેશો આ પ્રમાણે હતો : રાવસાહેબ જ્યોતિપ્રસાદ કેટલાક સમયથી લખધીર સોલંકીને સપડાવવા માગે છે. એ માટે અત્યારે આબાદ તક છે. જો અત્યારે ને અત્યારે જ રાવસાહેબ જ્યોતિપ્રસાદ લખધીર સોલંકીના મકાને જશે તો પહેલે માળે જે ખંડનો ઉપયોગ લખધીર તેની ઓફીસ તરીકે કરે છે, એ ખંડમાં એક મૃત્યુ પામેલો મનુષ્ય તેમની નજરે પડશે.'

અરૂણુ બોલતો અટકી ગયો. એટલે જ્યોતિપ્રસાદે પૂછ્યું : 'વારૂ, તે સિવાય બીજું કાંઇ તેણે કહ્યું હતું ?'

'ના, જી. એટલું જ તેણે કહ્યું હતું. તેને પૂછવા છતાં તેણે એનું નામ જણાવ્યું ન હતું. તે પોતાનો અવાજ છુપાવવા માગતો હોય એમ પણ લાગતું હતું. પરંતુ તેની ભાષા સંસ્કારી લાગતી હતી. આપ ત્યાં સીધા જાઓ છો ને ?' અરૂણે પૂછ્યું : 'હું પણ ઘેરથી નિકળી ચંદ્રનગર સ્ટેશન પાસેથી લખધીરના મકાન તરફ જે રસ્તો જાય છે ત્યાં આપની રાહ જોઇશ.'

રાવસાહેબે થોડી વાર વિચાર કરીને કહ્યું : 'તું ઘેર જ રોકાજે. કેમ કે કોઇ બીજો સંદેશો આવે તો એ તું મેળવી શકે. કદાચ આપણા કોઇ ઉઠાઉગીર મિત્રે મને ફસાવવાને માટે જાળ પણ બિછાવી હોય ! જો કે હું ઇરાદાપૂર્વક તેમાં દાખલ થવા માગું છું. એક કલાકની અંદર જો તને મારો ટેલીફોન ન મળે તો તું અહીં પોલીસકચેરી પર આવજે. હું કંટકરાયને કહી રાખીશ, એટલે પોલીસખાતા તરફથી તને જોઇતી મદદ મળશે. ઘણા લાંબા સમયથી મારી જે ઇચ્છા હતી તે અત્યારે પૂરી થાય છે. વારૂ, અત્યારે અઢી વાગ્યા છે. હું સાડાત્રણ સુધીમાં તને ટેલીફોન કરીશ.'

જ્યોતિપ્રસાદ રીસીવરને સ્ટેન્ડ પર મૂકી કંટકરાય તરફ ફર્યો, તો તેને મસ્તક પર ટોપી મૂકતો જોયો. કંટકરાયે કહ્યું : 'રાવસાહેબ ! મને પણ એ ઠીક લાગે છે. પોલીસખાતું લાંબા સમયથી લખધીરને સપડાવવાની ઇચ્છા રાખતું હતું.'

'કંટકરાય ! કોઇ માણસો વાત કરતા હોય તે આમ છૂપી રીતે સાંભળવી ન જોઇએ.' રાવસાહેબે ટેલીફોન તરફ આંગળી ચીંધતાં કહ્યું : 'અમારા શબ્દો તમારા કાનમાં દાખલ ન થાય એ માટે તમારે તમારા કાનમાં પૂમડાં ખોસી રાખવાં જોઇતાં હતાં. તમે એમ નથી કર્યું, એટલે હવે મારે તમને પણ મારી સાથે લઇ જવા પડશે. અને હું જાણું છું કે તમે તમારા લાવલશ્કર વગર એકલા આવવાના નથી.'

વાત સાચી હતી. કંટકરાયે બે મોટરોમાં પોલીસના માણસોને ભરી દીધા. પછી તે રાવસાહેબની મોટરમાં દાખલ થયો અને મોટર ચાલૂ થઈ એટલે તેણે પ્રશ્ન કર્યો : 'તમે લખધીર સોલંકીના સંબંધમાં શું જાણો છો?'

'હું એટલું જાણું છું કે તે ચોરાઉ માલ રાખીને તેનો નિકાલ કરે છે. તે પક્કો ઉઠાઉગીર છે અને એકવાર તેણે મને પણ બનાવવાનો વિચાર કર્યો હતો.' રાવસાહેબે જણાવ્યું: 'હું ઘણા સમયથી તેની ઉપર નજર રાખી રહ્યો છું, આપણી ચર્ચામાં તેનું નામ અનેક વાર આવ્યું છે, પરંતુ તેને સપડાવી શકાય એવો એક પણ પૂરાવો તેની વિરૂદ્ધ આપણને આજસુધીમાં મળી શકયો નથી.'

'હા, આ શહેરમાં એવા કેટલાક શરીફ બદમાશો છે કે જેમનાં કારસ્થાનો કાયદાનો ભંગ કરનારાં હોવા વિષે આપણને લેશ પણ શંકા નથી; પરંતુ ચોક્કસ પુરાવાને અભાવે જાહેર રીતે તેમને સદ્‌ગૃહસ્થ તરીકે સ્વીકારવાની આપણને ફરજ પડે છે.'

'જો કે મને તો લખધીર સોલંકીને માટે પૂરેપૂરી શંકા છે.' જ્યોતિપ્રસાદે કહ્યું: 'એક દિવસ આપણે એવું સાબિત કરી શકીશું કે ચંદ્રનગરમાં જેટલો માલ ચોરીથી ઉચાપત થયો છે, તે માંહેનો અર્ધોઅર્ધ માલ તેના હાથમાંથી પસાર થયો છે, અને વળી એ માંહેના ઘણાખરા માલની ચોરી પણ તેના ફરમાનથી જ કરવામાં આવી છે. બાકી જાહેર રીતે તો તે રાત્રિકલબ અને સંગીતશાળાનો માલિક ગણાય છે.'

'તેની એ રાત્રિકલબ અને સંગીતશાળા ચંદ્રનગર તથા આસપાસના પ્રદેશના ઉઠાઉગીરોનું મિલનસ્થાન મનાય છે.' કંટકરાયે કહ્યું; 'છતાં પણ ખૂબી એ છે કે તે બધાંથી લખધીર સોલંકી તો અલગ જ રહે છે. પોલીસખાતું શક ઉપરથી બે–ત્રણ વખત તેના મકાન ઉપર ધાડ લઈ ગયેલું. પરંતુ એકે ઉઠાઉગીર કિંવા કશો મુદ્દામાલ પકડાયો નહિ. કેમ કે તેના મકાનમાંથી પલાયન થવાને માટે અનેક રસ્તા હોઈ તેની સાથે સંબંધ ધરાવતા ઉઠાઉગીરોને સરસ સગવડ મળે છે.'

તેઓ લખધીર સોલંકીના મકાન પાસે આવી પહોંચ્યા. પોલીસના માણસો એ મકાનની આસપાસ ફરી વળ્યા. આખા મકાનમાં ઘોર અંધકાર હતો. કંટકરાય જોરથી પ્રવેશદ્વાર પર અવાજ કરવા લાગ્યો. પરંતુ અંદરથી કોઇ ઉઘાડવાને આવતું લાગ્યું નહિ. તેને બદલે આસપાસનાં મકાનોમાં રહેતા કેટલાક માણસો જાગી ગયા, તેમાંથી કેટલાક કૌતુક જોવાને મકાનમાંથી બહાર નિકળી અહીં એકઠા થયા. આ લત્તામાં પહેરો ભરતા બે સિપાઇઓ પણ ત્યાં આવી પહોંચ્યા.

કંટકરાયે આસપાસના વાતાવરણનું નિરીક્ષણ કર્યું, આ બે સિપાઇઓને કેટલાક પ્રશ્નો કર્યા, પરંતુ આ સ્થળે કશી શંકા પેદા કરે તેવી ઘટના તેમના જોવા કે જાણવામાં આવી ન હતી. સંગીતનો જલસો આશરે એક વાગે બંધ થયો હતો. ત્યારપછી તેમાંથી ચાર જણા લથડિયાં ખાતા અને બકવાદ કરતા, પગે ચાલતા જતા દેખાયા હતા. બીજા કેટલાક તો એવા ટેં બની ગયા હતા કે તેમને તેમના મકાને પહોંચાડવાને માટે વાહનોનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. ત્યારપછી અવારનવાર પ્રકાશ દેખાતો હતો, પરંતુ પહેરો ભરતા સિપાઇઓનું ખાસ લક્ષ ખેંચાય એવો કોઇ બનાવ તેમના જોવા કે સાંભળવામાં આવ્યો ન હતો.

'વારૂ, તમે આ મકાનના પાછળના ભાગમાં જાઓ. ત્યાં ઇનાયતખાન જમાદાર છે.' કંટકરાયે એ બે સિપાઇઓને સૂચવ્યું: 'તેમને કહેજો કે તે પાછળનું દ્વાર ખોલીને અથવા કોઇ બારી ઉઘાડીને મકાનમાં દાખલ થાય. પરંતુ એ રીતે અંદર દાખલ થતાં વધુ પડતો અવાજ ન થાય એ માટે કાળજી રાખે.'

એ રીતે તેમને પાછળ મોકલી કંટકરાયે બારણું ઉઘાડવાનો યત્ન કરવા માંડયો. બારણું બહુ મજબૂત ન હતું. કંટકરાયે જોરપૂર્વક બે–ત્રણ ધક્કા માર્યા ત્યાં જ તે ખુલી ગયું. તે તથા જ્યોતિપ્રસાદ મકાનમાં દાખલ થયા. કશો પણ અવાજ સંભળાતો ન હતો. થોડી વારે કાચ તૂટવાનો અવાજ સંભળાયો. એ ઉપરથી લાગ્યું કે

પાછળના બારીનો કાચ તોડી એ રસ્તે જમાદારે અંદર આવવાનો યત્ન કર્યો હશે.

'જો કોઇએ ગપ મારી હશે તો આપણે અત્યારના આપણા આ પ્રકારના વર્તનથી મોટી મુશ્કેલીમાં મુકાઇશું.' કંટકરાયે ઉચ્ચાર્યું.

'આપણે ઉપરને માળે તપાસ કરીએ.' રાવસાહેબે વીજળીના દીવાનો પ્રકાશ દાદર પર ફેંકતાં સૂચવ્યું.

પરંતુ નીચે હોલમાં સામેનું દ્વાર ખુલ્લું હતું. એ તરફ કંટકરાયની નજર ગઇ. તેણે કહ્યું : 'પ્રથમ નીચે તપાસ કરવાની જરૂર છે. અરૂણ સાથે ટેલીફોનમાં વાત કરનાર માણસ કદાચ થોડું જૂઠું પણ બોલ્યો હોય.'

જ્યોતિપ્રસાદ તેને નીચે તપાસ કરતો છોડી, પોતે એકલો દાદર પર ચડવા લાગ્યો. અરૂણ તરફથી મળેલા સંદેશાને બરાબર અમલમાં મૂકવાની તેની ઇચ્છા હતી. દાદરનાં બે–ત્રણ પગથીયાં બાકી રહ્યાં ત્યાં તે ઉભો રહ્યો. મકાનના પાછળના ભાગમાં જમાદાર ઇનાયતખાન તથા બે–ત્રણ સિપાઇઓ તપાસ કરતા હતા, તેમનો અવાજ આવતો હતો. ઉપરાંત ઉપરના ભાગમાંથી પણ અસ્પષ્ટ અવાજ આવતો હતો. કોઇ માણસ ઉપરના એકાદા ખંડમાં કશીક હિલચાલ કરી રહ્યો હોય એમ લાગતું હતું.

એક ઓરડાનું બારણું ઉઘડવા તથા બંધ થવાનો અવાજ સંભળાયો. જ્યોતિપ્રસાદનો હાથ ગજવામાં ગયો અને નાની પિસ્તોલ પર ભીડાયો. તે ઉપર ચડી જે બારણા નજીકથી અવાજ આવ્યો હતો ત્યાં ગયો. તેણે બારણાને ધક્કો માર્યો, પરંતુ બારણું અંદરથી બંધ કરવામાં આવ્યું હતું.

ઓરડામાંથી એકાદી બારી ઉઘડતી હોય એવો ધીમો અવાજ આવ્યો. તુરત જ જ્યોતિપ્રસાદે આ બંધ બારણા પર તમામ જોર વાપરીને પડખાનો ધક્કો લગાવ્યો, અને તેના એક જ આઘાતથી એ બારણું ખુલી ગયું.

જ્યોતિપ્રસાદ ઓરડામાં ઘસી ગયો. એક માણુસ રસ્તા પરની ઉઘાડી બારી ઉપર ચડેલો દેખાયો, પરંતુ તે તુરત જ નીચે કૂદી પડયો. ગુન્હાશોધક એ બારી પાસે ગયો. તેણે બહાર ડોકીયું કર્યું. તેની કલ્પના એવી હતી કે જેણે બારી પરથી કૂદકો માર્યો હતો તે નીચે પત્થરની ફરસબંધી સાથે અથડાયો હશે અને તેના હાથ-પગને ઈજા થઈ હશે.

પરંતુ એને બદલે તેણે જુદું જ જોયું. તેની પોતાની જ મોટર બારીની નજીક રસ્તા પર ઉભી હતી. તેનું એન્જીન ચાલૂ થવાનો ઘર-ઘરાટ સંભળાયો. તેમાં ડ્રાઇવરના સ્થાને એક માણુસ બેઠો હતો. જ્યોતિપ્રસાદે નીચે ઉભેલા સિપાઇઓને ચેતવવાને બૂમ મારી, પરંતુ તેઓ તેને અટકાવે એ પહેલાં જ મોટર આગળ વધીને કૂદતી-ઉછળતી આ રસ્તાના નાકા સુધી પહોંચી, અને પછી બાજુએ ફંટાતા રસ્તા પર અદૃશ્ય બની ગઇ.

રાવસાહેબ બારીએથી પાછો ફર્યો અને ટેબલ પાસે જમીન ઉપર પડેલા લખધીર સોલંકીના મૃતદેહ તરફ તેની દૃષ્ટિ ગઇ.

•

## પ્રકરણ ૭મું

## હીરાના હારની તપાસમાં

**રા**વસાહેબ જ્યોતિપ્રસાદે પોતાની મોટરનો પિછો લેવાના કાર્યમાં કશો ભાગ ન લીધો, પરંતુ કંટકરાય તથા અમુક સિપાઇઓ પોલીસ-મોટરમાં ચડી એ ભાગેડુ માનવીની પાછળ પડયા. આ મકાનની અંદરથી કૂદેલો કોઇ માણુસ રાવસાહેબની મોટરમાં પલાયન થઇ ગયો હતો. એ માણુસનો પત્તો મેળવવાથી લખધીર સોલંકીના મકાનની

અંદરનું કોઈ રહસ્ય જણાશે એવી કંટકરાયને આશા હતી. લખધીર સોલંકીનો મૃતદેહ ઉપરના ખંડમાં પડયો છે એવું જો તેના જાણવામાં આવ્યું હોત તો તે પેલી મોટરની પાછળ પોતે નહિ જતાં કદાચ તેના માણસોને જ મોકલત.

રાવસાહેબે લખધીરના મૃતદેહની તપાસ કરી. તેના શરીરમાં લાંબો છરો ઘોંચીને તેનું મૃત્યુ નિપજાવવામાં આવ્યું હોય એમ લાગતું હતું. તેણે એક સિપાઇને ડૉક્ટરને બોલાવી લાવવાની સુચના કરી અને તે આ મકાનની તપાસના કાર્યમાં રોકાયો.

હવે તો અહીં પુષ્કળ માણસો એકત્ર થઇ ગયા હતા. તેમને જ્યોતિપ્રસાદે પ્રશ્નો કરવા માંડયા. તેઓ એક સ્ત્રીને તેની પાસે લાવ્યા. એ સ્ત્રીના મુખમાંથી મહુડીની વાસ આવતી હતી અને તે દારૂના નશામાં ચકચૂર જણાતી હતી. તેને પૂછવાથી માલૂમ પડયું કે લખધીરના કુટુમ્બમાં બીજું કોઇ ન હતું. તે એકલો જ હતો. આ સ્ત્રી દિવસે તેને ત્યાં કામ કરવાને માટે આવતી. વળી એ સ્ત્રીની સાથે લખધીરનો આડો વહેવાર હોવાનું પણ જાણવામાં આવ્યું. પરંતુ લખધીર આ મકાનના પોતાના વપરાશના ભાગમાં રાત્રે બાર વાગ્યા પછી એ સ્ત્રી અથવા તેના બીજા કોઇ પણ નોકરને રહેવા દેતો નહિ. આ મકાનનો નીચેનો ભાગ રાત્રિકલબ તથા સંગીતના જલસા માટે વપરાતો, અને ઉપરના માળમાં ચાર ખંડ હતા, એ તેના નિવાસને માટે ઉપયોગમાં આવતા.

જ્યોતિપ્રસાદે પ્રથમ નીચે જઇને દરેક ખંડની તપાસ કરી જોઇ. અહીં કશું ધ્યાન ખેંચે એવું દેખાયું નહિ. ત્યારપછી તે ફરીથી ઉપલે માળે ગયો. ટેબલનાં ખાનાં ખુલ્લાં હતાં. કેટલીક ચીજો જમીન પર પડી હતી. તેમાં નાની મોટી રકમની નોટો તથા સોના ચાંદીના દાગીના પણ હતા. વિશેષ તપાસ કરતાં માલૂમ પડયું કે તે આસપાસના માણસોમાં ધીરધાર કરતો અને તેના બદલામાં જામીનગીરી તરીકે તેમના સોનાચાંદીના દાગીના રાખતો. લખધીરનાં ગજવામાંથી પણ

કેટલીક નોટો મળી આવી, તેમ જ તેના નેકટાઇ ઉપરની સોનાની રત્નજડિત પીન મોજૂદ હતી. એ ઉપરથી ખૂન કરનારનો હેતુ લૂટ કરવાનો ન હતો એ સમજાતું હતું.

ટેબલ ઉપર કાગળો ન હતા, પરંતુ શાહીથી ભરેલો ખડિયો, બે હોલ્ડર તથા એક ફાઉન્ટન પેન પડયાં હતાં. આ ઓરડાની કોઇએ ઉતાવળથી છતાં પદ્ધતિસર તપાસ કરી હોય એમ દેખાતું હતું, અને રાવસાહેબને લાગ્યું કે તેમાં પણ મોટે ભાગે કબાટ તથા ટેબલના મોટાં ખાનાની તપાસ કરવામાં આવી હતી. તે ઉપરથી એવું પણ અનુમાન થઇ શકતું હતું કે જે વસ્તુને માટે અહીં તપાસ કરવામાં આવી હશે તે વસ્તુ નાની નહિ પણ મોટી હોવી જોઇએ.

આ ઓરડાની તપાસ કર્યા પછી રાવસાહેબ જ્યોતિપ્રસાદ બાજુના ઓરડામાં ગયો. એ ઓરડાનો ઉપયોગ સૂવાને માટે થતો હોય એમ તેના દેખાવપરથી લાગ્યું. આ ખંડમાં પણ વસ્તુઓ વેરણખેરણ પડી હતી અને કબાટ તથા ટેબલનાં ખાનાં ઉઘાડાં હતાં. ગાદલું, ઓશીકું, ચાદર વગેરે પલંગ પર ન હતાં, પણ જમીન પર વેરવિખેર પડ્યાં હતાં.

તેની પાછળ એક ઓરડો હતો. તે અધખોલો હતો અને તેમાંથી ઠંડો પવન આવતો હતો. જ્યોતિપ્રસાદ એ ખંડમાં ગયો. ત્યાં રસોડાની ચોકડી હતી, પાણીયારું હતું, એક બાજુએ અનાજ, લોટ વગેરે ભરેલા પતરાના ડબા પડ્યા હતા. તેની એક બારીનો કાચ તૂટેલો દેખાયો. એ બારી અધખોલી હતી. તે બારી ઉઘાડીને બહાર દૃષ્ટિ કરી તો તેની બાજુમાં જ ચોકડીની ખાળનો તથા ઉપરની અગાશીમાંથી વરસાદનું પાણી જવા માટે એમ બે નળ ઠેઠ જમીન સુધી પહોંચેલા દેખાયા. આ નળની સહાયથી સામાન્ય માણસને પણ આ બારી પાસે આવવામાં મુશ્કેલી પડે તેમ ન હતી.

આ ખંડમાં જુદાં જુદાં માણસોનાં પગલાંનાં નિશાન પણ દેખાતાં હતાં. એથી જ્યોતિપ્રસાદને લાગ્યું કે એક કરતાં વધારે માણસો નળની સહાયથી ઉપર ચડી, આ બારી વાટે અંદર દાખલ થયા હોવા જોઇએ.

બધા ખંડોની તપાસ કરી લીધા બાદ પુનઃ તે જે ખંડમાં મૃતદેહ પડયો હતો ત્યાં આવ્યો. ડોકટર તથા બે સિપાઇઓ આ ખંડમાં હતા. ડોકટર જમીનપર પડેલા મૃતદેહની તપાસ કરતો હતો.

'ચપટા પાનાનો અને તિણી ધારવાળો છરો હૃદયથી સહેજ ઉપરના ભાગમાં ઘોંચેલો લાગે છે.' જ્યોતિપ્રસાદને જોઇ ડોકટરે ઉચ્ચાર્યું: 'અને લખધીરે પોતે એ છરો પોતાની છાતીમાં ઘોંચીને આત્મહત્યા કરી હોય એમ લાગતું નથી. વારૂ, પણ એ છરો તમારા જોવામાં આવ્યો છે?'

જ્યોતિપ્રસાદ નકારાત્મક મસ્તક ધુણાવ્યું. તેણે લખધીરનો જખમ જોયા પછી સ્વાભાવિક રીતે જ છરાની તપાસ કરી હતી. પરંતુ તેનો પત્તો નહિ લાગવાથી ખૂની તેની સાથે છરો લઇ ગયો હશે એમ તેણે માન્યું હતું. તે પેલી બારી પાસે ગયો અને તેની તથા જમીનની વચ્ચેનું અંતર આંખો વડે માપવા લાગ્યો.

એટલું સમજી શકાતું હતું કે આ બારી પરથી નીચે મોટરમાં કૂદી પડનારો માણસ કસરતબાજ અને મજબૂત બાંધાનો તથા હિંમતવાન અને સાહસિક હોવો જોઇએ.

તે રસ્તાપર દૃષ્ટિ કરી રહ્યો હતો. એ વખતે એક મોટર આવીને આ મકાનના દ્વાર પર ઉભી રહી. તે પોલીસની મોટર ન હતી. તેના દેખાવ પરથી જ તે મૂલ્યવાન્ લાગતી હતી. એટલે તેનો માલિક કોઇ શ્રીમંત વ્યાપારી કે મોટો અમલદાર હોય એવી કલ્પના થઈ શકતી હતી.

મોટરનું દ્વાર ઉઘડયું અને તેમાંથી ફકિરચંદ સોનાવાલા ફૂટપાથ ઉપર ઉતર્યો. ક્ષણવાર તેણે ચોતરફ દૃષ્ટિ કરી. પછી તે આ મકાનના પ્રવેશદ્વારની પાસે આવ્યો. તેને જોઇને જ્યોતિપ્રસાદ પણ નીચે આવ્યો અને બેઉ જણા નીચેના ખંડમાં મળ્યા.

ફકિરચંદને જોઇને સ્વાભાવિક રીતે જ જ્યોતિપ્રસાદને આશ્ચર્ય થયું હતું. તેણે પૂછયું: 'મી. સોનાવાલા ! આટલી મોડી રાત્રે તમે અહીં કયાંથી?'

ફકિરચંદ ચમકયો, ક્ષણભર તે જ્યોતિપ્રસાદ સામે જોઇ રહ્યો. ત્યારબાદ આ ખંડમાં ઉભેલા બે સિપાઇઓ સામે તેણે દૃષ્ટિ કરી.

'પોલીસ ! અને રાવસાહેબ જ્યોતિપ્રસાદ ! ત્યારે તો અહીં કોઇ ગંભીર પ્રસંગ ઉપસ્થિત થયેલો હોવો જોઇએ ! રાવસાહેબ ! તમે પણ અપશુકનના સૂચક ચિહ્ન સમા લાગો છો !'

'પરંતુ તમે મારા સવાલનો જવાબ ન આપ્યો ! તમે શા માટે અત્યારે અહીં આવ્યા છો ?'

'શું મોડી રાત્રે કોઇને ત્યાં જવું તે અજુકતું ગણાય ?' ફકિરચંદ બોલ્યો.' તેના મનમાં કોઇ જવાબ ગોઠવવાને માટે તે સમય લેવા માગતો હતોઃ 'રાવસાહેબ ! તમારી માફક મારે પણ દિવસના ચોવીશ કલાકમાંથી કોઇપણ વખતે કામ કરવાનું હોય છે. એટલે હું મારા ધંધાદારી કાર્યને અંગે જ અહીં આવ્યો છું.'

'ધંધાદારી કાર્ય !'

ફકિરચંદે તેની સામે અર્થસુચક દૃષ્ટિ કરી. જ્યોતિપ્રસાદ તેના હેતુ સમજી ગયો. અહીં ઉભેલા સિપાઇઓની રૂબરૂ ફકિરચંદ કશું કહેવા ઇચ્છતો ન હતો એટલે જ્યોતિપ્રસાદ તેને બાજુના ખંડમાં લઇ ગયો. અહીં તે બે જણા એકલા જ હતા.

રાવસાહેબને ફકિરચંદ સોનાવાલાનો પરિચય થયો હતો. તેઓ પ્રસંગોપાત સ્નેહસંમેલનો તથા એવા બીજા સમારંભોમાં એકઠા થયા હતા. ફકિરચંદ સામાન્ય સ્થિતિનો માણસ ન હતો. તેના ધંધામાં તેને સારી આવક થતી હતી, ઉપરાંત શેર તથા રૂના બીઝનેસમાં પણ તેણે સારી રકમ પેદા કરેલી હોઇ તે લક્ષાધિપતિ શેઠીઆના દબદબાથી રહેતો હતો. તેનો દેખાવ ગંભીર હતો અને તેનો ચહેરો કોઇ પણ વિકાર વગર સદાને માટે પ્રશાન્ત દેખાતો હતો. છતાં આ માનવીના સંબંધમાં એવું કાંઇક હતું કે જેનો તાગ રાવસાહેબ લઇ શકયો ન હતો. તેના દિલમાં ફકિરચંદ સોનાવાલા માટે એક પ્રકારની ન સમજી શકાય તેવી

શંકા રહ્યા જ કરતી. જો કે તેને માટે એક પણ સચોટ અને સંગીન કારણ રજૂ કરવાની સ્થિતિમાં તે ન હતો.

કેટલીક વાર કોઈ માણુસને જોતાં કશાય કારણ વગર આપણા દિલમાં તેને માટે તુચ્છકારની લાગણી અને અણગમો પેદા થાય છે. ફકિરચંદને જોતાં જ્યોતિપ્રસાદના મનમાં એવું કાંઇક થતું. ફકિરચંદના દિલમાં પણ તેનો પડઘો પડયો હતો. બેઉ પરસ્પર પ્રત્યે અવિશ્વાસની નજરથી જોતા, માત્ર પોતાના હૃદયનો ભાવ કળાવા ન દેવાની મુત્સદ્દીગીરી વાપરતા.

'રાવસાહેબ! આ સ્થળે હું નાચ–ગાનના જલસા કરનારી રાત્રિ-કલબ ખોલવા માગું છું અને તે માટે જ અત્યારે અહીં એ વિષેની તપાસ કરવાને સારૂ આવ્યો હતો એમ જો હું કહું તો તમે માનો ખરા?'

'ના, એ વાત હું કદી ન માનું.' જ્યોતિપ્રસાદે કહ્યું: 'અને હાલમાં ધંધાની મંદીને અંગે નાણાંભીડ હોઇ તમે જાતે તમારી મારફત ઉતરાવેલા વીમાનું પ્રીમીયમ ઉઘરાવવાને માટે અહીં લખધીરની પાસે આવ્યા હતા એમ કહો તો તે પણ હું માનવાનો નહિ.'

'ત્યારે તો એ મારૂં દુર્ભાગ્ય જ ગણાય. હું એવું જ કાંઇ કારણ રજૂ કરવાનો વિચાર કરતો હતો.' સોનાવાલાએ જણાવ્યું: 'પરંતુ રાવસાહેબ! મારા ધંધાદારી કાર્યની સાથે તમને શો સંબંધ છે અને આ સ્થળે મારા આગમનનું કારણ પૂછવાનો તમને શો અધિકાર છે, એવો સવાલ હું તમને કરૂં તો?'

'તો મારા દિલમાં તમારે માટે ચોક્કસ કુશંકા પેદા થવાની.' રાવસાહેબે કહ્યું: 'ખરી રીતે તો અત્યારે તમે તમારા બંગલાના શયનગૃહમાં મચ્છરદાનીની વચ્ચે મશરૂની તળાઈ પર આરામ કરતા હોવા જોઇએ.'

'હા, હું ગાઢ નિદ્રાનો અનુભવ કરી રહ્યો હતો, પરંતુ સાચું કહું તો ટેલીફોનના રણકારે મને જાગૃત કર્યો. મેં ભૂંગળું કાન પર મૂકયું અને મને વિનાવિલંબે આ સ્થળે આવવાનું સૂચન મળ્યું.'

તેણે કાંડાઘડિયાળમાં જોઇને કહ્યું : ' રાવસાહેબ ! એટલું નોંધી લ્યો કે એ 'ટેલિફોનનો સંદેશો મને બરાબર પાંત્રીસ મીનિટ પહેલાં મળ્યો હતો. હું માનું છું કે તમે ખાનગી ગુન્હાશોધકો પણ પોલીસની માફક તમારી સાથે ડાયરી તો રાખતા જ હશો.'

' હું એવી ડાયરી નથી રાખતો.' તેના અવાજમાં કટાક્ષ હતો : ' ડાયરીમાં નોંધવામાં આવે તે બધું કાંઇ સાચું જ હોતું નથી, અને અસત્ય કથનની નોંધ કરવી યા નહિ એ તો સરખું જ છે. બાકી મારી સ્મરણશક્તિ ડાયરી કરતાં પણ વધારે ચોક્કસ છે. એટલે તમે જે કાંઇ કહેશો તે મારા સ્મરણપટ ઉપર ચોક્કસ નોંધાઇ જશે.'

' વારૂ, હું એક પ્રતિષ્ઠિત વીમા કંપની તરફથી અમુક ખાનગી કાર્યમાં રોકાયો છું.' ફકિરચંદે કહ્યું : ' એટલે કે એ વીમા કંપનીએ અમૂક વસ્તુનો વીમો ઉતાર્યો છે. તે વસ્તુની ચોરી થઇ છે. તેનો પત્તો મારે મેળવવાનો છે. તમે સમજી શકો છો કે કેટલીક વાર આવા પ્રસંગોમાં પોલીસની મદદ નહિ માગતાં આપણે પોતે જ ગૂમ થયેલી વસ્તુઓનો પત્તો મેળવવાનું કાર્ય કરવું પડે છે. અને તેથી અમે અમારી છૂપી પોલીસની પણ વ્યવસ્થા કરી દીધી છે. બનતાં સુધી આવા પ્રસંગોમાં અમે સ્ટેટની પોલીસની મદદ લેતા નથી, પરંતુ હા, જરૂર પડે તો તમારા જેવા ગુન્હાશોધકની સહાય લઇએ ખરા. જો કે અમારા માણસો અમારા અનુભવના અને વિશ્વાસપાત્ર હોઇ તેમની ઉપર અમે પૂરો વિશ્વાસ મૂકી શકીએ છીએ. જો કે એમ કહીને તમારી ઉપર હું કશો આક્ષેપ નથી કરતો.'

' એ તો હું પણ સમજું છું.' રાવસાહેબે કહ્યું: ' પરંતુ હું તો તમારી પાસેથી એ જાણવા માગું છું કે અહીં તમારૂં આગમન શા કારણથી થયું છે?'

' એ તો મેં તમને જણાવી દીધું કે ટેલિફોન દ્વારા સંદેશો મળવાથી હું અહીં આવ્યો છું. ટેલિફોન કરનારે તેનું નામ જણાવ્યું ન હતું. પરંતુ તે અમારા માણસો માંહેનો જ કોઇ હોવો જોઇએ;

કેમ કે તેણે એમ કહ્યું હતું કે જો હું એકદમ અહીં આવી પહોંચીશ તો જે વસ્તુની હું શોધ કરી રહ્યો છું તે મને અહીંથી મળી શકશે.' ફકિરચંદે નિખાલસતાના ભાવપૂર્વક ખુલાસો કર્યો: 'સ્પષ્ટ શબ્દોમાં કહું તો મારે લખધીર સોલંકીને મળીને એ સંબંધમાં કેટલીક વાટાઘાટ કરવાની હતી.'

'ત્યારે જો તેની સાથે તમારે વાટાઘાટ કરવાની હશે તો તમારે બહુ દૂરના પંથે જવું પડશે.' રાવસાહેબના વદન પર ગંભીર સ્મિત ફરકતું હતું.

ફકિરચંદ તેની સામે આશ્ચર્યપૂર્ણ દૃષ્ટિથી જોઈ રહ્યો : 'શું ! એ ક્યાં ય પલાયન થઈ ગયો છે?'

'ના, એ પલાયન નથી થયો, પરંતુ ઉપરના ખંડમાં જ છે.' જ્યોતિપ્રસાદે જણાવ્યું : 'જો કે હવે તેની તમને આ લોકમાં તો મુલાકાત થઈ શકે તેમ નથી જ, કેમ કે તેનો આત્મા તેના નશ્વર દેહનો ત્યાગ કરીને ચાલ્યો ગયો છે. લગભગ બે કલાક પહેલાં જ તેનું ખૂન થયું હોય એમ લાગે છે!'

ફકિરચંદ સોનાવાલા પણ ઉસ્તાદ ખેલાડી હતો. આ સમાચાર શ્રવણ કરતાં પોતાને જાણે અત્યંત આશ્ચર્ય ઉત્પન્ન થયું હોય એવો ભાવ તેણે વ્યક્ત કર્યો. તે જાણે અત્યંત ભયભીત અને નિરાશ બની ગયેલો લાગતો હતો.

ક્ષણ વાર અવાક્ રહીને તે બોલ્યો : 'રાવસાહેબ! શું તમે સાચું કહો છો? મારી મશ્કરી તો કરતા નથી ને?'

પરંતુ રાવસાહેબના દેખાવ પરથી તેને લાગ્યું કે આ મશ્કરી નથી. એટલે તે પુનઃ બોલ્યો : 'શું! તમે સાચું કહો છો? પરંતુ એ વાત મનાતી નથી. આશરે પોણા કલાક પહેલાં તો મને જણાવવામાં આવ્યું હતું કે તે મને અહીં મળી શકશે. એટલે કે તે અહીં મારી રાહ જ જુએ છે.'

'એ બરાબર છે.' જ્યોતિપ્રસાદ બોલ્યો : 'પરંતુ તે જીવન્ત છે કે મૂએલો છે, એ વિષે ટેલીફોન કરનારે સ્પષ્ટિકરણ કર્યું નહિ હોય.'

ફકિરચંદના આખા શરીરે કમ્પારી આવી ગઇ. તે બોલ્યો : 'હવે સમજાયું. તમે તથા પોલીસના માણસો એટલા માટેજ અહીં આવ્યા છો. હું તો એમ માનતો હતો કે જે વસ્તુની પાછળ હું છું તેની ભાળ કદાચ તમને મારા પહેલાં મળી હોઇ તમે એ વસ્તુ મેળવવાને માટે અહીં આવ્યા હશો.'

જ્યોતિપ્રસાદ ક્ષણવાર તેની સામે જોઇ રહ્યો. પછી તેણે પ્રશ્ન કર્યો : 'મી. સોનાવાલા ! તમે કઇ વસ્તુની પાછળ અહીં આવ્યા હતા ?'

'રાવસાહેબ ! હમણાં જ મેં તમને કહ્યું કે અમુક કિંમતી વસ્તુની ચોરી થયેલી છે તેને માટે હું અહીં આવ્યો હતો.' ફકિરચંદ કહ્યું : 'પરંતુ મને પરવાનગી ન મળે ત્યાંસુધી એ વિષયમાં એથી વિશેષ હું તમને કહી શકું તેમ નથી.'

એ વખતે કંટકરાંય અહીં આવ્યો. તે પોલીસની મોટરમાં રાવસાહેબની મોટરની પાછળ ગયો હતો. પરંતુ એ મોટર તથા તેમાં પલાયન થનાર માણસનો પત્તો લાગ્યો નહિ; જ્યારે વચ્ચે પોલીસની મોટરને અકસ્માત નડવાથી એક સિપાઇને સહેજ ઇજા થઇ હતી. તેને સારવાર માટે એક ઇસ્પીતાલમાં રાખ્યો હતો અને પછી પોલીસચોકીપર જઇ તેણે ટેલીફોનથી રાવસાહેબ જ્યોતિપ્રસાદની મોટરના રૂપ, રંગ દેખાવ વગેરેનું વર્ણન દરેક પોલીસચોકી ઉપર મોકલી આપવાનું ત્યાં પહેરા ઉપરના જમાદારને સુચવ્યું હોઇ થોડા સમયમાં જ રાવસાહેબની મોટરનો પત્તો મળી જવાનો સંભવ હતો.

અહીં આવ્યા પછી તેને જાણ થઇ કે લખધીર સોલંકીનું ખૂન થયું છે અને તેનો મૃતદેહ ઉપરના ઓરડામાં પડયો છે. આ ખબર સાંભળતાં તે રાવસાહેબ પર રોષે ભરાયો. તેને એમ લાગ્યું કે રાવસાહેબે ઇરાદાપૂર્વક તેને તેમની મોટરનો પિછો લેવાને મોકલ્યો હતો.

એમ કરવામાં પોતાની ગેરહાજરી દરમ્યાન સ્વતંત્રપણે તપાસ કરવાનો જ્યોતિપ્રસાદનો ઇરાદો હોવો જોઇએ એમ કંટકરાયે માની લીધું.

હવે તેણે એ કેસને પોતાના હાથમાં લીધો અને એ ઓરડાનો તથા લખધીરના મૃતદેહનાં જુદાં જુદાં અંગોનો ફોટો લેવાને માટે પોલીસકચેરીએથી એ વિષયના નિષ્ણાતોને બોલાવ્યા.

જ્યોતિપ્રસાદ તથા કંટકરાય એકલા પડયા એટલે જ્યોતિપ્રસાદે તેને ફકિરચંદ સોનાવાલાના આગમન વિષે જણાવતાં કહ્યું: 'મને તો એ માણસ ભારે પાકો અને ઊંડો લાગે છે. તમને તેનો વિશેષ પરિચય નહિ હોય, પણ મને તેનો જે અનુભવ છે તે ઉપરથી હું કહી શકું છું કે તે ભાગ્યે જ સાચું બોલતો હશે. અને તે એટલો હુશિયાર છે કે એકદમ કશું પણ કબૂલી દેવાનો નહિ. વળી તેના બાહ્ય દેખાવ પરથી તેના દિલમાં શું ચાલી રહ્યું છે, એની પણ આપણે કલ્પના ન કરી શકીએ એવો તે ગંભીર અને પ્રશાન્ત લાગે છે.'

'ત્યારે તો તે પક્કો બદમાશ હોવો જોઇએ.' કંટકરાયે ઉતાવળે અભિપ્રાય આપી દીધો: 'હરકત નહિ, એના શા ભાર છે? પણ પ્રથમ તમે એના સંબંધમાં જે કાંઇ જાણતા હો તે મને કહો, હું તો એટલું જ જાણું છું કે તે વીમા કંપનીઓમાં સારી લાગવગ ધરાવે છે અને તેની કમાણી ઘણી સારી છે મને કોઇવાર તેની મુલાકાતનો પ્રસંગ મળ્યો નથી.'

ફકિરચંદ સોનાવાલાના સંબંધમાં જ્યોતિપ્રસાદ જે કાંઈ જાણતો હતો એ તેણે કંટકરાયને જણાવ્યું, તેમ જ તેના આવ્યા પહેલાં પોતાને તેની સાથે થયેલી વાતચીતની પણ માહિતી આપી. એ પછી તેને અહીં બોલાવવામાં આવ્યો અને ચીફ ઇન્સ્પેકટર કંટકરાયે તેને પૂછયું: 'વેલ, મી. સોનાવાલા! આપ અત્યારે આ સ્થળે શા માટે આવ્યા હતા?'

સોનાવાલાએ શાન્ત સ્વરે જણાવ્યું: 'મારે શા કારણસર અહીં આવવું પડયું છે એ મેં રાવસાહેબને જણાવ્યું છે. હું તો મારા ધંધા સાથે સંબંધ ધરાવતી બાબત માટે અહીં આવ્યો હતો. મોટી વીમા

કંપનીઓ સાથે મારો સંબંધ છે. એ વીમા કંપનીઓનો, હું મને પોતાને વફાદાર નોકર માનું છું. એટલે તેને અંગેની મારી ફરજ બજાવવાને માટે મારે ગમે તે સમયે તત્પર રહેવું જ જોઇએ. વળી અમારો ધંધો એવા પ્રકારનો છે કે તેમાં અમારે કાંઇક ગુપ્તતા પણ જાળવવી પડે છે. એટલે એ સંબંધમાં જરૂર કરતાં વધારે હકીકત જાહેર નહિ કરવાનો અમારો ખાસ નિયમ છે. તથાપિ હું તમને એટલું જણાવી શકું છું કે અહીં જે માણસનું ખૂન થયું છે તેને મળવાને માટે તથા તેની સાથે અમુક બાબતમાં વાટાઘાટ કરવાને માટે હું અહીં આવ્યો હતો. અત્યારના સંયોગોમાં એ વાટાઘાટનો મુદ્દો જાણવાની તમારી ઇચ્છા હોવાનું સમજાય છે અને તે વાસ્તવિક છે. પરંતુ એ વિષે તમને કશું કહેતા પહેલાં મારે એ વિષયમાં મારા ઉપરિની મંજૂરી મેળવવી જોઇએ.'

'બરાબર છે, મી. સોનાવાલા!' કંટકરાયે તેના કથનનો સ્વીકાર કર્યો: 'તમારે તમારા ધંધાને લગતી કશી પણ હકીકત જાહેર કરતાં પહેલાં તમારા મુખ્ય માણસની મંજૂરી લેવી જ જોઇએ. બહુ સારૂ, આ ટેલીફોન રહ્યો. તમે એ વિષેની પરવાનગી મેળવી લ્યો. તમારે કોની સાથે જોડાણ કરવું છે? નંબર જણાવો તો હું જોડી આપું.'

ફકિરચંદ કંટકરાયના શબ્દો સાંભળીને વિચારમાં પડી ગયો. તે આ બેઉની સામે જોઇ રહ્યો. જ્યોતિપ્રસાદને તો આ બાબત સાથે જાણે કશીયે નિસ્બત ન હોય એવા ભાવપૂર્વક તે એની સામે જોઇ રહ્યો હતો. કંટકરાયે પણ વિનયભરી અમલદારી સભ્યતાનો સ્વાંગ સજ્યો હતો. પરંતુ બેઉનાં નેત્રો ફકિરચંદ તરફ ચોંટી રહ્યાં હતાં. તેણે કંટકરાયના હાથમાંથી રીસીવર લીધું અને જોડાણનો નંબર આપ્યો.

થોડી વારે સામેથી કોઇ હમણાં જ ઉંઘમાંથી જાગૃત થયા હોય એવો અવાજ સંભળાયો. એટલે ફકિરચંદ બોલ્યો: 'દેવીસાંગ! રાવબહાદુર જમીયતરામ શેઠને ટેલીફોન ઉપર બોલાવ. તેમને કહે કે ફકિરચંદ સોનાવાલા તેમની સાથે એક અત્યંત મહત્ત્વની બાબતમાં વાત કરવા ચાહે છે. તેઓ તેની અગત્ય જરૂર સમજી જશે.'

થોડા સમય પછી ટેલિફોનના ભૂંગળામાં રાવબહાદુરનો નીણો અવાજ સંભળાયો એટલે ફકિરચંદે ટુંકાણમાં તેને જણાવ્યું કે આંતરરાષ્ટ્રીય વીમા મંડળી તરફથી અમુક વસ્તુની શોધને માટે તે પ્રયાસ કરી રહ્યો હતો. એ માટે તે લખધીર સોલંકી નામના માણસને મળવાને ગયો. ત્યાં જતાં તેને માલૂમ પડયું કે તેનું મકાન પોલીસના કબ્જામાં છે અને તે તેના મકાને પાસે જઇ પહોંચ્યો તે પહેલાં લખધીરનું ખૂન થવા પામ્યું હતું.

એ પ્રમાણે પ્રાસ્તાવિક હકીકત જણાવ્યા પછી તેણે કહ્યું : 'હું અહીં શા કારણ માટે આવ્યો છું તે પોલીસ મારી પાસેથી જાણવા માગે છે. આ બાબતમાં ખાસ ગુપ્તતા જાળવવાનું આપે મને ફરમાન કર્યું છે. એટલે એ સંબંધમાં કશું પણ જાહેર કરતા પહેલાં મારે આપની મંજૂરી લેવી જોઇએ, એવું મેં ચીફ ઇન્સ્પેકટર મી. કંટકરાયને જણાવ્યું છે.'

થોડા સમય ભૂંગળાને કાન પર રાખીને તે મૌન રહ્યો. છેવટે ભૂંગળાને હૂક પર લટકાવીને તે કંટકરાય તરફ ફર્યો.

તેણે કહ્યું : 'રાવબહાદુર જમીયતરામે મને મંજૂરી આપી છે. રાજરત્ન રમણપ્રસાદ યાત્રા પ્રસંગે જતા હોઇ, તેમના માનમાં સ્નેહસંમેલન કરવામાં આવ્યું હતું. એ વખતે સર હરિપ્રસાદનાં પત્ની લેડી અંજનાદેવીનો હીરાનો હાર ગૂમ થયો હતો. એની હું તપાસ કરી રહ્યો છું. એ વિષયમાં અમારે ખાસ મૌન સેવવું પડે છે. કારણ કે હરિપ્રસાદે એ હારના જેવો જ એક બનાવટી હીરાનો હાર તૈયાર કરાવ્યો હતો. તેમણે એ બનાવટી હાર પહેરવાની તેમની પત્નીને સૂચના આપી હતી. પરંતુ અંજનાદેવીને સાચા હીરાનો હાર પહેરવાનો મોહ થયો અને સ્નેહસંમેલનમાં એ હાર ગૂમ થઇ ગયો. જો કે તેમણે એ વાત તેમના પતિને જણાવી નથી. તેમણે એ હકીકત માત્ર રાવબહાદુર જમીયતરામને કહી હતી, અને તેનો વીમો ઉતરાવેલો હોઇ રાવબહાદુરે તેનો પત્તો મેળવવાનું કાર્ય મને સુપ્રત કર્યું હતું. તેને અંગે હું અહીં આવ્યો હતો. હવે તો તમને મારા કથનથી સંતોષ થયો હશે.'

# પ્રકરણ ૮મું

## નવલકથાકાર

**ચંદ્રનગરના** એક સામાન્ય લત્તામાં 'રાધારમણ હિન્દુ લૉજ' હતી. તેમાં ઉપાહાર, ભોજન અને નિવાસ—એ દરેક પ્રકારની વ્યવસ્થા હતી. અહીં કૉલેજમાં અભ્યાસ કરતા વિદ્યાર્થી રહેતા, તેમ જ બહાર-ગામના એકલડોકલ અહીં નોકરી કરવા આવનારા પણ રહેતા. સામાન્ય રીતે એવા એકલડોકલ માણસોને ગામમાં મકાન ભાડે રાખીને રહેવા કરતાં અહીં રહેવા, સૂવા, ખાવા, પીવાનું એકંદરે સરતું, સગવડભર્યું તથા અનુકૂળતાવાળું હતું. આ લોજનો માલિક અને તેની સ્ત્રી માયાળુ સ્વભાવનાં અને વિનયી હોઈ, પોતાને ત્યાં રહેનારાઓની ખાસ સગવડ સાચવતાં એથી તેમને કમાણી પણ સારી થતી.

એ લોજમાં એક આધેડ વયનો માણસ રહેતો હતો. તેનું નામ અનુભવરાય. આ લોજમાં તે એક નવલકથાકાર તરીકે જાણીતો હતો. પરંતુ તેણે કયું પુસ્તક લખેલું છે એ વિષે તે કોઈને કશું કહેતો નહિ. તે છદ્મ નામથી લખે છે એમ લોકો માનતા. દિવસે તે તેની કોટડીમાં સૂઈ રહેતો; કેમકે રાત્રે તેને તેના લેખક મિત્રોની મંડળીમાં હાજરી આપવી પડતી. તેને દમનું દરદ હોવાનું મનાતું. તેનો અવાજ ખોખરો અને ઘેરો હતો અને નબળો પડી ગયેલો માણસ અતિ શ્રમપૂર્વક બોલતો હોય તેવી રીતે તે જરૂર પૂરતું અને ઓછું બોલતો. લોકો એમ માનતા કે લખવાને અંગે રાત્રિદિવસના ઉજાગરા કરવાથી તેને દમનો વ્યાધિ લાગુ પડયો હશે અને તે નબળો પડી ગયો હશે.

જે રાત્રે લખધીરનું ખૂન થયું તેની બીજી સવારે આઠ વાગે એક નીચી ઘાટીનો માણસ આ લોજમાં આવ્યો. તેણે અહીં કામ કરતા એક નોકરને કહ્યું: 'અહીં અનુભવરાય સાહેબ રહે છે તેમને મળવા માટે હું અહીં આવ્યો છું.'

'અનુભવરાય સાહેબ તો હજી સૂતા હશે. તે લગભગ દશ વાગે ઉઠે છે અને જમીને પાછા બાર–એક વાગે સૂઇ જાય છે, તે સાંજે પાંચ વાગે જાગૃત થાય છે. જો તેમને મળવું હોય તો તમે અગીઆર વાગે આવો.'

'એમ નહિ, તું એમની પાસે જઇને તેમને જગાડ. તેમને કહેજે કે કાલુસીંગ તેમને મળવા માટે આવ્યો છે. તને કદાચ ખબર નહિ હોય કે આજે તેમનો જન્મદિવસ છે, એટલે હું તેમને મારા તરફથી આપવાની ભેટ લાવ્યો છું. એ પ્રમાણે તું તેમને કહીશ એટલે તે જાગશે.'

કાલુસીંગ તેની સાથે એક પેકબંધ બંડલ લાવ્યો હતો. તેમાં અનુભવરાયને આપવાની ભેટ હશે, એમ નોકરે માન્યું. કાલુસીંગને અહીં રોકાવાનું કહીને તે ઉપર ગયો. થોડી વારે તે નીચે આવી કાલુસીંગને ઉપર લઇ ગયો. તેઓ અનુભવરાય જે ખંડમાં રહેતો હતો ત્યાં ગયા. તેને જોઇને બિછાના પર સૂતેલો અનુભવરાય જાણે બહુ નબળો પડી ગયો હોય અને દમના વ્યાધિથી પીડાતો હોય એમ ખોં .ખોં કરતો શ્રમપૂર્વક બેઠો થયો. તેણે કાલુસીંગને ઇશારત કરીને અંદર બોલાવ્યો અને બારણું બંધ કરવાનું સૂચવ્યું. નોકર ચાલ્યો ગયો, કાલુસીંગે અંદરથી બારણું બંધ કરી દીધું.

પછી કાલુસીંગ અનુભવરાયની પાસે બિછાના પર બેસતો બોલ્યો: 'નામદાર ! આપને માટે એક અગત્યની વસ્તુ હું લાવ્યો છું.'

'શું લાવ્યો છે ?' અત્યારે અનુભવરાયના અવાજમાં નબળાઈ કિંવા ખોખરાપણું ન હતું. તેનાં નેત્રો તિક્ષ્ણ અને વેધક હતાં. તેના શરીરમાંથી દમનો તથા નબળાઇનો દરેક અંશ નાબૂદ થઇ ગયો હતો. તે આગંતુકની સામે તાકી રહ્યો હતો.

તેણે પુનઃ ગુસ્સાપૂર્વક ઉચ્ચાર્યું : 'કાલુસીંગ ! મેં તને સ્પષ્ટ કહી રાખ્યું છે કે તારે સવારે અહીં આવવું નહિ અને કોઇ પણ ચીજ આ સ્થળે લાવવી નહિ !'

કાલુસીંગે જવાબ ન આપ્યો. તે ઉભો થયો. પોતાની સાથે તે જે બંડલ લાવ્યો હતો એને તેણે બિછાના પર મૂકયું અને કહ્યું : 'નામદાર ! આ કામમાં ઢીલ કરવા જેવું ન હતું. હું આપના કાયદાનો ભંગ કદી પણ ન જ કરૂં. મને તેના મહત્ત્વનો ખ્યાલ છે. પરંતુ લોજના નોકરને મેં કહેલ છે કે આજે આપનો જન્મદિન હોઇ હું આપને ભેટ આપવાને માટે અહીં આવ્યો છું. વારૂ, મારે આ ચીજનો બને તેટલી ત્વરાથી નિકાલ કરવાનો છે, અને તેની કેટલી રકમ ઉપજશે એ તમારા સિવાય બીજું કોઈ કહી શકે તેમ નથી.'

અનુભવરાય કશું બોલ્યા વગર એ બંડલ સામે જોઇ રહ્યો. કાલુસીંગે બંડલ ખોલ્યું. અનુભવરાયનું લક્ષ એ તરફ આકર્ષાયું, તેની જીજ્ઞાસા જાગૃત થઇ. આ લોજમાં રહેતા તથા આસપાસના લત્તાના માણસો અનુભવરાયને એક નવલકથાકાર માનતા, પરંતુ ખરી રીતે તો એ જુદી જ વ્યક્તિ હતી. ચંદ્રનગરની અંધારી આલમના ઉઠાઉગીરોમાં તે અગ્રગણ્ય મનાતો ઉઠાઉગીરો ગમે તે વસ્તુની ચોરી કરી લાવતા તેની કીંમત અનુભવરાય તેમને કહી આપતો. જો કોઇ વાર તેની કિંમત કે એવી કોઇ બાબતમાં તેમની વચ્ચે તકરાર થતી તો એ તકરાર તેની પાસે લઇ જવામાં આવતી. તે વચ્ચે પડી, તેમને સમજાવી, તેનો બરાબર ન્યાય ચૂકવી આપતો. એથી ઉઠાઉગીરોમાં તે 'નામદાર'ના ઉપનામથી ઓળખાતો.

બંડલ ખુલ્લું થયું. તેની અંદર બે સાબરશિંગ દેખાયાં; પરંતુ એ જોઇને અનુભવરાયે કશું આશ્ચર્ય વ્યક્ત કર્યું નહિ. તેણે એક પછી એક બેઉ સાબરશિંગ હાથમાં લીધાં. આશરે દરેકનું વજન કેટલું હશે તે અનુમાની જોયું. છેવટે તેણે કહ્યું :

'એક સાબરશિંગ પંદર—વીશ રતલ જેટલું હશે. જ્યારે તેની ઉપર કોતરકામ કરવામાં નહિ આવ્યું હોય ત્યારે કદાચ તેનું વજન બે રતલ વધારે હોય. અલબત્ત, આ નકસીકામમાં કારીગરી છે. પરંતુ એથી કાંઈ એની કિંમત વધી જાય નહિ.'

'પણ આ સાબરશિંગ તો બહુ મોટી કિંમતનાં છે. એઉનો બે લાખ રૂપિયાનો તો વીમો ઉતરાવ્યો છે.' કાલુસીંગે કહ્યું.

'બે લાખ રૂપિયા ! એવી ગપ વળી કોણે હાંકી ?' અનુભવરાયને એ રકમ સાંભળીને આશ્ચર્ય થયું.

'નામદાર ! એ ગપ નથી પણ સાચું છે. નિરંજન માણીગર આ સાબરશિંગ લઇને વીમાની ઓફીસમાં ગયો હતો ત્યારે હું તેની પાછળ જ હતો.' કાલુસીંગે કહ્યું: 'તેને લગતી માહિતી મેં એ ઓફીસના એક કારકુન પાસેથી મેળવી હતી. એનો બે લાખ રૂપિયાનો વીમો ઉતારવામાં આવ્યો છે, એ સિવાય બીજું કશું એ કારકુન કહી ન શકયો. અર્થાત્ વીમા મંડળીએ આ સાબરશિંગની કિંમત બે લાખ રૂપિયાની આંકી છે. તે સિવાય એટલી રકમનો વીમો તે શાની ઉતારે ? માટે તમે જરીક વિચાર કરી જુઓ.'

અનુભવરાય અર્થપૂર્ણ દૃષ્ટિથી સાબરશિંગનું અવલોકન કરવા લાગ્યો. તેણે પુનઃ તેનું આશરે વજન કેટલું હશે તે હાથમાં લઇને અવટાંકી જોયું. પોતાના ગજવામાંથી સૂક્ષ્મદર્શક કાચ કાઢયો, હાથી-દાંત ઉપરની નકસીનું અવલોકન તેની સહાયથી કર્યું.

છેવટે તે બોલ્યો: 'આવાં સાબરશિંગ ખરીદનારને જો તેની ઉપરની કારીગરીનો મોહ હોય તો તે આ બેઉ સાબરશિંગના ત્રણ હજાર રૂપિયા આપવા તૈયાર થાય, અને વળી તેમાં પણ તું તેનો બે લાખ રૂપિયાનો વીમો ઉતરાવેલો હોવાનું તેને જણાવે તો એટલી રકમ તે વિના આનાકાનીએ તુરત આપી દે.'

કાલુસીંગ થોડી વાર તો 'નામદાર'ની સામે જોઇ રહ્યો. તે આ માણસને પોતાની વાત કરતાં અચકાતો હોય એમ લાગતું હતું. છેવટે તેણે પોતાની હકીકત જણાવી.

કાલુસીંગને કોઇની તરફથી બીજાં માણસોની સાથે આ સાબરશિંગ ઉચાપત કરવાના કાર્યમાં રોકવામાં આવ્યો હતો. એ બંડલ તેમણે ઉપાડી

લાવવાનું હતું. તેની અંદર શી વસ્તુ છે એ તેમને કહેવામાં આવ્યું ન હતું, પરંતુ કૌલુસીંગ તેની જીજ્ઞાસાવૃત્તિ પર કાબૂ રાખી શકયો નહિ. એટલે તેણે નિરંજનની મોટરમાંથી એ બંડલ ઉપાડયા બાદ તેની અંદર શી વસ્તુ છે એ જાણી લીધું હતું. ત્યારબાદ તેનો બે લાખ રૂપિયાનો વીમો ઉતારવામાં આવેલો હોવાનું પણ તેના જાણવામાં આવ્યું હતું. એથી તેને એ બંડલમાં વિશેષ રસ પડયો. તેના સાથીઓ સુચવેલે સ્થળે એ બંડલ પહોંચાડી આવ્યા. ત્યારબાદ પણ તેણે એનો પિછો લીધો અને તે લખધીર સોલંકીને ત્યાં પહોંચી ગયાનું તેના જાણવામાં આવ્યું.

કાલુસીંગ એ હકીકત કહેતો હતો તે વખતે અનુભવરાયે તેના બિછાનાની બાજુમાં આજ સવારનું અખબાર પડયું હતું એ ઉપાડયું અને તેના મુખપૃષ્ઠ ઉપર એક કટાર પર આંગળી મૂકીને કહ્યું: ' અને મારા માનનીય મિત્ર લખધીર સોલંકીનું કાલે રાત્રે ત્રાસજનક રીતે ખુન કરવામાં આવ્યું છે ! કાલુસીંગ, તને કદાચ જાણીને આશ્ચર્ય થશે કે ગઇ કાલે સવારે જ લખધીર મને મળ્યો હતો. '

' શા માટે ? ' કાલુસીંગે પૂછયું. અત્યારે તેનાં નેત્રોમાં ભયંકરતા તરવરતી હતી.

' તેના કબજામાં બે સાબરશિંગ આવ્યાં હતાં. તેની કિંમત નક્કી કરી આપવા સંબંધમાં તેણે મારી પાસે માગણી મૂકી હતી. વળી તે એવું પણ બોલ્યો હતો કે એ વસ્તુઓ તેની પાસે રાખવામાં મોટું જોખમ રહેલું છે. મને પણ હવે તેની વાત સાચી લાગે છે. તેણે આ શિંગડાંને તેના મકાનમાં એટલો સમય રાખ્યાં તેનો તેને તો પૂરો બદલો મળી ગયો ! '

' પણ એથી શું થઇ ગયું ? ' કાલુસીંગ બોલ્યો: ' નામદાર! તમે કદી પણ જીજ્ઞાસાવૃત્તિ દાખવતા નથી અને નિરર્થક પ્રશ્નો કરતા નથી. વળી લખધીરનો અંત કેવી રીતે આવ્યો એ જાણવા હું અહીં નથી

આવ્યો. મારે તો તમારી પાસેથી સાબરશિંગની સાચી કિંમત જાણવી છે, સમજ્યા ને ?'

અનુભવરાયે કહ્યું: 'વારૂ, જો કોઇને સાબરશિંગનો ખાસ શોખ હોય અને આવી ચીજને પોતાના સંગ્રહાલયમાં રાખવાની તેની ઇચ્છા હોય તો તે વધુમાં વધુ પાંચ હજાર રૂપિયા સુધી આપે ખરો. કદાચ એવો ગ્રાહક મળી પણ આવે એટલે જો તારી મરજી હોય તો હું તને ચાર હજાર રૂપિયા આપું--અત્યારે રોકડા જ, વાયદો નહિ.'

'માત્ર ચાર હજાર !' કાલુસીંગનો અવાજ ઉશ્કેરાટથી ધ્રૂજતો હતો. તે પોતે લાવેલા બંડલને પેક કરતો બોલ્યો: 'અને મેં તમને જણાવ્યું છે કે તેનો બે લાખ રૂપિયાનો વીમો ઉતારવામાં આવ્યો છે. જો હું આ વસ્તુઓ એ વીમા મંડળીને સુપ્રત કરૂં તો તે પણ મને તેમની તરફથી ચાર હજાર કરતાં વધારે રકમ મળે.'

'હા, ગઇ કાલ સુધી કદાચ એમ બની શક્યું હોત ખરૂં. 'અનુભવરાયે કહ્યું : 'પરંતુ હવે તેઓ તને એક પાઇ પણ આપે એમ હું માનતો નથી. કાલુસીંગ ! તું જરીક વિચાર કરી જો. લખધીર સોલંકી મરણ પામ્યો છે. અને તેથી જેની પાસેથી આ ચીજો મળી આવે તેની ઉપર પોલીસ માત્ર ચોરીનો જ નહિ, પરંતુ લખધીરના ખૂનનો આરોપ મૂકવાને પણ તૈયાર થવાની. એટલે હવે તો તારૂં દરેક પગલું જોખમમાં આગળ વધે છે. અત્યારે તેઓ આ સાબરશિંગની અને તેની સાથે લખધીરના ખૂનીની પણ શોધ કરી રહ્યા છે. એ કિસ્સામાં પેલો ગુન્હાશોધક રાવસાહેબ જ્યોતિપ્રસાદ ભળ્યો છે. હા, હું તારી કુશળતાનો જાણકાર છું. મારી ખાતરી છે કે તારી ઉપર લખધીરના ખૂનનો શક આવે એવો એક પણ પુરાવો તેં રહેવા દીધો નહિ જ હોય; પરંતુ જો તારી પાસેથી આ સાબરશિંગ મળી આવે તો.........'

'મારી પાસેથી એ કદી પણ મળી આવવાનાં નથી.'

'જો તું તેનો નિકાલ કરી નાંખે તો ન મળી આવે, એ બરાબર છે.' અનુભવરાયે ઉચ્ચાર્યું : 'કાલુસીંગ! તું મારો મિત્ર છે. હું તારી સાથે નિખાલસ અને આપણને બેઉને લાભકારક વર્તાવ રાખવા ઇચ્છું છું. મને તો સાબરશીંગની જેટલી કિંમત લાગી એટલી મેં તને જણાવી છે. તું જાણે છે કે મારી તેમાં ભાગ્યેજ ભૂલ થાય છે. જા, હું તેની ઉપર તને અત્યારે દશહજાર રૂપિયા આપીશ; પરંતુ શરત એ કે તેનો નિકાલ કરતાં મને જેટલી ઓછી રકમ મળે, તેટલી રકમ તારે બીજા કામમાં મને મજરે આપવી.'

કાલુસીંગ અનુભવરાયના બેડોળ ચહેરા સામે થોડો સમય જોઇ રહ્યો: 'માત્ર દશ હજાર રૂપિયા! મારે તેને ખાતર જે કાંઇ સહન કરવું પડયું છે તેના બદલામાં એ રકમ કાંઇ મોટી નથી!'

'હા, ખૂનના બદલા તરીકે તો એ રકમ નાની જ ગણાય.' અનુભવરાયે સ્મિત કરતાં કટાક્ષ કર્યો.

'ખૂનની વાત કોણ કરે છે? વારૂ, લાવો દશ હજાર રૂપિયા. હું તમારી શરતનો સ્વીકાર કરૂં છું. અને નામદાર! ખૂનની વાત તમે ન ઉચ્ચારો. દીવાલને પણ કાન હોય છે!'

અનુભવરાયે પેટી ઉઘાડીને સો-સો રૂપિયાની એકસો નોટો કાઢીને કાલુસીંગને આપી. કાલુસીંગે તેને ગજવામાં મૂકી દીધી, સાબરશિંગનું બંડલ અનુભવરાયે ઉપાડીને એક બાજુએ મૂકયું.

કાલુસીંગ વિદાય થયો. એ પછી અનુભવરાય ઉઠયો, તેણે બારણું અંદરથી બંધ કર્યું અને તે ટેબલ ઉપર ટેલીફોન હતો ત્યાં ગયો. તેનો નંબર જોડીને તે બોલ્યો: 'સીતારામ! તમે જ છો કે?...વારૂ, એક નવીન લેખકનું પુસ્તક મારી પાસે આવ્યું છે. તમને તેમાં જરૂર રસ પડશે. કાલુસીંગ આજે મારા જન્મદિવસ નિમિત્તે એક સુંદર ભેટ લઇને મારી પાસે આવ્યો હતો. એથી મારી સવારની શાંત નિદ્રામાં ખલેલ પડી છે. પરંતુ એક વખત જાગી ગયા પછી મને ફરીથી તુરત ઉંઘ

નથી આવતી એ તમે જાણો છો. એટલે જો તમને અવકાશ હોય તો તમે અહીં આવો. હું તમને એ ભેટ બતાવીશ. પુસ્તકમાં તમને જરૂર રસ પડશે. તમે તેના લેખકને પિછાનો છો. એક વાર આપણી મીટિંગમાં તે તમને મળ્યો હતો. હા હા, અગત્યની બાબત છે. તમે જલ્દી આવો છો ને ? ઓલરાઇટ, સાહેબજી.'

વીશ પચીશ મીનિટ પછી સીતારામ આ લોજમાં આવી પહોંચ્યો. તે અવારનવાર અહીં આવતો હતો. લોજના માણસોને બક્ષિસ આપવામાં તે ઉદાર હતો. એટલે સહુ તેનું માન સાચવતા. તે પોતાને પુસ્તકપ્રકાશક તરીકે ઓળખાવતો. તેનો દેખાવ પ્રતિભાસંપન્ન અને ગંભીર હતો.

લોજનો નોકર તેને જોતાં જ તેની સામે દોડી ગયો અને નમન કરીને ઉભો રહ્યો. સીતારામે અનુભવરાયને મળવાની ઇચ્છા દર્શાવી. નોકર તેને અનુભવરાયના ખંડ પાસે લઇ ગયો, સીતારામે તેના હાથમાં ચાર આના મૂક્યા. નોકર ચાલ્યો ગયો. પછી તેણે બંધ બારણા પર અવાજ કર્યો. બારણું અંદરથી ઉઘડયું. તે અંદર દાખલ થયો. દ્વાર પુનઃ બંધ થઇ ગયું.

તેણે ખુરશી પર સ્થાન લીધું. અનુભવરાયે કબાટમાંથી સાબરશિંગવાળી પેટી બહાર કાઢીને એ પેટીનું ઢાંકણું ઉઘાડયું. સીતારામના આશ્ચર્યનો પાર ન રહ્યો.

' શું ! આ સાબરશિંગ તમારી પાસે આવી ગયાં ! ' તે બોલ્યો : ' પરંતુ આ તો બહુ ભારે કિંમતનાં છે. બે લાખ રૂપિયાની કિંમત હોવાનું સંભળાય છે ! '

' મને તો એ બધું ' હંબગ ' લાગે છે. ' અનુભવરાયે કહ્યું : ' આ સાબરશિંગ તથા તેની ઉપરના નકસીકામનો વિચાર કરતાં તેની કિંમત પાંચ હજાર રૂપિયાની પણ ન હોવી જોઇએ. એટલે જ મેં તમને બોલાવ્યા છે. એ વાત સાચી છે કે નિરંજન માણીગરે તેનો

મે લાખ રૂપિયાની કિંમતનો વીમો ઉતરાવ્યો છે. મેં એ વિષે ઘણો વિચાર કરી જોયો છે. એથી મને લાગે છે કે તેની એટલી કિંમત કદી ન હોય, પરંતુ......'

'તેનું નકસીકામ સુંદર હોઈ તે મૂલ્યવાન્ ગણાય ખરા.'

'હા, તે મૂલ્યવાન્ છે, પણ કેવળ નકસીકામને અંગે તેનું એટલું બધું મૂલ્ય ન અંકાય. બાકી જો એ નકસીકામની અંદર કોઇ છૂપો સંદેશ રહેલો હોય તો તેનું મૂલ્ય અકથ્ય ગણાય.' અનુભવરાયે કહ્યું : સીતારામ ! લખધીરે સાબરશિંગનો ઇતિહાસ મને જણાવ્યો હતો. એ ઉપરથી મને લાગે છે કે આફ્રિકાથી ત્રિલોચન માણીગરે તેના દીકરા નિરંજન ઉપર કોઈ છૂપો સંદેશો મોકલવાનો ઇરાદો રાખ્યો હશે. તે સંદેશો અત્યંત ગુપ્ત હશે અને તેમાં કોઇ છૂપા ખજાના વિષેની માહિતી આપવામાં આવી હશે. હવે તો તમે સમજ્યાને ?'

'હું સમજ્યો. આપણે એ ગુપ્ત ખજાનાનું રહસ્ય ઉકેલવાનું છે. બહુ સારૂ, મને એવું શોધખોળનું કામ બહુ ગમે છે અને મારો સ્વભાવ સાહસપ્રિય પણ છે. કહો, આપણે તેનો કેવી રીતે પ્રારંભ કરવાનો છે ?'

'નિરંજનને કોઇ પણ રીતે સપડાવીને સાબરશિંગ ઉપરના નકસી કામની પાછળ છુપાયેલો સંદેશો તમારી પાસે પ્રકટ કરવાની તમારે તેને ફરજ પાડવી. એ કાર્ય તમારે કરવાનું છે.'

'તેને સપડાવવાનું મુશ્કેલ નથી.' સીતારામે કહ્યું : 'પરંતુ તેના સંબંધમાં મેં જે કાંઇ સાંભળ્યું છે તે ઉપરથી હું કહી શકું છું કે તે આગ્રહી સ્વભાવનો છે. એટલે જે વસ્તુ પ્રકટ કરવાની તેની ઇચ્છા ન હોય એ તેની પાસેથી કઢાવવાનું સહેલું નથી.'

અનુભવરાય હસ્યો. એ હાસ્યમાં નરી ક્રૂરતા ભરી હતી. તેણે કહ્યું : 'તેને બોલતો કરવાનું કાર્ય તમારે કરવું જ જોઇએ. જે વસ્તુ પ્રાપ્ત કરવાનો મેં નિશ્ચય કર્યો હોય તેમાં હું કદી પણ નિષ્ફળ થયો નથી. સીતારામ ! તમે નિરંજનને ગમે તે રીતે સપડાવી, તમારૂં

ગુપ્ત સ્થાન છે તે સ્થળે લઈ જાઓ. હું તમને ત્યાં જ મળીશ......બસ, એટલામાં જ બધું સમજી જાઓ.'

સીતારામે તેની મોટર આ લોજથી થોડે દૂર રાખી હતી. તે અનુભવરાયની સાથે મંત્રણા કરી, નીચે આવ્યો, લોજમાંથી બહાર નિકળી, ચાલતો મોટર પાસે ગયો. એ વખતે એક માણસ એ મોટરની આગળની બેઠક પર બેઠો હતો. તેને આશ્ચર્ય થયું. એને તે ઓળખતો હતો. એટલે આ માણસની આવી ધૃષ્ઠતા માટે તેને ધમકાવવા કે તેની સાથે ઝઘડો કરવાથી આ પ્રદેશમાં પ્રકાશક તરીકેની પોતાની પ્રતિષ્ઠાને ધક્કો લાગે તેમ હતું. એટલે તેણે એ માણસને ઉતારી પાડવાનો અથવા ઝઘડવાનો યત્ન ન કર્યો.

તે ડ્રાઇવરના સ્થાન પર બેસી ગયો. ગાડી ચાલૂ કર્યા પછી તેણે પ્રશ્ન કર્યો: 'કાલુસીંગ ! તું શા ઇરાદાથી અહીં બેઠો છે? હું તને અમુક સ્થળે પહોંચાડી દઉં એવી તારી ઇચ્છા છે?'

'ના જી.' કાલુસીંગે કહ્યું: 'હું તો માત્ર તમારી સાથે થોડી વાત કરવા જ માગું છું.'

સીતારામનું લક્ષ મોટર હાંકવામાં હતું, પરંતુ તે ત્રાંસી આંખે કાલુસીંગ સામે જોઈ રહ્યો હતો. કાલુસીંગના ચહેરા પર માર્મિક હાસ્ય તરવરતું હતું. તેનાં નેત્રોમાંથી ક્રૂરતા વરસતી હતી. કાલુસીંગ કેટલો ભયંકર માણસ છે એ સીતારામ જાણતો હતો, વળી અત્યારે તેનો એક હાથ ગજવામાં હોવાનું જોઈ શકાતું હતું. અને એ ગજવામાં પિસ્તોલ હોવા વિષે સીતારામને લેશ પણ શંકા ન હતી.

તેણે પોતાના ગજવામાંથી એક સરસ ચાંદીની ડબી કાઢી, કાલુસીંગ સામે ધરીને પૂછ્યું: 'સીગારેટ લેશો ?'

પરંતુ કાલુસીંગે તેનો ઈન્કાર કરતાં પૂછ્યું: 'નામદારને મળ્યા ? તેમની તબીયત તો સારી છે ને?'

'ઘણી જ સારી.'

'પણ નામદારના સ્વભાવમાં, તેમના માનસમાં હમણાં પરિવર્તન થઇ ગયું છે એમ તમને નથી લાગતું ?' કાલુસીંગનો અવાજ કટારની ધાર જેવો તીણો છતાં ઠંડો હતો.

'નામદારની સાથે તમે ઝઘડો કર્યો લાગે છે.' સીતારામે કહ્યું : 'પરંતુ કાલુસીંગ ! એ માણુસનો વિરોધ કરવામાં કશો સાર નથી. તે ભયંકર માનવી છે, અને એટલા માટે જ હું તેની સાથે સારાસારી રાખવાનું પસંદ કરૂં છું.'

'તમે તેના હાજી–હા કરનાર ગુલામ છો એ હું જાણું છું.'

કાલુસીંગના એ શબ્દો સીતારામને ન રૂચ્યા. તે કાલુસીંગ સામે જોઇ રહ્યો. અત્યારે કશું બોલવાનું તેને ઉચિત ન લાગ્યું, કેમકે કાલુસીંગના ગજવામાંની પિસ્તોલની નળી તેની તરફ તાકવામાં આવેલી જોઇ શકાતી હતી, અને કાલુસીંગનાં નેત્રો રક્તવર્ણીય બની ગયાં હતાં.

'તેં નશો તો કર્યો નથી ને ?' છેવટે સીતારામે ઉચ્ચાર્યું.

'ના, સીતારામ ! મેં નશો નથી કર્યો, પણ તું સાંભળ: આપણા મંડળમાં 'નામદાર' તરીકે ઓળખાતા અનુભવરાયે મારી સાથે દગલબાજી ચલાવી છે. તે પોતાના મિત્રને દગો કરીને મોટી રકમ પચાવી પાડવા માગે છે, અને તું એમાં તેને સહાય કરી રહ્યો છે. પરંતુ તારે સમજવું જોઇએ કે એ કાર્યમાં મેં સહુથી મોટો ભોગ આપ્યો છે. તેનો પૂરેપૂરો બદલો મને મળવો જ જોઇએ. માટે તારી મોટરના વેગને જરીકે ઓછો કર્યા વગર તારી અને નામદારની વચ્ચે અત્યારે રચાયેલા કારસ્તાનની વિગતથી તું મને માહિતગાર બનાવ. મારી સાથે બનાવટ કરવામાં જાનનો સોદો છે, તે સ્મરણમાં રાખજે.'

•

# પ્રકરણ ૯ મું

## રાત્રિનું રહસ્ય

નિરંજન માણીગર લખધીર સોલંકીના મકાનમાંથી રાવસાહેબ જ્યોતિપ્રસાદની મોટરમાં પલાયન થઇ ગયો હતો તે આપણે જાણીએ છીએ. કોઇની નજરે ન પડાય એવી રીતે તે પોતાના મકાનમાં પહોંચી ગયો. આ વખતે સ્વાભાવિક રીતે જ તેને 'એલાબી'નો વિચાર આવ્યો. પોતે આખી રાત્રિ પોતાના મકાનમાંથી બહાર નિકળ્યો જ નથી એવું પૂરવાર કરવું જોઇએ. તે માટે તેને સરસ માર્ગ સવાર સુધી બિછાનામાં પડી રહેવાનો લાગ્યો. તેણે શરીર પરથી વસ્ત્રો ઉતારી નાંખ્યાં અને બિછાનામાં સૂઇને શરીર પર ચાદર લપેટી લીધી.

તેનું મગજ ગુંચવાઇ ગયું હતું. નિદ્રા એકદમ તો કયાંથી આવે? એટલે મગજમાં ગોટવાયેલા વિચારોનું તેણે પૃથક્કરણ કરવા માંડયું. સાબરશિંગ ચોરવામાં લખધીરનો હાથ હોવાનું સમજાતું હતું. પરંતુ એને માટે લખધીરને ત્યાં પોતાને બોલાવવાનો સંદેશો પાઠવનાર ભેદી માનવીનો હેતુ શો હતો? લખધીર સોલંકીનું ખૂન કરનાર કોણ હશે? તેને એટલું તો સમજાતું હતું કે લખધીરના ખૂનનો આરોપ પોતાની ઉપર ઓઢાડવાનો ખૂની કે ખૂનીઓનો હેતુ હોવો જોઇએ. પરંતુ એક વાત તેનાથી સમજાતી ન હતી. આ સામાન્ય લાગતાં સાબરશિંગમાં એવું તે શું હશે કે તેને માટે આમ એક માનવીનું ખૂન કરવાની તત્પરતા દાખવવામાં આવે છે!

એ વિચારોમાં તેનાં નેત્રો ઘેરાવા લાગ્યાં. થોડી વારમાં જ તે ગાઢ નિદ્રાને વશ બની ગયો. તેનો નોકર સવારે આવશે, ચહા બનાવશે. ચહાનો કપ લઇને આ ખંડમાં આવશે, પોતાને બિછાના પર સૂતેલો જોશે, એટલે પોતે આખી રાત્રિ બિછાનામાં જ હતો તે માટે એ નોકરનો પુરાવો ઉપયોગી થઈ શકશે એવી તેની માન્યતા હતી.

થોડો સમય પસાર થઇ ગયો. તેનાં નસકોરાંના અવાજ સિવાય સર્વત્ર નિ:સ્તબ્ધતા હતી. એ વખતે નીચેના ભાગમાં બારીની બહાર સહેજ ખખડાટ થયો. તે સ્થળે એક સંપૂર્ણ શ્યામરંગી માનવ-આકૃતિ દષ્ટિગોચર થતી હતી. એ માણુસ ગજવામાંથી નાનું ચપ્પુ કાઢી, તે બારીનાં બારણાં વચ્ચે ભરાવીને તેને ઉઘાડવાનો યત્ન કરતો હતો. કશો પણ અવાજ થવા દીધા સિવાય તેણે બારણું ખોલી નાંખ્યું. તે બારી વાટે અંદર દાખલ થયો.

તેણે શરીર પર શ્યામ વસ્ત્રો ધારણ કર્યાં હતાં. સફેદ ખમીશનો છાતી પાસેનો ભાગ ન દેખાય એ માટે તેની ઉપર કાળો રૂમાલ લગાવ્યો હતો. હાથ પર કાળાં મોજાં ચડાવ્યાં હતાં. માત્ર બે આંખો ઉઘાડી રહે અને આખું મુખ ઢંકાય એવો કાળો બુરખો ચહેરા પર ચડાવ્યો હતો.

ઓરડામાં નિરવતા હતી. તેણે ચાંપ દબાવીને બત્તી પ્રગટાવી. તે આ દીવાનખાનાનું નિરીક્ષણ કરવા લાગ્યો: ટેબલનાં ખાનાં ખોલી, અંદરની વસ્તુ તપાસવા લાગ્યો. બે કબાટ ઉઘાડી નાંખ્યાં. તેની અંદર પણ તપાસ કરી. ગમે તેવી કળ કિંવા તાળું ઉઘાડવાનું તેને માટે હસ્તામલકવત્ હતું. પરંતુ આ તપાસમાં જેની તે શોધ કરી રહ્યો હતો તે તેને મળી શકયું નહિ.

હવે તેણે બત્તી ગુલ કરી દીધી, તેણે દીવાનખાનાનું બારણું ઉઘાડયું અને તે બહાર નીકળ્યો. નીચેના બીજા ઓરડા તેણે તપાસી જોયા. પછી તો દાદર પર ચડીને તે ઉપર ગયો. તેણે ગજવામાં હાથ નાંખ્યો. રમકડા જેવી નાજુક પિસ્તોલ એ ગજવામાં ભરેલી પડી હતી. તેણે નિરંજનના શયનગૃહનું દ્વાર ખૂલ્લું કર્યું. આ મકાન નવીન પદ્ધતિનું હતું. બારણાની અંદર તથા બહાર સાંકળો ન હતી. પરંતુ બારણામાં કળ ગોઠવવામાં આવી હતી. તે અંદરથી અને બહારથી ચાવી વડે ઉઘાડ-વાસ થઇ શકતી હતી. એ રીતે નિરંજને ચાવી વડે બારણાની કળને

અંદરથી બંધ કરી હતી. પરંતુ તેને બહારથી ખોલવામાં આ માનવીને જરીકે વાર લાગી નહિ.

તે શયનગૃહમાં દાખલ થયો. નિરંજનનાં નસ્કોરાં બોલતાં હતાં. બુરખાધારીની વીજળીની હાથબત્તીનો પ્રકાશ ચોતરફ રેલાતો હતો. આ ખંડનું તેણે નિરીક્ષણ કરી લીધું. છેવટે બિછાનાની નજીક એક ખુરશી પર નિરંજનનાં વસ્ત્રો પડયાં હતાં તેની ઉપર તેણે પ્રકાશ ફેંકયો. તે એ ખુરશી પાસે આવ્યો. તેણે કોટનાં ગજવાં તપાસી જોયાં. તેમાંથી દરેક વસ્તુ કાઢી, જોઇને તે જમીન પર મૂકતો હતો. નિરંજનનું પાકીટ જોયું, ડાયરી તથા તેની અંદરના કાગળો તપાસ્યા, સીગારેટની ડબી ખાલી કરી નાંખી. સીગારેટોની નીચે બસો અને પંદર રૂપિયાની નોટો હતી. પરંતુ તેની આ બુરખાધારીને પરવા ન લાગી.

બિછાનાની નજીક નાનું ટેબલ હતું. તેનાં ખાનાં ઉઘાડી, તપાસી જોયાં. એક લાકડાના ઘોડા ઉપરનાં પુસ્તકો પણ તપાસ્યાં. પરંતુ તેની ધારણા બર આવી નહિ. ત્યારપછી તે નિરંજનના બિછાનાની પાસે આવી, તેના ઓશીકા તળે તપાસ કરવા લાગ્યો, નિરંજન તેની પિસ્તોલ તથા ઘડિયાળ ઓશીકા તળે રાખતો હતો.

શ્યામવસ્ત્રધારી માનવીએ ઓશીકા નીચે હાથ નાંખ્યો, ત્યાં એકદમ નિરંજન સફાળો જાગી ઉઠયો. તેણે આ માનવીનો હાથ પકડયો અને એકદમ કૂદી, તેની ગરદન પકડીને સવાલ કર્યો: 'તું કોણ છે? અને શા ઇરાદાથી અહીં આવ્યો છે?'

આગંતુકના હાથમાંની વીજળીની બત્તી જમીન પર પડી ગઇ. તેનો પ્રકાશ જમીન પર પથરાતો હતો. એથી નિરંજન તેના પ્રતિસ્પર્ધિને જોઇ શકતો ન હતો. પરંતુ તેણે બીજા હાથ વડે બિછાના પાસે દીવાલપરની ચાંપ દબાવી અને આખા ખંડમાં પ્રકાશ પથરાયો.

અચાનક પ્રકાશ થવાથી બુરખાધારી ચમકી ગયો, પરંતુ તુરત સાવધ બની, તેણે જોરથી નિરંજનના મુખપર મુક્કી લગાવી.

તથાપિ પોતાને કશીયે અસર થઇ ન હોય એ પ્રમાણે સ્મિત કરતાં નિરંજને વધારે જોરથી તેના હરીફની ગરદન દબાવીને કહ્યું: 'બિરાદર! હું બ્રહ્મદેશના જંગલમાં હતો ત્યારે એક બરમો રાત્રિના અંધકારમાં છરો લઇને મારૂં ખૂન કરવાને આવ્યો હતો, પરંતુ મેં આવી રીતે તેની ગરદન દબાવી, તેને ગુંગળાવીને યમસદન પહોંચાડી દીધો હતો. મીસ્તર! એક માણસ નિદ્રાધીન હોય તે વખતે મકાનમાં ચોરી કરવાને માટે દાખલ થનાર ઉઠાઉગીરને હું પસંદ કરતો નથી. વારૂ, તું કોણ છે? તારો ચહેરો તો મને જોવા દે!'

તેણે એકાએક પેલા માનવીના બુરખા પર હાથ નાંખ્યો, પરંતુ તે જ વખતે બુરખાધારીએ પોતાનું તમામ જોર એકત્ર કરીને નિરંજનના જડબા પર મુક્કી લગાવી. એથી નિરંજન સહેજ લથડયો અને તેના હાથમાંથી બુરખાધારીની ગરદન છૂટી થઇ ગઇ.

બુરખાધારીએ બારણા તરફ ફરીને મોટી ફાળ ભરી. તે જ ક્ષણે નિરંજન પણ તેની પાછળ કૂદ્યો. બેઉ જણા પરસ્પરના પંજામાં સપડાયા, બારણાની બહાર ચાલીમાં જમીન પર પછડાયા. પત્થરની જમીન પર નિરંજનનું મસ્તક અફળાયું. તે સ્વસ્થ બનીને પુનઃ ઉભો થયો, તે પહેલાં ઉઠાઉગીર અર્ધો દાદર ઉતરી ગયો હતો. નિરંજન તેની પાછળ દોડયો. બુરખાધારીએ ગજવામાંથી પિસ્તોલ કાઢી, એમાંથી છૂટેલી ગોળી નિરંજનના કાન પાસે થઇને પસાર થઇ ગઇ.

તે બોલ્યો: 'નિરંજન! તું જ્યાં છે ત્યાં જ ઉભો રહેજે! હું તારૂં ખૂન કરવા ચાહતો નથી, માત્ર મેં તને ચેતવણી જ આપી છે. છતાં જો તું એક પણ પગલું આગળ ભરીશ તો પછી મને તારૂં ખૂન કરવાની ફરજ પડશે.'

'ઓહો! તું મને ઓળખતો લાગે છે!' નિરંજન કટાક્ષભર્યા સ્વરે બોલ્યો: 'ત્યારે તું અહીં માત્ર ચોરી કરવાને જ આવ્યો લાગતો નથી. અહીં આવવામાં તારો કોઇ બીજો હેતુ છે. પરંતુ હું તારી ધમકીથી ડરી જઇને તને છટકવા દેવાનો નથી.'

તે જ વખતે બીજી ગોળી બુરખાધારીની રિવોલ્વરમાંથી છૂટીને તેના બીજા કાનને સહેજ છરકો કરીને ચાલી ગઈ.

'વાહ ! નિશાનબાજીમાં તું આબાદ છે, અને તેં તારી પિસ્તોલને સાયલેન્સર પણ ચડાવ્યું લાગે છે. પરંતુ તારી પિસ્તોલ મને ડરાવી શકે એમ નથી.' એ પ્રમાણે બોલતો નિરંજન આગળ વધ્યો.

'નિરંજન ! ત્યાં જ અટકી જા મને તારો જાન લેવાની ફરજ ન પાડ !' બુરખાધારી બોલ્યો.

'તારા જેવા તો કંઈક મારી સામે આવી ગયા.' નિરંજન તુચ્છકારપૂર્વક બોલ્યો : 'હજી સુધી તો કોઈ મને મીન ભણાવી શક્યું નથી. હજી પણ હું તને કહું છું કે તું તારી પિસ્તોલને ગજવામાં મૂકી દે.'

પરંતુ આ ઉઠાઉગીરે પિસ્તોલ ગજવામાં ન મૂકી, તેમજ નિરંજનનું ખૂન પણ ન કર્યું. એને બદલે તેણે બરાબર તાકીને નિરંજનના કપાળ તરફ પિસ્તોલ ફેંકી. નિરંજન સહેજ ફરી ગયો, તથાપિ જોરથી ફેંકાયેલી વજનદાર પિસ્તોલની લમણા પર ચોટ લાગી અને તે દાદરની પાસે ઉપરના ભાગમાં જમીન પર પડી ગયો.

'કોઈ વાર હું તારું ખૂન કરીશ, પરંતુ અત્યારે તો નહિ જ.' એ શબ્દો અજાણ્યા આગંતુકના મુખમાંથી નિકળેલા તેના કાન પર અથડાયા. પિસ્તોલની ચોટ બરાબર લાગી હતી, તેનું મગજ ઘેરાતું હતું, છતાં પણ તે ઉભો થયો, તેણે બે ડગલાં ભર્યાં, પરંતુ ચક્કર આવવાથી તેણે દીવાલને પકડી લીધી.

થોડી વારે તે સ્વસ્થ બની, નીચે ઉતરીને પ્રવેશદ્વાર તરફ ગયો. તેણે પ્રવેશદ્વાર ઉઘાડ્યું ત્યાં સામેથી અવાજ આવ્યો : 'કેમ, નિરંજન ! શું છે ? તમે આટલા બધા ગભરાયેલા કેમ લાગો છો ?'

નિરંજન રસ્તા પર પડતા ઓટલા ઉપર ઉભો હતો. પોતાને બોલાવનાર માણસને તેણે ઓળખી લીધો. એ સુપ્રસિદ્ધ ગુન્હાશોધક રાવસાહેબ જ્યોતિપ્રસાદ હતો.

નિરંજને તેને સવાલ કર્યો : 'હમણાં જ આ મકાનમાંથી સર્વાંગ શ્યામ વસ્ત્રોમાં સજ્જ થયેલો એક ઘુરખાખારી બહાર નીકળ્યો હતો. તમારા જોવામાં આવ્યો છે ? તે કઇ દિશા તરફ ગયો ?'

'હું હમણાં જ અહીં આવ્યો છું. એ વખત મેં તો કોઇને આ બારણામાંથી બહાર નિકળતો જોયો નથી.'

'ત્યારે એ પાછલા બારણે થઇને પસાર થયો હશે.' એમ બોલતો નિરંજન પાછળના દ્વાર તરફ ગયો, જ્યોતિપ્રસાદે પણ તેનું અનુસરણ કર્યું. પાછળનું બારણું ઉઘાડું હતું. એ ભાગમાં નાનકડો બગીચો હતો.

નિરંજને કહ્યું: 'પેલી દીવાલ કૂદીને તે પલાયન થઇ ગયો લાગે છે. અત્યારે તો એ મારા હાથમાંથી છટકી ગયો છે, પણ હું તેને...'

એ વખતે તેને પોતે લખધીરના મકાન પાસેથી જે મોટરમાં પલાયન થયેલો, તેની ઉપર નાની પ્લેટમાં 'રાવસાહેબ જ્યોતિપ્રસાદ'નું નામ તેણે જોયેલું એ વાતનું સ્મરણ થયું. એક ક્ષણાર્ધમાં તેના મગજ પર થઇને અનેક વિચારો પસાર થઇ ગયા.

તે બોલ્યો: 'રાવસાહેબ! તમે અત્યારે અહીં કયાંથી ? ચાલો, આપણે ચહા બનાવીએ. આપણે ઘણા સમય પછી મળ્યા, નહિ વારૂ ? હું તથા મારા બાપુજી આફ્રિકામાં હતા ત્યારે આપણે છેલ્લા મળ્યા હતા. વારૂ, પણ જ્યારે મારા મકાનમાં એક ઉઠાઉગીર ઘુસ્યો હતો, તે જ વખતે તમારા જેવો સમર્થ ગુન્હાશોધક મારા મકાન પાસેથી પસાર થાય એ પણ એક જોગાનજોગ તો ખરો ને ?'

'હું તમારા મકાન પાસે થઇને પસાર પણ થતો ન હતો.' નિરંજનની સાથે દીવાનખાનામાં દાખલ થતાં જ્યોતિપ્રસાદે કહ્યું.

'શું ! તમે અહીં થઇને પસાર થતા ન હતા !' જ્યોતિપ્રસાદના શબ્દોથી નિરંજનને આશ્ચર્ય થયું : 'ત્યારે તો મારા મકાનમાં દાખલ થનાર ઉઠાઉગીરનો તમે કદાચ પિછો લીધો હશે ! જુઓને, એણે બધું વેરણખેરણ કરી નાંખ્યું છે ! રાવસાહેબ ! તમે જો એને ગિરફતાર

કરો તો તેની સાથે થોડો વખત મને એકલો રહેવા દેજો. મારે તેની સાથેનો થોડો હિસાબ પતાવવાનો છે.'

નિરંજન ચહા તૈયાર કરવા માટે સ્ટવ સળગાવતો હતો, પરંતુ રાવસાહેબે તેને ના પાડી અને કહ્યું : ' જેમ હું આ રસ્તા પર થઈને પસાર થતો ન હતો, તેમ જ તમારા મકાનમાં ઘુસેલા માનવીનો પિછો લેતો પણ હું અહીં આવ્યો ન હતો. એ માણસે અહીં બધું વેરણખેરણ કર્યું છે ખરૂં, પરંતુ મને તો એ માણસ બિલકુલ બેદરકાર સ્વભાવનો લાગે છે.'

તેઓ અત્યારે નિરંજનના શયનગૃહમાં ગયા હતા. જ્યોતિપ્રસાદની નજર જમીન પર પડેલી કરન્સી નોટો તથા સીગારેટો તરફ હતી. નિરંજને પણ તે જોયું અને કહ્યું : ' રાવસાહેબ ! તમને મારામાં જરીક વિચિત્રતા લાગશે. હું રોકડ અને પરચુરણ મારા પાકીટમાં રાખું છું, જ્યારે નોટોને સીગારેટની ડબીમાં રાખું છું !'

' પરંતુ એ ઉઠાઉગીર બેદરકાર હોવો જોઈએ. નહિ તો તે આ નોટો શા માટે અહીં પડી રહેવા દે ?'

' વાત તો સાચી !' નિરંજને કહ્યું : ' તે આ નોટો ઉપાડી ગયો નથી, ત્યારે શા માટે તે અહીં આવ્યો હશે ?'

' મને લાગે છે કે તમે આ બાબતની પોલીસમાં ફરિયાદ નોંધાવો.'

' નહિ, મારી ઇચ્છા એવી છે કે મારે પોતે જ એ બદમાશ સાથેનો હિસાબ પતાવી લેવો.'

' હમણાં હમણાં તમે તમારી જાતે જ આ પ્રકારના હિસાબ પતાવી લેવાની પ્રવૃત્તિ આદરી લાગે છે !' રાવસાહેબે કહ્યું : ' નિરંજનભાઇ ! ઉશ્કેરાવાનું કે ગુસ્સે થવાનું કશું પણ કારણ નથી. ગઈ કાલે રાત્રે જ મી. કંટકરાય સાથે તમારા સંબંધમાં મારે ચર્ચા થઈ હતી. હમણાં હમણાં તમે પોલીસખાતાને મુંઝવણમાં મૂકી રહ્યા છો, અને એ તમારે માટે જરીક ગંભીર ગણાય ખરૂં.'

'તમે ગોળગોળ વાતો કરો છો તેને બદલે ખુલાસો કરો તો સમજાય.' નિરંજન બોલ્યો. તેના મનમાં ચલવિચલ થતી હતી.

'થોડા દિવસ પહેલાં તમે તમારી મોટરમાં પસાર થતા હતા. એ વખતે ધોળે દિવસે રાજમાર્ગ પર તમારી મોટર ઉપર હુમલો થયો હતો.' રાવસાહેબે ખુલાસો કર્યો: 'પરંતુ તમે પોલીસને જણાવ્યું કે એ તો એક સામાન્ય અકસ્માત હતો અને તમારી કશી પણ વસ્તુ ચોરાઈ નથી. ખરી વાત એ છે કે એ વેળાએ તમારી સાથે સાબરશિંગનું બંડલ હતું અને તે ગૂમ થઈ ગયું હતું. નિરંજન! તમને એટલો તો ખ્યાલ હશે જ કે અહીં મારા કેટલાક બાતમીદારો છે. તેમની પાસેથી ઘણી ઘણી વાતો મારા જાણવામાં આવે છે. એ ઉપરથી હું જાણી શકયો છું કે અમુક બદમાશોની દૃષ્ટિએ તમારાં સાબરશિંગ...........'

'વારૂ, વારૂ, કદાચ એમ હોય, તો પણ એથી શું થઈ ગયું?'

'એ હકીકત મારા જાણવામાં આવતાં મારા મગજમાં તર્કપરંપરા પેદા થઈ. આ ઘટના સાથે તમારો તથા એ સાબરશિંગનો શો સંબંધ છે? એ બાબતમાં પોલીસ ખાતાના અમલદાર પાસે તમારે જૂઠું બોલવાનું કારણ શું? વળી સામાન્ય રીતે એક શહેરી ઉપર જે પ્રકારના હુમલા થવા ન જોઈએ, તેવા હુમલા તમારી ઉપર થાય છે! પહેલો હુમલો તમે જેને મોટરનો અકસ્માત કહેલો તે. બીજો હુમલો આજે અત્યારે થયો! તમારા મકાનમાં જે માણસ દાખલ થયેલો તેનો ઇરાદો ચોરી કરવાનો હોય એમ લાગતું નથી. ત્યારે તો તે કોઈ બીજા જ હેતુસર આ મકાનમાં આટલી મોડી રાત્રે દાખલ થયો હોવો જોઈએ.'

'અને એમ હોય તો પણ શું થઈ ગયું?'

'મી. નિરંજન! હું તમારા મિત્ર તરીકે તમારો સહાયક બનું એવી તમારી ઇચ્છા છે કે પછી હું તમારો વિરોધી બનું એવી તમારી ભાવના છે? તમે સંસ્કારી છો, પ્રતિભાવાન્ છો, પ્રતિષ્ઠિત છો. આપણો

પરસ્પરની સાથે વિશેષ પરિચય નથી. છતાં એવા ઘણા માણસો છે કે જે તમારા તથા મારા બેઉના મિત્રો છે. હું પણ મને પોતાને તમારા પિતાનો મિત્ર ગણાવવાનું પસંદ કરૂં છું. હું માનું છું કે તમે કોઇ મોટી મુશ્કેલીમાં સપડાયા છો. તમને મદદ કરવાની મારી ઇચ્છા છે. એટલે હું તમારી સાથે નિખાલસ વાત કરવા માગું છું. હું તથા પોલીસ અત્યારે એક કેસમાં રોકાયા છીએ. એ ખૂનનો કેસ છે અને તેને લગતી અમુક ઘટનાઓ ઉપરથી મને શંકા આવી છે કે એ કેસની સાથે તમારી મુશ્કેલી તથા મુંઝવણને ગાઢ સંબંધ છે. એથી જો આપણે ખુલ્લા દિલથી વાત કરીએ તો કેટલીક ગેરસમજ દૂર થશે અને તમારી મુશ્કેલી કદાચ ટળી જશે.'

નિરંજને સહેજ સ્મિત કર્યું. તે રાવસાહેબના ખભા પર હાથ મૂકીને બોલ્યો: 'અહો ડિટેકિટવ મહાશય ! તમે પણ કોઇ આકાશયાનમાં તરતા જણાઓ છો. તમે દરેક માણસને તેની મુશ્કેલીમાંથી મુક્ત કરવાનું બીડું ઝડપ્યું છે કે શું ? વારૂ, હું પોલીસના એક માણસ પાસે જૂઠું બોલ્યો, અને તેથી પોલીસ મારી ઉપર શંકા લઇ જાય છે એવું તમારા જાણવામાં આવ્યું. એથી તમને મારે માટે ખૂબ ચિન્તા થઇ પડી છે ! રાવસાહેબ ! કહો, એવો એક પણ માણસ તમને મળ્યો છે કે જેણે મારા પિતાશ્રી કે મારી ઉપર ઉઠાઉગીરી કિંવા કોઇ પ્રકારની બદમાશીનો આક્ષેપ કર્યો હોય ? જો એવું બોલનાર કોઈ માણસ તમારા જાણવામાં આવ્યો હોય તો તમે મને તેની પાસે લઈ જાઓ. તેની મુલાકાત મને ખાસ જરૂરની છે. હા, અત્યારે હું અમુક મુશ્કેલીમાં હોવાનું કબૂલ કરૂં છું, પરંતુ તેમાં હું તમારી કિંવા બીજા કોઇની સહાયને સ્વીકારી શકું તેમ નથી. એ કાર્ય તો મારે એકલાએ જ કરવાનું છે.

'પરન્તુ......' તેણે સ્મિતપૂર્ણ વદને રાવસાહેબ તરફ જોતાં કહ્યું: 'હું તમને એટલી ખાતરી આપું છું કે હું નથી ઉઠાઉગીર કિંવા નથી કોઇ બદમાશ ! હું જે કાંઇ કરી રહ્યો છું કિંવા કરતો

હોઉં એમ તમને લાગતું હોય તેમાં મારો હેતુ બિલકુલ વિશુદ્ધ છે. જો તમે મારી તરફ મિત્રતાની ભાવના ધરાવતા હો તો તમે એ બાબતની તપાસનો ત્યાગ કરી, મને જ મારૂં ફોડી લેવા દો. પરંતુ હું સમજું છું કે તમે એમ કરવાના નથી. એટલે અત્યારથી જ આપણે બેઉ પોતપોતાના સ્વતંત્ર માર્ગે વિચરીએ તો પણ તેમાં મને કશું અયુક્ત દેખાતું નથી.'

રાવસાહેબ ઉભો થયો અને વિદાય લેતાં બોલ્યોઃ 'મા. નિરંજન! તમે જે સ્વતંત્રતાને ચાહો છો તેમાં મૂર્ખતા રહેલી છે એમ હું તમને કહું તો માઠું ન લગાડશો. અને એક બીજી વાત મારે તમને કહેવાની છે. મારી પાસે મોટર એક જ છે. હું તથા મારો મદદનીશ અરૂણ અમારી મોટરનું જીવની પેઠે જતન કરીએ છીએ. એ મોટરને ગઈ કાલે મધ્યરાત્રિ પછી એટલે આજે વહેલી પરોઢમાં તમે લખધીર સોલંકીના મકાન પાસેથી હાંકીને લઈ ગયા હતા ત્યારે તમે તમારી બેદરકારીને લીધે તેના 'ગીયર'ને જરીક વધુ પડતું નુકસાન પહોંચાડયું છે!'

રાવસાહેબના પ્રસ્તુત શબ્દોથી નિરંજન ચમકી ગયો. ક્ષણવાર તો તે સ્તબ્ધ બની ગયો. તેને લાગ્યું કે રાવસાહેબને રોકીને તેની સાથે વધુ વાત કરવી. તે એની પાછળ ગયો, પરંતુ જ્યોતિપ્રસાદ તો આ મકાનની બહાર નિકળીને રસ્તે પડી ગયો હતો.

●

# પ્રકરણ ૧૦ મું

## નિરંજન સપડાયો

**રા**વ**સાહેબના** ગયા પછી નિરંજન વરન્ડા પર આમ તેમ ચક્કર લગાવવા લાગ્યો. હવે નિદ્રા આવે તેમ ન હતી. ભળભાંખળું થઈ ગયું હતું. થોડાં સમય પછી સૂર્યોદય થયો. સાત વાગી ગયા હતા. રાત્રે ઘેર સૂવા માટે ગયેલો નોકર આવ્યો. શેઠને જાગતા જોઈ, પોતાને આવતાં મોડું થવા માટેનાં જુદાં જુદાં કારણો દર્શાવવા લાગ્યો. ખરી રીતે તો તે હમેશાં મોડો જ આવતો હતો. તે જાણતો હતો કે શેઠ સાડાઆઠ પહેલાં કદી ઉઠતા જ નથી. આજે શેઠનો પિત્તો જરીક ઉકળેલો લાગતો હતો. નિરંજને તેને રાત્રે મકાનમાં ચોર આવેલો હોવાની વાત કહી. એઉએ આખા મકાનની તપાસ કરી, પરંતુ કશું ગૂમ થયેલું લાગયું નહિ.

નિરંજનને રાવસાહેબની સૂચના યાદ આવી અને તેણે માત્ર દેખાવને ખાતર પોલીસમાં આ બનાવની ખબર આપવાનું વિચાર્યું. ટેલીફોન દ્વારા નજીકની પોલીસચોકી પર ખબર આપી. ત્યાંથી એક સબઇન્સ્પેકટર, તેના જમાદાર તથા બે સિપાઇઓની સાથે નિરંજનને ત્યાં આવ્યો. સબ ઇન્સ્પેકટરે નિરંજનને કેટલાક સવાલો કર્યા. નિરંજને મગજમાં આવ્યા તેવા તેના જવાબ આપ્યા. એમાં કેટલોક સમય પસાર થઈ ગયો.

છેવટે તે અકળાયો અને કંટાળેલા સ્વરે બોલ્યો: 'ફોજદાર સાહેબ! એ ચોર શા માટે અહીં આવ્યો હતો, એ વિષે તમે મને ગમે એટલા પ્રશ્ન કરો તે નિરર્થક છે. એ તો તમારે જ શોધી કાઢવું જોઇએ. જુઓ, ઘડિયાળમાં સાડાનવ થઇ ગયા છે. હવે મારે નહાવું-ધોવું ખરૂં કે નહિ? આજે મારે પુષ્કળ કામ છે. એટલે તમારે જે કાંઇ તપાસ કરવી હોય તે કરો. હું તો હવે સ્નાનગૃહમાં જાઉં છું.'

સ્નાન કરતાં તથા વસ્ત્રો ધારણ કરતાં તેના મનમાં રાવસાહેબ વિષે વિચારો આવતા હતા. પેલાં સાબરશિંગના સંબંધમાં કેટલું

તેના જાણવામાં આવ્યું હશે ? કેટલી તેની કલ્પના હશે ? અને એ બાબતમાં તે શાં પગલાં લેવા ઇચ્છતો હશે ?

'પણ આ બધામાં નવાઈ જેવું એ છે કે હું તો એ સાબરશિંગના રહસ્યની બાબતમાં કશું પણ જાણતો નથી.' તે મનોગત બોલ્યો: 'હા, એક વાત હું જાણું છું. જે એ સાબરશિંગ ઉઠાવી ગયો છે તેને મારા તરફથી તેના એ ચૌરકાર્યનો પૂરેપૂરો બદલો મળ્યા વગર રહેવાનો નથી.'

તે સ્નાન કરી, કપડાં પહેરીને દીવાનખાનામાં આવ્યો ત્યારે સબઇન્સ્પેકટર તથા પોલીસના માણસો ચાલ્યા ગયા હતા. તેનો નોકર આવ્યો. તેણે એક પત્ર આપતાં કહ્યું: 'સાહેબ ! આ પત્ર લાવનાર બહેન બહાર મોટરમાં બેઠાં છે.'

નિરંજન એ પત્ર સામે તુચ્છકારપૂર્ણ દૃષ્ટિથી જોઇ રહ્યો. આજ-સુધીમાં કોઇ મોટરવાળી યુવતી સાથે તેનો પરિચય થયો ન હતો, અને તે કોઇ પણ સ્ત્રીની સાથે પરિચય પાડવા ઇચ્છતો જ ન હતો.

તેણે કવર ફોડયું, અંદરથી પત્ર કાઢયો, મથાળે જોયું, નીચે સહી કરી હતી, ત્યાં પણ તેની દૃષ્ટિ ગઇ. રાવ બહાદુર જમીયતરામે જગતપ્રસાદના નામનો તેની પાસે ઉલ્લેખ કર્યો હતો. તેમણે એ જગતપ્રસાદનો તેના પિતાની સાથે સંબંધ હોવાનું કહ્યું હતું. તેણે જ આ પત્ર નિરંજન ઉપર લખ્યો હતો. તેણે એ પત્ર વાંચવા માંડયો:

**'ભાઈ નિરંજન,**

'તારા પિતા વિલોચનરાય માણીગર તરફથી મને પત્ર મળ્યો છે. તેણે તારી સાથે જે ચોક્કસ ગોઠવણ કરેલી છે એ વિષે તેણે મને પણ જણાવ્યું છે. એટલે આપણે વિનાવિલંબે મળવું જોઇએ: રૂબરૂમાં હું તને સમજાવીશ. થોડા સમય પહેલાં તારા પિતાએ તારી ઉપર જે વસ્તુ મોકલાવી છે તે તારે મારી સમક્ષ રજૂ કરવી, એવી તારા પિતાની ઇચ્છા છે. તે તેના પત્રમાં જે કાંઈ લખે છે તે સત્ય જ હોવાનો મને વિશ્વાસ છે. એટલા માટે જ તને વિનાવિલંબે મળવાની ઇચ્છા હું રાખું છું. હું પોતે અસહાય બની ગયેલો હોઇ મકાનનો ત્યાગ

કરી શકું એમ નથી, તેમ જ હું બીજા કોઈનો વિશ્વાસ કરી શકતો નથી. એટલે તને મારી પાસે બોલાવી લાવવા માટે મેં મારી પુત્રીને મોટરની સાથે મોકલી છે. મારે તને જણાવવું જોઈએ કે આ વિષયમાં તારા પિતાની સાથે મારે જે મંત્રણા થઈ છે, એ વિષે મારી પુત્રીને કશી પણ માહિતી નથી.

'શુભેચ્છક જગતપ્રસાદ કાચાવાલા.'

આ પત્ર વાંચીને નિરંજન વિચારમાં પડી ગયો. પત્રને મથાળે 'કૃષ્ણકુટિરઃ આનંદપુર' છાપેલું હતું. એ ઉપરથી સમજાતું હતું કે જગતપ્રસાદ કાચવાલાએ નિરંજનના પિતા વિલોચન પાસેથી 'કૃષ્ણ-કુટિર' ખરીદી લીધી હતી. ત્યારે આ જગતપ્રસાદ કાચવાલા કોણ હશે? પરંતુ એ વિષે વિચાર કરવાનો સમય ન હતો. નીચે જગત-પ્રસાદની પુત્રી મોટરમાં તેની રાહ જોતી હતી.

તેણે કોટ પહેરી લીધો. તે બહાર રસ્તા પર ઉભેલી મોટર પાસે જઈ, ત્યાં હાંકનારના સ્થાને બેઠેલી યુવતીને ઉદ્દેશીને બોલ્યોઃ 'મીસ કાચવાલા તમે જ ને?'

'હા, તે જ હું. મારૂં નામ મુદ્રિકા છે.'

આ મોટર નિરંજનને બહુ નાની લાગી. તેણે કહ્યુંઃ 'વારૂ, તમે જાઓ. હું મારી મોટરમાં આવું છું.'

'ના ના, એમ શા માટે?' મુદ્રિકા બોલીઃ 'મારી આ બેબીકારમાં ઘણીવાર મોટી ઉમરના ચાર માણસો બેઠેલા છે. તમારા પિતા પણ આ મોટરમાં અનેક વાર બેઠા છે. હું ધારૂં છું કે તમારા કરતાં તમારા પિતાનું શરીર તો કદાવર......'

'તમે મારા બાપુજીને ઓળખો છો?'

'કેમ ન ઓળખું? મારા બાપુજી અને તે જીવજાન મિત્રો છે, અમે તેમની પાસેથી જ 'કૃષ્ણકુટિર' ખરીદેલી છે. તમને એક વારનું એ તમારૂં મકાન જોવાથી જરૂર આનંદ થશે. અમે તેમાં ખાસ કશો ફેરફાર કર્યો નથી.'

નિરંજન તેની બાજુમાં બેસી ગયો, મુદ્રિકાએ મોટર ચાલૂ કરી અને તેમણે 'કૃષ્ણકુટિર'માં જે થોડો ઘણો ફેરફાર કર્યો હતો એને લગતી વાત તે કરવા લાગી. નિરંજન વચ્ચે વચ્ચે તેના મુલાયમ વદન તરફ દૃષ્ટિપાત કરતો હતો.

તેમની વચ્ચે સંભાષણ ચાલતું હતું, તેમાં અચાનક મુદ્રિકાએ પ્રશ્ન કર્યો: 'તમારી ઉપરના પત્રમાં તમારા પિતાએ મારા સંબંધમાં કશો ઉલ્લેખ કર્યો છે ખરો?'

'તેમના તરફથી મને માત્ર એક જ પત્ર મળ્યો છે.' નિરંજને કહ્યું: 'એ પત્રમાં તેમણે તમારો કશોય ઉલ્લેખ કર્યો નથી. તેમનો સ્વભાવ જરીક રહસ્યભર્યો છે.'

'હું એ જાણું છું.' મુદ્રિકાએ સ્વીકાર કર્યો: 'મારા બાપુજી પણ તેમના જેવા જ છે. જ્યારથી વિલોચનકાકા પરદેશ ગયા છે, ત્યારથી મારા બાપુજીનું વર્તન વિલક્ષણ બની ગયું છે. તેમને જાણે કોઇની બીક લાગે છે. તે કહે છે કે પોતે અપંગ બની ગયા છે અને તે તેમના ખંડમાંથી બહાર નિકળતા જ નથી. એથી મને તો બહુ જ મુંઝવણ થાય છે. તે એમના ઓરડાનું દ્વાર બંધ રાખે છે અને તેની બારીને તેમણે લોખંડની ફ્રેરી જડાવી રાખી છે.'

તેણે નિરંજનની સામે જોયું. તેના વદન પર ચિંતાની ઉંડી રેખાઓ અંકિત થયેલી નિરંજનને દેખાઇ.

'તમને કદાચ નવાઇ લાગશે. પણ હું સાચું જ કહું છું કે અમે એક જ મકાનમાં રહેતા છતાં છેલ્લાં બે વરસ થયા મેં મારા પિતાને નજરે પણ નિહાળ્યા નથી.'

'પણ તમે જ કહો છો કે આજે તેમણે તમને મારી પાસે મોકલ્યાં હતાં.' નિરંજન બોલ્યો.

'હા, એ બરાબર છે. રોજ અમે એકબીજાની સાથે વાતો કરીએ છીએ, પણ અમારી વચ્ચે દીવાલનો પડદો હોય છે. તેમણે બે વરસ થયા એક વાર પણ ઓરડાનું દ્વાર ઉઘાડયું નથી.'

નિરંજન તેની સામે જોઇ રહ્યો હતો. મુદ્રિકાના હૃદયમાં કોઇ ભારે મંથન ચાલી રહ્યું હોય એમ લાગતું હતું. તે રડું રડું થઇ રહી હતી. જો તે રડે તો પોતે શું કરવું એનો નિરંજનને ભારે વિચાર થઇ પડયો હતો. કેમકે અત્યારસુધીમાં તે કોઇ પણ સ્ત્રીના સહવાસમાં આવ્યો ન હતો. તેમાં પણ કોઇ યુવતીનો પરિચય તો તેને થયો જ ન હતો. એટલે એક સ્ત્રીનું માનસ સમજવાની તથા તેને આવશ્યક પ્રસંગે આશ્વાસન આપવાની કળા તેને અવગત ન હતી.

'વિલોચનકાકા મારા બાપુજીના મિત્ર છે. તમે તેમના પુત્ર છો. એટલે જ હું આ હકીકત તમને જણાવું છું. મારા બાપુજીની આ વિલક્ષણતાને માટે તમારા પિતા જવાબદાર છે એમ મને લાગ્યા કરે છે.' તેણે કહ્યું: 'પરંતુ એક વાત સાચી છે કે મેં મારા બાપુજીને બે વરસથી જોયા નથી, કોઈ બીજાએ પણ જોયા નથી. તેમણે એક બારીમાં થોડો ભાગ ખુલ્લો રખાવ્યો છે. તેમાં ઉંચું નીચું થાય એવું પાટીયું છે. તે ભાગ દ્વારા તેમને માટે ભોજનની થાળી અમે અંદર મૂકીએ છીએ. તેમનો ખોરાક પણ પ્રમાણમાં ઘણો ઓછો છે. અમે તેમની સાથે બારણા પાસે ઉભાં રહીને વાત કરી શકીએ છીએ.'

'પણ તે તેમના આ પ્રકારના વર્તનના સંબંધમાં કશો ખુલાસો કરે છે કે નહિ?' નિરંજને મુદ્દાનો પ્રશ્ન કર્યો.

'હા.' મુદ્રિકાએ કહ્યું: 'પરંતુ તેમનો ખુલાસો સ્વીકારી શકાય તેવો નથી. તે કહે છે કે તે એક એવા દરદના ભોગ થઇ પડયા છે કે તેમને પથારીવશ રહેવું પડે છે. એથી તેમની અનિચ્છા છતાં તેમને ફરજીયાત એકાંતવાસ સેવવો પડે છે.'

'ડોકટર શું કહે છે?' નિરંજને પૂછ્યું: 'હું ધારૂં છું કે તેમણે તેમના દરદના સંબંધમાં કોઇ ડોકટરની સલાહ તો લીધી જ હશે.'

'અમારા આનંદપુર ગામના ડોકટરને તો મારા બાપુજીએ એક વાર પણ બોલાવ્યો નથી. કારણ કે રૂબરૂમાં કોઇને મળવાનું તે પસંદ

કરતા નથી.' મુદ્રિકાએ જવાબ આપ્યો : ' માત્ર તેમણે ચંદ્રનગરથી એક મોટા ડોકટરને બોલાવ્યો હતો. એ વખતે તમારા પિતા પણ હાજર હતા. તે ડોકટર રાત્રે આવ્યો હતો. તેનું નામ મને જણાવ્યું ન હતું. મેં તેનો ચહેરો પણ બરાબર જોયો ન હતો. એ ત્રણે જણા બાપુજીના ઓરડામાં લાંબો વખત એકાંતમાં રહ્યા હતા. એ ડોકટરના ગયા બાદ મારા બાપુજીએ કાયમને માટે પોતાના ઓરડામાં જ રહેવાનો પોતાનો નિર્ણય મને જણાવ્યો અને ' કૃષ્ણકુટિર ' પોતે ખરીદી લીધેલી હોવાનું પણ મને કહ્યું. ત્યાંસુધી હું તો એમ જ માનતી હતી કે અમે તમારા પિતાનાં મહેમાન તરીકે એ બંગલામાં રહીએ છીએ.'

' અને એ ઘટના બની ગયા પછી મારા બાપુજીએ અચાનક જ આફ્રિકા જવાનો નિર્ણય કર્યો હતો ?' નિરંજને પ્રશ્ન કર્યો.

' હા, તે રાત્રે જ વિલોચનકાકા ચાલ્યા ગયા.' મુદ્રિકાએ કહ્યું : ' એ રાત્રે ત્રણ જણા વચ્ચે મસલત થઇ ત્યારપછી તે ત્રણમાંથી કોઇને પણ મેં જોયેલ નથી.'

નિરંજન આ યુવતી સામે મુગ્ધતાભરી દૃષ્ટિથી જોઇ રહ્યો. મુદ્રિકાને માટે તેના દિલમાં એક પ્રકારનો અનિર્વચનીય પ્રેમોદ્દભવ થયો હતો. એથી હમણાં હમણાં જે ગુપ્ત રહસ્ય તેના મનને વિહ્વળ બનાવી રહ્યું હતું, તેને લગતી હકીકત આ યુવતીને કહેવાનો નિર્ણય તેણે કરી લીધો. એ પછી પેલાં સાબરશિંગ તથા તેના પિતાના પત્રના આગમનથી શરૂ કરીને ત્યારપછીથી અત્યારસુધીમાં બનેલી તમામ હકીકત કશું પણ છુપાવ્યા વગર તેણે મુદ્રિકાને જણાવી.

' પરંતુ એ બધાંનું કારણ શું હશે ?' મુદ્રિકાએ પૂછયું. તેના મનોહારી મુખમંડળ ઉપર ગુંચવાડો તથા ભયત્રસ્તતા સ્પષ્ટ થતાં હતાં : ' સામાન્ય લાગતાં સાબરશિંગ માટે આટલી બધી ધમાલ શા સારૂ ? મને તો વિચાર કરતાં એમ લાગે છે કે વિલોચનકાકા નાહક કોઇ મોટી ઉપાધિમાં હોમાયા છે.'

'અને તેમાંથી તેમને મુક્ત કરવા એ મારું કર્તવ્ય છે.' નિરંજનના સ્વરમાં ઉત્સાહ તથા આવેશ બેઉ હતા: 'અને તેમાં સહુથી પહેલાં તો તમારા પિતા શા માટે એકાંતવાસ સેવી રહ્યાં છે, તેનો હું ઉકેલ કરવા માગું છું. એનો ઉકેલ થયા પછી હું ગૂમ થયેલાં સાબરશિંગ પાછાં મેળવીશ અને પછી મારા બાપુજીની યોજનામાં દરમ્યાનગીરી કરનારા—એ સાબરશિંગ ઉચાપત કરનાર બદમાશોને તેમના કૃત્યનો બરાબર બદલો આપીશ મુશ્કેલી માત્ર એક છે કે ગુન્હાશોધક રાવસાહેબ જ્યોતિપ્રસાદ તથા પોલીસખાતું ખૂનના આરોપસર મને સપડાવવાને ખૂબ મહેનત કરે છે, અને સાંયોગિક પુરાવા જોતાં તેમને તેમાં સફળતા મળે એમ પણ લાગે છે.'

'હા, બરાબર છે. જે છરા વડે લખધીરનું ખૂન થયું છે એ છરો ગૂમ થયો છે એમ તમે હમણાં જ મને કહ્યું છે. તે કોઇના હાથમાં આવ્યો હશે કે કેમ એ મુદ્દો વિચારવા જેવો છે.' મુદ્રિકાએ કહ્યું: 'એની તપાસ આપણે કરવી જોઇએ. પરંતુ એ કાર્ય તમારાથી થાય તેવું નથી. તમને 'કૃષ્ણકુટિર'માં પહોંચાડયા બાદ હું પુનઃ ચંદ્રનગરમાં આવીશ, લખધીર સોલંકીના મકાન પાસે જઇશ. ત્યાં જવા માટે તથા થોડી વાર ત્યાં રોકાવા માટે કોઇ કારણ શોધી કાઢીશ. અને એ પછી રાવસાહેબ જ્યોતિપ્રસાદને મળવાની પણ મારી ઇચ્છા છે.'

નિરંજન આ યુવતીની હિંમત તથા બોલવાની છટા પર આફ્રીન બની ગયો, પરંતુ તે કશું બોલ્યો નહિ. કેમકે તેમની પાછળ આવતી મોટર તરફ તેની નજર ગઇ હતી. તેના મનમાં શંકા ઉદ્ભવી કે કોઇએ તેમનો પિછો લીધો છે. પાછળની મોટર વેગપૂર્વક આવતી હતી.

આગળ રસ્તો ખાલી હતો. કોઇ વાહન દેખાતું ન હતું. તેણે મુદ્રિકાને મોટરનો વેગ વધારવાનું સૂચવ્યું. તેનું કારણ નહિ સમજાયાથી તે નિરંજનની સામે આશ્ચર્યપૂર્ણ દૃષ્ટિથી જોઇ રહી, છતાં તેણે એની સૂચનાનો અમલ કર્યો અને આ બેબીકાર ધનુષ્યમાંથી છૂટેલ બાણની માફક આગળ ધસવા લાગી.

'બ્રેક દબાવો અને જમણી બાજુએ વળાંક આવે છે એ તરફ જો, જમણો હાથ બહાર ન કાઢશો. ઝડપથી મોટરને વાળી લ્યો.' રંજને મુદ્રિકાને સૂચવ્યું.

મુદ્રિકાએ તેની સૂચનાનો અમલ કર્યો. નિરંજન પણ તેની ચપળથી દિંગ બની ગયો, મુદ્રિકા બોલી: 'આપણે બચી ગયાં! જો રીક વાર લાગી હોત તો પાછળની મોટર આપણી સાથે અથડાઈ ત. પરંતુ એ લોકોનો આમ કરવામાં શો હેતુ હશે?'

'એ મોટરે આપણો પિછો લીધો છે.' નિરંજને કહ્યું: 'વારુ, । અહીંથી ડાબી તરફ મોટરને લ્યો. આપણે એ લોકોની નજરમાંથી ।કવાનું છે. જો, તને હરકત ન હોય તો 'સ્ટીઅરિંગ વ્હીલ' મારા હાથમાં લઉં.'

'ના ના, હું મોટર ચલાવી શકીશ. આપણી બેઠકમાં ફેરફાર કરવામાં મય શા સારૂ ગુમાવવો જોઈએ? તમે ત્યાં જ બેસી રહો.'

નિરંજન જ્યાંનો ત્યાં બેસી રહ્યો. મુદ્રિકા મોટરને પૂર વેગથી ાાવવા લાગી. તેઓ એક રસ્તા પરથી બીજા રસ્તા પર, એક વળાંાંથી બીજા વળાંકમાં, એ પ્રમાણે મોટરને ચલાવતાં આગળ વધતાં ાં. હવે પાછળની મોટર દેખાતી ન હતી. એટલે તેઓ એ મોટરને પ આપી શક્યાં છે એમ તેમને લાગતું હતું.

હવે તેઓ આનંદપૂરથી થોડે દૂર રહ્યાં હતાં. પાછળની મોટર ીતી રીતે તેમનો પિછો લઈ શકી ન હતી. પરંતુ નિરંજનના મનમાં ક શંકા ઉદ્ભવી હતી. તે બોલ્યો: 'મુદ્રિકા! આપણે સાવધાનીપૂર્વક ાગળ વધવાનું છે. પાછળની મોટર આપણા જોવામાં આવતી નથી, ટલે એ લોકોએ આપણો પીછો છોડી દીધો છે એમ માનવાનું કારણ ી. કદાચ તેઓ કોઈ બીજા ટુંકા રસ્તે થઈને આગળ પહોંચી ગયા ય એ બનવા જોગ છે. તને તેઓ ઓળખતા હશે. એટલે તું ક્યાંથી ાવે છે અને મને ક્યાં લઈ જવાની છે એ તેઓ જાણતા હશે. ાટલે તેઓ આગળ આવીને કોઈ સ્થળે છુપાઈ રહ્યા હોય તો અચાનક

આપણી ઉપર ધસારો કરે, આપણા માર્ગમાં વિઘ્ન ઉપસ્થિત કરે એ બનવા જોગ લાગે છે. એમ પણ બને કે તેઓ વધારે સંખ્યામાં હોય તો આગળ અને પાછળ બેઉ બાજુએથી આપણી પર ધસી આવી, આપણને ઘેરી પણ લે.'

મુદ્રિકા તેની સૂચના પ્રમાણે મોટર ચલાવતી હતી. તે ચોતરફ નજર રાખતો હતો. એવામાં એક સ્થળે વળાંક આવતાં મુદ્રિકાએ બ્રેક દબાવી અને તેને સ્થિર કરવા યત્ન કર્યો. કેમકે આગળ થોડે જ દૂર એકની ઉપર બીજી મોટર ચડી ગઇ હોય એવી બે મોટરોએ રસ્તો રોકી લીધો હતો. એક સ્ત્રી જેવી લાગતી આકૃતિ જમીન પર પડી હતી. એક પુરૂષ વાંકો વળીને તેની સામે જોઈ રહ્યો હતો. તેના ચહેરા ઉપર નિરાશા, ગમગીની અને ચિંતાની છાયા દૃષ્ટિગોચર થતી હતી અને તે કોઇની મદદની પ્રતીક્ષા કરતો દેખાતો હતો.

'બે મોટરો અથડાઇ પડી લાગે છે અને તેમાં કોઇ સ્ત્રીને ઇજા થઇ છે.' મુદ્રિકા એ જોઇને બોલી.

'તું મોટરને અટકાવીશ નહિ.' નિરંજને કહ્યું : 'જમીન પર પડેલી આકૃતિ કોઇ સ્ત્રીની નથી, પણ બનાવટી પૂતળું લાગે છે.'

પરંતુ હવે આગળ વધી શકાય તેમ ન હતું. કેમ કે વાડની પછવાડેથી કેટલાક માણસો એ સ્થળે આવી લાગ્યા હતા. તેમના ચહેરા કાળા બુરખા તળે છુપાએલા હતા અને સૂર્યનાં કિરણોને લીધે ચમકતી પિસ્તોલો તેમના હાથમાં દેખાતી હતી. મુદ્રિકા ગભરાઇ ગઇ, પરંતુ તે જ વખતે નિરંજનના મુખમાંથી નિકળેલું વિકરાળ અટ્ટહાસ્ય સંભળાયું. એ હાસ્ય પેલી પિસ્તોલો કરતાં યે તેને વિશેષ ભયોત્પાદક લાગ્યું. તે જ ક્ષણે તેની મોટરે સહેજ ઝોક ખાધો, કેમ કે નિરંજન કૂદકો મારીને જમીન પર ઉતરી પડયો હતો.

બીજી જ ક્ષણે મુદ્રિકાએ પિસ્તોલનો અવાજ સાંભળ્યો અને તેમની ઉપર હલ્લો કરનારાઓ માંહેનો એક માણસ જમીન પર પડયો. તેના

કાંડાને ઇજા થયેલી લાગતી હતી. નિરંજનના બેઉ હાથમાં જાણે હવા-માંથી બે પિસ્તોલો ઉપસ્થિત થઇ હતી. તે બેબીકારની પાછળ ભરા-ઇને દુશ્મનો પર નિશાન તાકતો હતો.

'મુદ્રિકા ! નીચે ઉતરી જા.' નિરંજને બૂમ મારી : 'એકદમ નીચે જમીનસરસી થઇ જા !'

મુદ્રિકા મોટરમાંથી નીચે ઉતરી ગઇ, જમીનસરસી થઇ ગઇ અને તે જ પળે કેટલીક ગોળીઓ તેની મોટર ઉપર આવી લાગી. એથી તૂટેલા કાચની કરચો તેમની આસપાસ વેરાવા લાગી.

'નિરંજન ! તું સાંભળી લે. તારી નિશાનબાજીથી અમે માહિતગાર છીએ. એટલે અમે પૂરી તૈયારી કરીને આવેલા છીએ.' પ્રતિપક્ષી-ઓમાંથી એક કર્ણકઠોર અવાજ સંભળાયો: 'તું તારી પાછળ નજર કર. એ તરફ વાડ છે. તેની પાછળ અમે એક નાની સબ–મશીનગન ગોઠવી છે. એ મશીનગન તારી સાથેની યુવતીને તો જરૂર ઠાર કરશે. માટે તું તારાં હથિયાર છોડી દે. પિસ્તોલના અવાજ સાંભળીને આસપાસના માણસો અહીં આવી લાગવાનો સંભવ છે. એટલે એ ઉપાધિ વહોરવાની કે નિરર્થક સમય ગુમાવવાની અમારી ઇચ્છા નથી. હું તને માત્ર પાંચ સેકન્ડ આપું છું. તે દરમ્યાન તું તારી પિસ્તોલ રસ્તા પર ફેંકી દે.'

નિરંજનની નજર મુદ્રિકા તરફ ગઇ. તેનાં નેત્રો ઉપરથી તે તેના દિલના વિચાર વાંચી શકતો: 'નિરંજન ! તું મારી ચિંતા ન કરીશ. આ લોકોની ધમકીની જરીકે પરવા ન કરીશ. તારી નિશાનબાજી ચાલૂ રાખજે !' મુદ્રિકા જાણે તેનાં નેત્રો દ્વારા એ રીતે પોતાને મૂક સંદેશ પાઠવતી હોય એમ નિરંજનને લાગ્યું.

ધમકી આપનાર માણસ રસ્તા પર પડેલા સ્ત્રીના બનાવટી પુતળા પાસે ઉભો હતો. તેની પાસે પિસ્તોલ હતી. નિરંજને પોતાની પાછળ ઘાસનું ગાડું જોયું. ગાડાવાળો ગભરાઈ ગયો હતો, જ્યારે બળદોને આ ભયાનક ઘટનાની લેશ પણ દરકાર ન હોય એવા ભાવપૂર્વક

વાગોળતા તે ઉભા હતા. વાડની પાછળ નાની મશીનગન હતી. તેની નળી નિરંજન તથા મુદ્રિકા તરફ નોંધાયેલી હતી.

એકાદ–બે ક્ષણમાં જ નિરંજનના મનમાં અનેક વિચારો પસાર થઇ ગયા. તેણે નિર્ણય કરી લીધો. બેઉ પિસ્તોલો પુતળા પાસે જમીન પર ફેંકી દીધી: તેને ગિરફતાર કરવામાં આવ્યો અને દોરડા વડે જોરથી કસકસાવીને બાંધી લીધો, તેને એક મોટરમાં પોટલાની માફક ફેંકયો. જો કે તેને બાંધવામાં આવતો હતો એ દરમ્યાન પણ તે પોતાની શક્તિનો પ્રતિપક્ષીઓને અનુભવ કરાવ્યા વગર રહ્યો ન હતો. એકનું જડબું તૂટી ગયું હતું અને બીજો માણુસ બેભાન બનવાથી તેને ઉપાડીને મોટરમાં દાખલ કરવો પડયો હતો. આ બનાવથી જેનું જડબું તૂટી ગયું હતું તે ઉશ્કેરાઇ ગયો હતો. તેણે પોતાની પિસ્તોલની નળી હાથમાં પકડીને નિરંજનના ખુલ્લા મસ્તક પર પિસ્તોલનો જોરથી ફટકો લગાવ્યો અને એ તેના આઘાતથી મૂર્છિત બની ગયો.



# પ્રકરણ ૧૧ મું

## કાલુસીંગ નિષ્ક્રિય નથી

સીતારામની સાથે કાલુસીંગની મુલાકાત થઇ હતી. તેનાથી છૂટો પડયા પછી કાલુસીંગ કાંઇ નિષ્ક્રિય બની ગયો ન હતો. ચંદ્રનગરના દરેક રાજમાર્ગ અને ગલ્લીકુંચીની તેને માહિતી હતી. તે સાબરશિંગનું રહસ્ય જાણવા માગતો હતો.

તેની ઉપર કેટલાંક ચિત્રો હતાં અને આફ્રિકાની અજાણી લિપિના અક્ષરો હતા. તેનો ઉકેલ તો એ તરફના પ્રદેશમાં લાંબો સમય વસવાટ કરનાર માણુસ જ કરી શકે. એવા માણુસની મુલાકાત કયે સ્થળે

થઇ શકે ? એ વિષે વિચાર કરતાં તેને લાગ્યું કે ચંદ્રભાગા નદી પર આવેલા ગોદીઓની નજીકમાં કેટલીક હોટેલો અને પીઠાં છે, તેની મુલાકાત લેવાથી એવા કોઇ માણસનો પત્તો લાગે ખરો.

તે એ બાજુએ ગયો અને એક પછી એક હોટેલ અને પીઠાની તેણે મુલાકાત આદરી. આ હોટેલો અને પીઠાઓમાં મોટે ભાગે દેશ–પરદેશના ખલાસીઓની હાજરી દેખાતી. તેઓ પરદેશોની પોતાની સફરની વાતો કરતા. એ વાતો સાંભળતો તે એક ચીનાના પીઠામાં દાખલ થયો. આ પીઠું આ પ્રદેશમાં વિખ્યાત હતું.

આ સ્થળે જાતજાતનો મદ્ય મળતો, ચહા અને કોફી મળી શકતાં, તેમ જ ચલમમાં તંબાકુની સાથે અફીણ મેળવી ધૂમ્રપાન કરવાની પણ સગવડ હતી. અહીં ચીન, જાપાન, બ્રહ્મદેશ, આફ્રિકા અને દક્ષિણ હિન્દુસ્તાન તરફના ખલાસીઓ આવતા અને પોતાનાં ખીસાં ખાલી કરતા. આવા સ્થાનો ઉપર પોલીસ પૂરી તકેદારી રાખતી. કેમકે આ સ્થાનોમાં હાલતાં ચાલતાં તકરાર થતી, તેમ જ આવાં સ્થળો ઉઠાઉગીરોના અડ્ડા રૂપ પણ મનાતાં.

કાલુસીંગને આ પીઠામાં પ્રથમ તો કશો પણ રસ પડ્યો નહિ. તે એક આરબ ખલાસી સાથે વાત કરતો હતો. જંગબારથી હમણાં જ એ અહીં આવ્યો હતો અને એ પ્રદેશની વાત કરતો હતો. પરંતુ એની વાતોથી કાલુસીંગ કંટાળ્યો અને તે ઉઠવાની તૈયારી કરતો હતો ત્યાં એક કદાવર વ્યક્તિએ પીઠામાં પ્રવેશ કર્યો.

આ માણસનો દેખાવ બેડોળ હતો, છતાં તે ઉંચો અને કદાવર તથા મજબૂત બાંધાનો હતો. તેના દેખાવ પરથી તે લગભગ પાંસઠ અને સીતેર વરસની વચ્ચે પહોંચ્યો હોવાનું લાગતું હતું. છતાં તે ટટ્ટાર ચાલતો હતો. તેણે થડા પર બેઠેલા પીઠાના સંચાલક પાસે જઇને મોટે અવાજે વ્હીસ્કીની માગણી કરી. તે એક ટેબલ પાસેની ખુરશી પર બેઠો. બીજી ખુરશી પર એક ખલાસી બેઠો હતો. આ માણસે તેની સાથે વાતો કરવા માંડી.

તેણે કહ્યું : 'તમે કદાચ મને નહિ ઓળખતા હો ? ક્યાંથી ઓળખો ? તમે તો જુવાન છો, અને હું તો મોટે ભાગે પરદેશમાં જ રહ્યો છું. હું આજે બરાબર પચાશ વરસે આફ્રિકામાંથી વતનમાં પાછો ફરૂં છું.' 'સરસ્વતી' સ્ટીમરમાં થોડા દિવસો પહેલાં જ હું આવ્યો છું. લગભગ એ પચાશે વરસ મેં આફ્રિકાનાં જંગલોમાં ભારે કષ્ટ અને ત્રાસની વચ્ચે ગાળ્યાં છે ? શા માટે ? અરે, મારા ભાઇ ! તમે એટલુંય સમજતા નથી ? શું મારે અહીં ખાલી હાથે આવવું તે યોગ્ય ગણાય ખરૂં ? ત્યારે પૈસા તો પેદા કરવા જોઇએ ને ?

'હા, આફ્રિકામાં પેદા કરવાના તો અનેક બારાં છે. તેની સાથે પૈસા ખર્ચી નાંખવાની સગવડો પણ એટલી જ છે. એક હાથે આવે ને બીજે હાથે જાય. મેં ખૂબ પૈસા એકઠા કરેલા. હું દેશમાં આવવાની તૈયારી કરૂં, ત્યાં મિત્રોની મુલાકાત થાય, જલસા થાય, જુગાર ખેલાય અને મદ્યપાનમાં પણ પૈસા ખર્ચાય ! વળી પાછો હું કમાણી કરવા લાગી જાઉં, ખૂબ દ્રવ્ય એકત્ર કરૂં અને વળી પાછા એ ભગવાન એના એ ! મને તો પછી એમ થયેલું કે આફ્રિકામાં જ મારો અંત આવી જશે. પરંતુ મારા નસીબમાં વહાલા વતનનું દર્શન માંડયું હશે. એટલે છેવટે હું અહીં આવી પહોંચ્યો.'

તેની નજર ચોતરફ ફરી અને છેવટે કાલુસીંગ પર ઠરી. તે કાલુસીંગને ઉદ્દેશીને બોલ્યો : 'કેમ મીસ્તર ! મારી આપવીતીને માટે તમારે શું કહેવાનું છે ?'

'મારે કહેવાનું એ છે કે મારી સામે ખુરશી ખાલી છે. તેની ઉપર બેસો અને મેં પોર્ટવાઇનનો ઓર્ડર આપ્યો છે તેનો આ સ્વાદ લ્યો.'

'પોર્ટવાઇન !' પેલો માનવી બોલ્યો: 'વાહવાહ ! એ તો બહુ જ સ્વાદીષ્ટ ! એક વાર નૈરોબીમાં મેં પોર્ટવાઇનનો સ્વાદ લીધો હતો ખરો.' નવીન આગંતુક તેની પાસે આવ્યો અને બેઉ જણાએ મદ્યપાન કરવા માંડયું.

મદ્યપાન કરતાં કરતાં તેમની વચ્ચે આફ્રિકાનાં જંગલો, સોનાની અને હીરાની ખાણો, હાથીઓનાં ટોળાં અને એવા વિષયોના સંબંધમાં વાતો થવા લાગી. એ રીતે વાતમાં વાત મિલાવીને કાલુ-સીંગ બોલ્યો: ' બિરાદર ! આપનું નામ શું ? '

' સેવકને સહુ ગમનરાય કહે છે. પરંતુ નામ તેનો નાશ છે. એટલે નામનું મને કોઇ મહત્ત્વ નથી: આપણા ભાટ અને ચારણો તો કહે છે કે:

'નામ રહન્તાં, ઠક્કરા ! નાણું નહિ રહન્ત.'

' પરન્તુ એ વાત ખોટી છે. નાણું તો અહીં જ રહે છે, જ્યારે એક માણુસ મરી જાય કે કોઇ વસ્તુ ઘસાઇ જાય ત્યારે તેના નામનો નાશ થઇ જાય છે. છતાં હું જીવું છું ત્યાંસુધી તમે મને ગમનરાય કહીને બોલાવી શકો છો. '

' વારૂ, ગમનરાયભાઇ ! કેટલીક વાર આફ્રિકામાંથી આપણે ત્યાં અવનવી ચીજો આવે છે. ત્યાંની કારીગરી અને નકસીકામ એવું સરસ હોય છે કે આપણુને તેની કિંમતની કલ્પના પણ ન આવી શકે. હમણાં જ મારી પાસે આફ્રિકાનાં બે સરસ મજાનાં સાબરશિંગ આવ્યાં છે. મારા એક મિત્ર પાસે મારૂં લહેણું હતું. બીજી રીતે એ લહેણું વસૂલ થાય એમ ન હતું, એટલે એ પેટે મેં તે લઇ લીધાં છે. એ લાગે છે તો મૂલ્યવાન્, પણ તેની બરાબર કિંમત તો તમારા જેવા આફ્રિકાનાં જંગલોના અનુભવી જ જણાવી શકે. '

' અલબત્ત, મને આફ્રિકાનો પૂરો અનુભવ છે, ત્યાં જાતજાતની અમૂલ્ય વસ્તુઓ હોય છે, તેની કિંમત હું આંકી શકું છું. પરંતુ આફ્રિકાના લોકો બડા ચાલાક છે. ત્યાં લાંબા સમયથી વસેલા યુરો-પીયનો અનેક બનાવટો કરે છે અને ભોળા તથા ભોટ માનવીઓને ઠગે છે પણ ખરા. તમે પણ એવા કોઇ ભોળા માનવી લાગો છો. એટલે કદાચ સામાન્ય મૂલ્યનાં સાંબરશિંગને મહામૂલાં બનાવી તમને

છેતરવામાં આવે તો પણ તેમાં કશું આશ્ચર્ય નથી.' ગમનરાય ખડખડાટ હસ્યો.

આ માણસ કોઇ વિચિત્ર લાગતો હતો. કાલુસીંગ મંદ મંદ હસતો હતો. તેણે કહ્યું : 'ચાલો ત્યારે,' બેઉ જણા ઉભા થઇ, બહાર આવ્યા. કાલુસીંગની મોટર પીઠાની બહાર ઉભી હતી. બેઉએ મોટરમાં દાખલ થયા. કાલુસીંગે મોટર ચાલૂ કરી. ગમનરાય જાણે પોતાને અહીં બધું નવુ નવું લાગતું હોય એમ આમતેમ નજર ફેરવતો હતો. એકાદ પીઠું કે વિલાયતી દારૂ વેચનારી દુકાન દેખાતાં એટલે તે મદ્યપાન માટે ત્યાં જવાની કાલુસીંગને સૂચના આપતો હતો. પરંતુ કાલુસીંગને હવે કોઇ સ્થળે રોકાવાનું યોગ્ય લાગ્યું નહિ. તે આ બુઢ્ઢો ગમનરાય છાકટો બની જાય એવું ઇચ્છતો ન હતો. તેનું મકાન ચંદ્રનગર શહેરની બહાર એક પરામાં આવેલા આરબગલ્લીમાં હતું. એ ગલ્લીથી સહેજ દૂર એક ચાહની હોટેલ હતી. ત્યાં તેણે મોટરને ઉભી રાખી. બેઉ હોટેલમાં ગયા. ગમનરાય કોફી પીવા લાગ્યો. તે દરમ્યાન ટેલિફોનની કોટડી પાસે જઇને કાલુસીંગે તેના મિત્રો સાથે ટેલિફોનમાં કેટલીક વાતચીત કરી લીધી.

તેણે કહ્યું: 'અમે થોડી મીનિટમાં જ આવીએ છીએ. મારી સાથે એક માણસ છે. ઉમરમાં બુઢ્ઢો છે, પણ શરીરે મજબૂત છે. તેને આપણે સપડાવવાનો છે. બરાબર તૈયારી રાખજો.'

તે ગમનરાય પાસે આવ્યો. તેઓ પુનઃ મોટરમાં દાખલ થયા. મોટર આરબગલ્લીમાં દાખલ થઇને એક સ્થળે ઉભી રહી. કાલુસીંગે ગમનરાયને નીચે ઉતરવાનું કહ્યું. ગમનરાયના પગ લથડતા હતા, તે નશામાં ચકચૂર લાગતો હતો. બેઉ જણા મકાનમાં દાખલ થઇ, દાદર પર ચડીને ઉપર જવા લાગ્યા. ત્રણ માળ ઉપર તો જાણે કશી વસતિ જ ન હોય એવું લાગતું હતું. પરંતુ ચોથે માળે તેઓ પહોંચ્યા ત્યા કેટલાક માનવીઓ અચાનક ધસી આવ્યા. તેમણે ગમનરાયને ઘેરી લીધો.

ગમનરાયને કશી પણ કલ્પના ન આવે એવી રીતે તેની ઉપર હલ્લો કરવાનો આ લોકોના ઇરાદો હતો. એક નીચા ઘાટના લોખંડી માનવીએ

વાઘની માફક ગમનરાય તરફ ઝડપ મારી અને તેના બેઉ હાથ તેની ગરદનમાં ભીડાવ્યા, તેનું મુખ બંધ કરી દીધું. બીજાએ પાછળથી ગમનરાયના પગ પકડીને તેને જમીન પર પછાડવાનો યત્ન કર્યો. પરંતુ તેનો એ યત્ન સફળ ન થયો. કેમ કે અચાનક થયેલા હલ્લાથી ગમનરાય સહેજ ગભરાઇ ગયો હતો ખરો, તથાપિ તત્કાળ સ્વસ્થ બનીને તેણે હલ્લો કરનારાઓનો સામનો કર્યો.

હવે બીજા માણસો પણ તેમાં જોડાયા. કાલુસીંગે ગમનરાયના જડબા તરફ મુક્કી ઉગામી: પરંતુ ગમનરાયે મુખ ફેરવી લઇ તેના ઘાને નિષ્ફળ બનાવ્યો અને જેણે પોતાનું મુખ પકડી રાખ્યું હતું તેના હાથ છોડાવી નાંખ્યા.

તેણે બૂમો પાડવાનો યત્ન કર્યો, પરંતુ તેનું પરિણામ કાલુસીંગ સમજતો હતો. આ માણસની બૂમથી આસપાસ રહેતા માણસો અહીં આવી પહોંચે તો પોતાનું કાર્ય સિદ્ધ ન થાય એમ તે સમજતો હતો. એટલે તેણે એકદમ ધસી જઇ ગમનરાયના મુખ પર હાથ દબાવી, તેના અવાજને ગુંગળાવી નાંખ્યો.

એથી ઉશ્કેરાયેલા ગમનરાયે કાલુસીંગના હાથ પર બચકું ભર્યું; પરંતુ તે જ વખતે કાલુસીંગના એક સાગરીતે ખુરસી ઉપાડી તેનો ફટકો ગમનરાયના મસ્તક પર લગાવ્યો અને તેના આઘાતથી ગમન-રાય બેભાન બની ગયો.

'તેં આને મારી નાંખ્યો કે શું ?' ગમનરાયના બેભાન દેહ પાસે બેસીને તેના જડ શરીરને તપાસતો કાલુસીંગ બોલ્યો: 'ના–ના, તે જીવે છે. તેનું હૃદય ચાલતું લાગે છે. વારુ, તેને ઓરડામાં લઇ જાઓ. થોડો સમય તેને ત્યાં જ રાખવાનો છે.'

ચાર જણાએ ગમનરાયના બેભાન દેહને ઉચક્યો. ઓરડામાં લઇ જઇ, એક ખાલી કબાટમાં તેના દેહને નાંખ્યો. અનેક વાર આવા કાર્ય માટે આ કબાટનો ઉપયોગ થયો હતો.

'આ કોણ છે ?' એક સાગરીતે કાલુસીંગને પૂછયું : 'અને તેને અહીં શા માટે લાવ્યા છો ?'

અત્યારે કાલુસીંગ તથા તેના સાગરીતો આ ઓરડામાં ટેબલ ફરતી ખુરસીઓ પર બેઠા હતા અને મદ્યપાન તથા ધૂમ્રપાન કરતા હતા. કાલુસીંગે પેલા માણસને જવાબ આપતાં તેમના ઉઠાઉગીર મંડળમાં 'નામદાર' તરીકે ઓળખાતા માનવી સાથેની પોતાની મુલાકાતનો તથા એ પછી સીતારામ સાથેની વાતચીતનો હેવાલ તેમની સમક્ષ રજૂ કર્યો.

'ત્યારે શું તમારૂં એમ માનવું છે કે એ સાબરશિંગ મોટી કિંમતનાં છે ?' એક સાગરીત બોલ્યો : 'અને તમારી વાત સાચી હોવાનું કારણ છે.

'નામદાર'નો મને અનુભવ છે. તે સાધારણ બાબતમાં હાથ નાખે તેવો નથી. એ તો જાણે સમજ્યા, પણ તેની સાથે આજે જે દારૂડીયાને તમે પકડી લાવ્યા છો તેને શો સંબંધ છે ?'

'હું તમને સમજાવું.' કાલુસીંગે કહ્યું : 'આ માણસનું નામ ગમનરાય છે. તે પચાશ વરસ પછી આફ્રિકામાંથી વતનમાં આવે છે. પૂરાં પચાશ વરસ આખાય આફ્રિકાને તે ખુંદી વળ્યો છે. એટલે આફ્રિકાની કારીગરીની, તેની અનેક ભાષાઓની અને ત્યાંની અનેક વસ્તુઓની તેને પૂરી માહિતી છે. પેલાં સાબરશિંગ ઉપર કેટલાંક ચિત્રો અને અજાણી આફ્રિકન લિપિ કોતરેલી છે. એટલે એ લખાણ તથા સંજ્ઞાઓ ઉકેલવામાં આ ગમનરાય આપણને ઉપયોગી થઇ શકશે. સીતારામ આપણા 'નામદાર'ના ફરમાનથી એ સંજ્ઞાઓનો ઉકેલ મેળવવા માટે નિરંજન માણીગરને સપડાવવા ગયો છે. મારો ઇરાદો પણ એ નિરંજનને સપડાવી, અહીં લાવવાનો છે. પરંતુ જો તે યુવાન તેનું મ્હોં ન જ ઉઘાડે તો ગમનરાય એ કાર્યમાં આપણને જરૂર ઉપયોગી થઇ શકશે.'

'ત્યારે તમે નિરંજનને પણ સપડાવવા ઇચ્છો છો ! તો પછી એને ક્યારે સપડાવવો છે ?'

'અત્યારે જ. એમાં ઢીલ શા માટે કરવી ?' કાલુસીંગે કહ્યું.

એ પછી તેની સૂચનાથી ગમનરાયને રસીવડે મજબૂત બાંધી લેવામાં આવ્યો. અને તે બૂમ ન પાડી શકે એ માટે તેના મુખમાં કપડાં ખોસી, એક કકડા વડે મ્હોંને પણ બાંધી લેવામાં આવ્યું. એ પ્રમાણે વ્યવસ્થા કરી, ગમનરાયના બંધનવશ દેહને કબાટમાં રાખી, એક માણસને તેની ઉપર નજર રાખવા માટે મૂકી, કાલુસીંગ તથા બીજા માણસો એક પછી એક અહીંથી નિકળીને ચાલ્યા ગયા.

કાલુસીંગ તેની મોટરમાં 'રાધા રમણ હિન્દુ લોજ' પાસે આવી પહોંચ્યો. તેના સાગરીતો પણ બીજે રસ્તે આ જ વખતે અહીં આવી પહોંચે એવી ગોઠવણ તેણે કરી હતી. તેણે ચોતરફ નજર રાખી. તેના સાગરીતો આવી લાગ્યા હતા.

હવે તેણે લોજમાં દાખલ થઇ તેના કારકુનને કહ્યું : 'અનુભવરાયને ખબર આપો કે તેમનો મિત્ર કાલુસીંગ તેમને મળવા માટે આવ્યો છે.'

'અનુભવરાય તો બહાર ગયા છે:' કારકુને જવાબ આપ્યો : 'તેમના સ્નેહી સીતારામ મોટર લઇને બોલાવવા આવ્યા હતા. તેમની સાથે એ ગયા છે.'

'એમને મળવાની ખાસ જરૂર હતી.' જાણે કોઇ અગત્યના કામ માટે પોતે અનુભવરાયને મળવા આવ્યો હોય એવા ભાવપૂર્વક કાલુસીંગે કહ્યું : 'વારૂ, હકીકત એમ છે કે આજે સવારે એક બંડલ મેં તેમને આપ્યું હતું. એ બંડલ લેવાને માટે હું આવ્યો છું. જો તમને હરકત ન હોય તો તેમના ખંડમાં જઇને એ બંડલની હું તપાસ કરી જોઉં.'

'ના, સાહેબ ! તેમની ગેરહાજરીમાં કોઇને પણ તેમના ખંડમાં દાખલ થવા ન દેવાનું તેમનું ખાસ ફરમાન છે.' કારકુને જણાવ્યું :

'વળી મુદ્દાની વાત એ છે કે જે બંડલ લઈને તમે સવારે આવેલા, એ બંડલ તો તે પોતાની સાથે જ લઈ ગયા છે. તેમના મિત્ર સીતારામે જ તે બંડલ ઉપાડયું હતું. તેમાં કિંમતી પુસ્તકો હોવાનું તે કહેતા હતા.'

કાલુસીંગે ગજવામાંથી એક રૂપિયો કાઢીને કારકુનના હાથમાં મૂકયો. તે તેની મોટર પાસે આવ્યો. મોટર થોડે દૂર ગયા પછી તેના સાથીઓ તેને મળ્યા. તેણે તેમને 'નામદાર' સાબરશિંગ લઈને સાથે કોઈ અન્ય સ્થળે ગયાની હકીકત જણાવી.

'ત્યારે હવે આપણે શું કરીશું?' એક સાગરીતે પૂછયું.

કાલુસીંગ તેને જવાબ આપવા જતો હતો ત્યાં એક માણસ તરફ તેનું ધ્યાન ગયું. તેણે એ તરફ દૃષ્ટિ કરીને કહ્યું: 'શમસુદીન! જુઓ, નાકા પર પેલો માણસ ઉભો છે તેની નજર આપણી તરફ છે. મને લાગે છે કે હું અહીં આવીશ એવી 'નામદારે' કલ્પના કરી હશે અને તેથી જ તેણે આ માણસને મારી હિલચાલની બાતમી મેળવવા અહીં રાખ્યો હોવો જોઈએ.'

'એનું શું કરવાનું છે?' શમસુદીને સવાલ કર્યો.

'તમે એને કોઈ પણ યુક્તિથી અહીં લાવો.'

શમસુદીન એ માણસ તરફ ગયો. તેને આવતો જોઈ પેલો માણસ ચમકયો. તે ઉતાવળે પગલે આગળ ચાલવા લાગ્યો. જો તે દોડવા લાગે તો કોઈ સિપાઈ કે રાહદારીનું તેની તરફ ધ્યાન ખેંચાય. એવી તેની ઇચ્છા ન હતી. એટલે તેણે ઉતાવળે ચાલીને છટકી જવાનો વિચાર કર્યો, પરંતુ શમસુદીન થોડીવારમાં જ તેની નજીક પહોંચી ગયો અને તેનો હાથ પકડીને તેણે સવાલ કર્યો:

'કેમ, મહેરબાન! આટલા ઉતાવળા કયાં ચાલ્યા?'

એ માણસે પોતાનો હાથ છોડાવવાનો યત્ન કર્યો, પરંતુ શમસુદીનના લોખંડી પંજામાંથી તે છૂટી શકયો નહિ. શમસુદીને કહ્યું:

'બિરાદર ! મારી સાથે તમારે આવવાનું છે. જુઓ, મારા ગજવામાં ભરેલી રિવોલ્વર છે. એટલે તમે તમારી સલામતી ચાહતા હો તો કશા પણ વિરોધ વગર મારી સાથે ચાલો. કાલુસીંગ તમારી સાથે વાત કરવા ઇચ્છે છે.'

હવે આ માણસનો વિરોધ કરવો નકામો માનીને એણે તેનો સાથ સ્વીકાર્યો. બેઉ કાલુસીંગની મોટર પાસે પહોંચ્યા.

'અંદર આવી જા !' કાલુસીંગે તેને ફરમાવ્યું.

તે કાલુસીંગની બાજુમાં બેઠો. બીજા માણસો પાછલી બેઠકમાં ગોઠવાયા. મોટર ચાલૂ થઇ. પછી કાલુસીંગે પોતાની બાજુમાં બેઠેલા માણસને પ્રશ્ન કર્યો : 'બોલ, સીતારામ અને અનુભવરાય ક્યાં ઉપડયા છે?'

'તમે શું કહો છો ? હું તો કાંઇ પણ સમજતો નથી.'

'બિરાદર ! એક વાર તારા જેવા જ એક માણસ પાસેથી હું વાત મેળવવા માગતો હતો. તે વખતે તેનું મોત નિપજાવવાની મને ફરજ પડેલી. પરંતુ એટલું ખરૂં કે તેના મૃત્યુ પહેલાં તેની પાસેથી મારે જે જાણવું હતું એ હું મેળવી શક્યો હતો; એટલે જો તું તારી જુવાન અવસ્થામાં યમરાજના દરબારમાં જવા ન ચાહતો હોય તો હું પૂછું તેનો સાચો જવાબ આપજે. નહિતર પછી...'



## પ્રકરણ ૧૨મું

### ચોરમાં પડયા મોર !

નિરંજનનું શરીર કસાયેલું હતું, આફ્રિકામાં તેણે અનેક પ્રકારના આઘાત–પ્રત્યાઘાત સહન કર્યા હતા. એટલે તે બેભાન બન્યા પછી શુદ્ધિમાં આવતાં તેને વાર લાગી નહિ. મોટર ઝડપથી ચાલતી હતી, પરંતુ તે કઇ બાજુએ જઇ રહી છે એ તેનાથી નક્કી થઇ શકે તેમ

ન હતું. તેનો દેહ મોટરની પાછલી બેઠકમાં નીચે પડયો હતો અને ચાર માણસોના વજનદાર બૂટ તેને દબાયેલો રાખતા હતા, તેનું માથું સખ્ત દુ:ખતું હતું. તેના શરીર પરના દોરડાના બંધ ચામડીમાં ભીડાતા હતા. તે સહેજ હલતો તો પણ એથી તેને દુ:ખ થતું હતું.

મોટર ભારે વેગપૂર્વક જતી હતી. રસ્તામાં બીજી મોટરો કે વાહનો ઓછાં હોવાનું લાગતું હતું. કારણ કે આ મોટરનું હોર્ન ક્વચિત જ ગાજતું હતું. નિરંજનના મ્હોંમાં કપડાનો ડૂચો નાંખી તેને બાંધી લેવામાં આવ્યો હતો. એમાંથી મુક્તિ મેળવવા તેણે યત્ન કર્યો, પરંતુ તેને સફળતા મળી નહિ. તેને વિચાર થતો હતો કે મુદ્રિકાનું શું થયું હશે? સાથોસાથ તેને એમ પણ થતું હતું કે તેને આ બદમાશોએ સપડાવી ન હોય તો સારૂં !

અચાનક ડાબી બાજુએ મોટરે વળાંક લીધો અને પછી તે અટકી ગઇ. નિરંજનના બંધનવશ દેહ પરથી વજનદાર બૂટ ઉંચકાયા અને મોટરમાં બેઠેલા માણસો નીચે ઉતર્યા. તે આડે પડખે થઇ ઉઘડેલા બારણામાંથી મોટર કયે સ્થળે ઉભી છે એ જોવા લાગ્યો. બે બાજુ વાડો હતી, આસપાસ મોટાં ઉંચાં વૃક્ષો હતાં. તેની વચ્ચે સાંકડી કેડી પર મોટર ઉભી હતી.

તેને વધુ નિરીક્ષણ કરવાની તક ન મળી. તેને મોટરમાંથી બહાર ખેંચ્યો અને ચાર જણા તેને ઉપાડી, વૃક્ષોની વચ્ચે થઇને લઇ ગયા. તેનાં નેત્રો ખુલ્લાં હતાં. એથી તેને ઘેરા જંગલમાં લાવવામાં આવ્યો હોવાનો ખ્યાલ આવ્યો. એ કેડી પર થઇને તેઓ એક નાના મકાન પાસે આવ્યા. આ મકાન નાનકડું બે ઓરડાનું હતું. તેનું ચણતર પત્થરનું હતું અને તેમાં મજબૂત કાચની ગોળ બારીઓ હતી.

એક માણસે બારણું ઉઘાડયું. નિરંજનને અંદર લઇ જઇ પેલા ચાર માનવીઓએ લેશ પણ દયા કે દરકાર દાખવ્યા વગર જમીન પર ફેંકયો. એકાદ મીનિટ પછી મુદ્રિકાને પણ ત્યાં લાવીને તેની બાજુમાં મૂકવામાં આવી.

હજી મુદ્રિકા બેભાન હતી. તેના માથા પર જખમ થયો હતો, તેમાંથી નિકળેલું લોહી થીજી ગયું હતું. તેની એ સ્થિતિ જોઇને નિરંજનનાં નેત્રો ક્રોધભરપૂર બની ગયાં. પોતાની તથા મુદ્રિકાની આ દશા કરનારનો વ્યાજ સીખે બદલો લેવાની ઇચ્છા તેના મનમાં ઉદ્ભવી.

આ નાના ખંડમાં સાત માણસો હતા. ચાર તો તેને અહીં લાવનાર ગુન્ડા જેવા દેખાતા બદમાશો, એક આ મકાનનું બારણું ઉઘાડનાર અને બીજા બે જણા.

એ બે જણામાં એક આપણો પરિચિત અનુભવરાય ઉર્ફે 'નામદાર' અને બીજો સીતારામ હતો. આ બે જણાને નિરંજને અગાઉ કદી જોયા હોય એમ લાગતું ન હતું. જો કે તેમણે રૂમાલ વડે તેમના ચહેરા ઢાંકી દીધા હતા. 'નામદાર'ની દાઢીના વાળ રૂમાલ તળેથી દેખાતા હતા.

'કામ તો સુંદર થયું.' એ બે માંહેનો એક બોલ્યો : 'પરંતુ આ છોકરીને તમે શા માટે લાવ્યા છો ?'

'નામદાર ! એ બેઉ જણાં સાથે જ હતાં. એટલે તેને રસ્તાપર છોડી દેવી એ મને યોગ્ય ન લાગ્યું.' સીતારામે ખુલાસો કર્યો.

'શા માટે નહિ ?'

'કદાચ તે કોઇને વાત કરે તો ?'

'મરણ પામેલી છોકરી કદી બોલી શકે ખરી ?' જવાબ મળ્યો: 'તમે ઘણી વાર ઝીણી બાબતમાં ભૂલ કરી દો છે, અને તેથી જ મારી ખાતરી છે કે તમે આપણા ધંધામાં સાચી સફળતા મેળવી શકવાના નથી. વારૂ, એને હમણાં ભૂલી જાઓ અને નિરંજનને મારી પાસે લાવો.'

તે સહેજ દૂર એક ટેબલ પાસે આરામખુરશી પર બેઠો હતો. બે જણા નિરંજનને ઘસડીને ત્યાં લાવ્યા અને તેમણે તેને 'નામદાર'ની સામે ટેબલને અઢેલીને બેસાર્યો. સરદારનું ફરમાન થતાં તેના મ્હોંપર બાંધેલો રૂમાલ છોડી, તેના મુખમાંથી કપડાનો ડૂચો કાઢી

નાંખ્યો; અને તેની સાથે જ નિરંજનના મુખમાંથી ગુસ્સાભર્યા અપમાનસૂચક શબ્દો નિકળવા લાગ્યા.

તેને અટકાવીને 'નામદાર' બોલ્યો : 'નિરંજન ! અમે અહીં તારૂં વ્યાખ્યાન સાંભળવા નથી આવ્યા. તું ડાહ્યો થઇને શાંત બની જઇશ તો તુરત જ તને બંધનથી મુક્ત કરવામાં આવશે. જો તું મારૂં કહ્યું નહિ માને, મારા પ્રશ્નોના સાચા જવાબ નહિ આપે, તારી હઠીલાઇ નહિ છોડે તો પછી મારા અમુક મિત્રો તારો કબજો લેશે. ગમે તેવા હઠીલા માણસને પણ બોલતો કરવાની કળાના તેઓ પૂરા જાણકાર છે.'

નિરંજન કશું પણ બોલ્યો નહિ. આ માણસનો હેતુ જાણવાની તેની ઇચ્છા હતી.

'મેં કાંઇ તને અહીં અમસ્થો પકડાવી મગાવ્યો નથી.' નામદારે આગળ ચલાવ્યું : 'એક વસ્તુ મને મુંઝવી રહી છે. તેમાં તારી સહાયની જરૂર છે. એ બાબત તારી પાસે રજુ કરતાં પહેલાં તને જણાવી દઉં છું કે મારી પાસે તારી બનાવટ ચાલવાની નથી. જો તું મને મદદ કરવાનો ઇન્કાર કરશે તો તને સખ્ત નશીહત આપવામાં આવશે. તું આફ્રિકાના જંગલમાં ફર્યો છે, પરંતુ મારા જેવો માણસ તને કદી મળ્યો નહિ હોય. હું તને ખાતરી આપું છું કે મારા દિલમાં દયાનો લેશ પણ અંશ નથી. માનવી અને મગતરૂં મારે મન બરાબર છે. મારી એવી ખાતરી થશે કે તું મને મદદ કરવા નથી ઇચ્છતો, તો પછી તારે નરક કરતાં યે વધારે યાતના સહન કરવી પડશે. કદાચ તારૂં મૃત્યુ થાય તો પણ તેની હું પરવા કરૂં તેમ નથી.'

તેણે શીગાર સળગાવી, એકાદ–બે ક્ષણ ધૂમ્રપાન કરતો તે ઉંચે જોઇ રહ્યો. એ પછી તેણે શાંત અને સ્વસ્થ સ્વરે આગળ ચલાવ્યું :

'આટલી પ્રસ્તાવના પછી આપણે હવે મુદ્દાની વાત પર આવીએ. પ્રથમ તો જેને તું તારી માલિકીની વસ્તુ માનતો હતો તે હું તારી સમક્ષ રજૂ કરૂં છું.'

તેણે ઇશારત કરી. એક માણસ ખૂણામાંથી એક પેટી લાવ્યો. તેને જોતાં જ નિરંજન તેમાં શી વસ્તુ છે એ સમજી ગયો. નામદારે પેટી ઉઘાડી. તેમાં સાબરશિંગ હતાં.

'આ વસ્તુને તું ઓળખી ગયો લાગે છે!' નામદાર બોલ્યો: 'સાબરશિંગ સુંદર છે અને તું તથા તારો બાપ તેને અત્યંત મૂલ્યવાન્ માનો છો. પરંતુ મને પણ તેનો અનુભવ છે. એથી હું કહી શકું છું કે સાબરશિંગ તરીકે તમે માનો છો તેટલું તેનું મૂલ્ય ન હોઇ શકે. મારા સાંભળવામાં આવેલી વાત સાચી હોય તો 'આંતર રાષ્ટ્રીય વીમા મંડળી'એ તેનો બે લાખ રૂપિયાનો વીમો ઉતાર્યો છે. પરંતુ હું નથી માનતો કે માત્ર સાબરશિંગનો એટલી કિંમતનો વીમો કોઇ પણ સમજદાર વીમા કંપની ઉતારે.'

નિરંજન તેની સામે તાકી રહ્યો હતો. આ માણસ શું કહેવા માગે છે એ તે સમજી શકતો ન હતો. તેણે પુનઃ સાબરશિંગ તરફ નજર કરી.

'બે લાખ રૂપિયાની રકમ ઘણી મોટી ગણાય.' નામદારે કહ્યું: 'અને તું તેનું બે લાખ રૂપિયાનું મૂલ્ય માને છે તેનું કારણ શું, એ જ અમે જાણવા માગીએ છીએ. મારા એ પ્રશ્નનો તું જવાબ આપ.'

ક્ષણભર નિરંજન તટસ્થ ભાવપૂર્વક તેની સામે જોઇ રહ્યો. પ્રથમ તો તેને એમ થયું કે તેના એ પ્રશ્નની ઉપેક્ષા જ કરવી. પરંતુ છેવટે તેણે કહ્યું:

'એનો જવાબ હું આપી શકું છું. કારણ કે એ જવાબ આપવામાં મને કોઇ વાંધો જણાતો નથી. મારા પિતાએ ફરમાવ્યું હતું કે તેનો બે લાખ રૂપિયાનો વીમો ઉતરાવવો, અને તે અતિ મૂલ્યવાન્ હોવાથી તેનું જીવની પેઠે જતન કરવું. એટલે હું માનું છું કે તેની કિંમત બે લાખ કરતાં વધારેની હોવી જોઇએ.'

'નિરંજન! સાબરશિંગના રક્ષક તરીકેની તારી લાયકાત તું પૂરી કરી શક્યો નથી.' નામદારે કટાક્ષ કર્યો: 'પરંતુ તું મારા પ્રશ્નની

સાથે રમત ખેલી રહ્યો છે એ તારે માટે ખતરનાક છે. જો હું એ પ્રશ્ન બીજી રીતે રજૂ કરું છું કે તેમાં સમજફેરનો સવાલ ઉભો ન થાય. તારા પિતા આ સાબરશિંગને આટલાં બધાં મૂલ્યવાન્ માને છે તેનું કારણુ શું ?'

નિરંજન બેદરકાર ભાવે બોલ્યો : 'એ મને ન પૂછો. એનો જવાબ હું આપી શકું તેમ નથી. મારા પિતા તેને એટલી કિંમતનાં કહે છે, હું એ સ્વીકારું છું અને વીમા મંડળીને પણુ તેમના કથનમાં વિશ્વાસ છે. બસ, મારે એથી વિશેષ કશું કહેવાનું નથી.'

આ જવાબ નામદારને ગળે ઉતર્યો નહિ. તે પોતાની બાજુમાં બેઠેલા માણુસ તરફ ફર્યો. એ તેને કાંઇક કહેવા ઇચ્છતો હતો. પરંતુ તુરત જ તેનો વિચાર બદલાયો અને તે નિરંજનને ઉદ્દેશીને બોલ્યો :

'તારી વાત સાચી છે એમ હું કદાચ માની લઉં, પણુ તે એકદમ નહિ. બનવા જોગ છે કે ઇરાદાપૂર્વક તું સાચી હકીકત છુપાવતો હોવો જોઇએ. હું તને છેલ્લી તક આપું છું. આ સાબરશિંગનું છૂપું રહસ્ય તું મને જણાવ. નહિતર પછી......' તેણે બે હાથના આંકડા ભીડીને કહ્યું : 'તારા દિલમાંથી સાચી વાત કઢાવવાનો વૈજ્ઞાનિક પ્રયોગ અમારે અજમાવવો પડશે.'

નિરંજન તેની સામે તિરસ્કારપૂર્વક જોઇ રહ્યો. તેણે આગ્રહપૂર્વક ઉચ્ચાર્યું : 'માનવું ન માનવું તારી મરજીની વાત છે. પરંતુ જે હું જાણુતો નથી એ તને કેવી રીતે કહી શકું ? આ સાબરશિંગ ઉપર કુશળ કારીગરે નકસીકામ કરેલું છે. તથાપિ તું એમ કહે છે કે એટલા ઉપરથી આ સાબરશિંગની કિંમત બે લાખ રૂપિયાની હોઇ શકે નહિ. પરંતુ તારા કથનમાં મને બિલકુલ વિશ્વાસ નથી. અને આ સાબરશિંગના છૂપા રહસ્યના સંબંધમાં તું જે કહેવા માગે છે તે કશું હું સમજી શકતો નથી.'

નામદારે એક સાબરશિંગ પોતાની તરફ ખેંચીને તેના નકસીકામ તરફ અંગુલિનિર્દેશ કર્યો.

'હું તેનો ખુલાસો કરૂં.' તેણે કહ્યું: 'હું આવી ચીજોની કિંમત આંકી શકું છું. તેમાં મારી કદી પણ ભૂલ થતી નથી. અમારી અંધારી આલમમાં સહેજ પણ ભૂલ કરવી મને પાલવે નહિ. કોઇ માણુસ અમુક વસ્તુ લઇને મારી પાસે આવે તો મારે તેને તેની ચોક્કસ કિંમત જણાવવી જોઇએ. જો તેમાં ભૂલ થાય તો એ માણુસ મારી પાસેથી તેનો પૂરો બદલો લીધા વગર ન રહે. એટલે હું તને કહું છું કે આ બે સાબરશિંગ અને તેના કુશળ નકસીકામ ઉપરથી કોઇ પણ તેની કિંમત બે લાખ રૂપિયા ન જ આંકે—અરે તેની ખરી કિંમત ત્રણ—ચાર હજાર રૂપિયાની પણ ન હોઇ શકે. એટલે જ હું તને પૂછું છું કે તેનું મૂલ્ય બે લાખ રૂપિયા આંકવા પાછળ શું રહસ્ય રહેલું છે?'

'વીમા મંડળી તેનું મૂલ્ય બે લાખ રૂપિયાનું હોવાનું સ્વીકારે છે.' નિરંજને ઠંડે પેટે ઉચ્ચાર્યું.

'મને એની ખબર છે, અને તેથી જ હું તેનું કારણ જાણુવા માગું છું. આંતરરાષ્ટ્રીય વીમામંડળીના મેનેજીંગ એજન્ટ રાવ બહાદુર જમીયતરામને નામથી હું જાણું છું. તેમની હુશિયારી અને અનુભવ વિષે મેં સાંભળ્યું છે. તેં આનો બે લાખ રૂપિયાનો વીમો ઉતારવાની તેમની કને માગણી કરી ત્યારે એ વિષયમાં તારાં કારણો તેમને જણાવ્યાં હશે અને તેની એટલી કિંમત હોવા વિષે તેમની ખાતરી કરાવી આપી હશે. એ જ હું જાણુવા માગું છું કે તેં એમને શું કહ્યું હતું? નિરંજન! તું આ વિષયમાં તદ્દન અજ્ઞાત છે એમ કહેવાથી કાંઇ તું છટકી શકે એમ નથી. કારણ કે તું જાતે જ વીમો ઉતરાવવાને માટે તેમની પાસે ગયો હતો. બોલ, તેં રાવબહાદુરને શું કહ્યું હતું? અને યાદ રાખજે કે આ તારે માટે છેલ્લી તક છે.'

'નામદાર'નો દરેક શબ્દ નિરંજનના રોષ અને ઉશ્કેરાટને પ્રજ્વાલી રહ્યો હતો. આ માણસ અધમતાની અંતિમ હદે પહોંચ્યા વગર રહેશે

નહિ, એમ તેને લાગતું હતું, અને તેથી તેની સાથે લડી લેવાને માટે તે બંધનમુક્ત થવાનો નિષ્ફળ યત્ન કરતો હતો.

તે ઉકળાટપૂર્વક બોલ્યો : ' જે હું જાણતો જ નથી એ હું તને કેવી રીતે કહી શકું ? વળી તું શું કહેવા માગે છે તે પણ હું સમજી શકતો નથી. સાબરશિંગના મૂલ્યના સંબંધમાં કોઇ છૂપું રહસ્ય હોવાની વાત તદ્દન ગલત છે. એ વાત તેં ગમે ત્યાંથી અને ગમે તેવી રીતે મેળવી હોય, પરંતુ એટલું તો સમજાય છે કે તેના સંબંધમાં હું જેટલું જાણું છું તેટલું તારા જાણવામાં પણ આવી ચૂક્યું છે. મારા બાપુજીએ આ સાબરશિંગ આફ્રિકાથી મારી તરફ મોકલાવ્યાં હતાં, અને મને લાગે છે કે તારા ફરમાનથી જ કોઇ બદમાશો ને મારી પાસેથી ઉઠાવી ગયા હતા. અને હવે મને સમજાય છે કે તારા ફરમાનથી જ લખધીર સોલંકીનું ખુન થયું હતું. પરંતુ મને આશ્ચર્ય તો એ થાય છે કે આટલી હદે પહોંચવાની તને શા માટે જરૂર પડી ? આની કિંમત તારા માનવા મુજબ ત્રણ ચાર હજારથી વધારે નથી. તો પછી તું એ મને મુફ્ત કરી દે. જો તારામાં સહેજ પણ અક્કલ હોય તો તારો કિંમતી સમય તેની પાછળ નિરર્થક શા માટે ગુમાવે છે ? '

' નિરંજન ! તારી જવાબ આપવાની પદ્ધતિ ઉપરથી મને લાગે છે કે આનું ગુપ્ત રહસ્ય તું જાણે છે અને તેનું મૂલ્ય બે લાખ રૂપિયાનું હોવા વિષે તને લેશ પણ શંકા નથી.' નામદાર ગંભીર સ્વરે બોલ્યો: 'એ રહસ્ય ખુલ્લું કરવાની તક મેં તને આપી હતી. તું તેનો લાભ લેવા નથી ઇચ્છતો. એટલે હવે હું તને મારા મિત્ર સીતારામના હાથમાં સોંપું છું. સીતારામ પોતાના વિશિષ્ટ યાંત્રિક પ્રયોગ દ્વારા ગમે તેવા હઠીલા માણસને પણ બોલતો કરી શકે છે. એટલે તારી હઠ તેની પાસે ટકી નહિ શકે એવી મને ખાતરી છે. '

અને પછી તે પોતાની બાજુમાં બેઠેલા માનવીને ઉદ્દેશીને બોલ્યો: ' સીતારામ ! આ હઠીલા જુવાનને કોઇ પણ રીતે બોલતો કરવાનો

છે. એમ કરતાં તેનો જાન જાય તો પણ ચિંતા નથી. માત્ર તેના મૃત્યુ પહેલાં તેનું હૃદય આપણી સમક્ષ ખુલ્લું થવું જોઇએ. તેમાં ઢીલ થવી ન જોઇએ; કારણ કે આપણે અત્યારે થોડા સમયમાં પુષ્કળ કામ કરવાનું છે.'

નામદારના સાગરીતો નિરંજનની આસપાસ ફરી વળ્યા. નિરંજને બંધનમાંથી છૂટવાનો યત્ન કર્યો, પરંતુ તે નિરર્થક હતો. એક તો તે મજબૂત રીતે રસીથી બંધાયેલો હતો, અને વળી ચાર કદાવર માણસોના હાથમાં સપડાયેલો હતો. તેઓ તેને ઘસડતા બાજુના ઓરડામાં લઇ ગયા. આ ઓરડામાં એક જ ગોળ બારી હતી, તેના કાચની આડો પડદો હોઇ માત્ર થોડો જ અજવાશ હતો. જમીન પર પડેલા નિરંજને આસપાસ નજર કરી. આ ઓરડામાં ફરનિચરમાં માત્ર દીવાલની બાજુમાં એક પાંચ ફીટ લાંબો બાંકડો પડ્યો હતો.

એ પછી પેલા માણસો મુદ્રિકાને પણ આ ખંડમાં લાવ્યા. તેને તેમણે બીજા ખૂણામાં જમીન પર નાંખી. સીતારામે એ લોકોને બહાર જવાનું ફરમાવ્યું અને બારણું બંધ કરી દીધું.

પછી તેની મીઠી અને મધુરી વાણી સંભળાઇ: 'નિરંજન ! જો હું ધારૂં તો તારી સમક્ષ આ છોકરીને અસહ્ય યાતના આપીને તને બોલતો કરી શકું છું. પરંતુ અમુક કારણોને લઇને એ ઉપાય તો હું છેવટે જ અજમાવવા ધારૂં છું. બહેન ! તમારે ભય પામવાની જરૂર નથી.' તે શુદ્ધિમાં આવેલી મુદ્રિકાની સામે જોઇને બોલ્યો 'મને લાગે છે કે એ છેવટનો ઉપાય લેવાની મને જરૂર નહિ પડે. કારણ કે ગમે તેવા હઠીલા માણસ ઉપર આજ સુધીમાં મારો પ્રયોગ કદી પણ સફળ થયા વગર રહ્યો નથી. માત્ર મારો એ પ્રયોગ નિહાળવાની તમને અણગમતી ફરજ પડશે, એ માટે હું તમારી ક્ષમા ચાહું છું.'

એક ભીંતાકબાટ પાસે જઇ, તેણે એ કબાટ ઉઘાડીને તેમાંથી પોતાના પ્રયોગમાં ઉપયોગી થઇ પડે એવાં નાનાં મોટાં લોખંડનાં સાધનો કાઢયાં. તેમાં હાથ વડે ચલાવી શકાય એવી બેટરીની પેટી પણ હતી.

તેની સાથે રબ્બર મઢેલો લાંબો તાંબાનો તાર હતો. એક જાદુગરની માફક એ બધી વસ્તુઓ તેણે અનુક્રમે પેલા બાંકડા ઉપર ગોઠવી. એ પછી કોટ કાઢીને ખીતીએ લટકાવ્યો અને ખમીશની બાંયો ઉંચે ચડાવી. તે પછી સ્ટેજ ઉપર જાદુગર પોતાના ખેલના પ્રારંભમાં ભાષણ કરતો હોય એવી રીતે તે બોલવા લાગ્યો :

'શ્રીમાન્ નિરંજન અને કુમારી મુદ્રિકા ! મારા પ્રયોગોના તમે માત્ર બે જ પ્રેક્ષકો છો. તેમાંથી એક પ્રેક્ષક ઉપર મારે પ્રયોગ કરવાનો છે. જુઓ, આ બેટરી હું હાથથી ચાલૂ કરી શકું છું. તેનો તાર આ યંત્રની સાથે લાગૂ કરવામાં આવે છે. અને પછી એ યંત્ર હું નિરંજનના પગના તળીયા પાસે લઇ જઇશ. તળીયાને એ યંત્રનો સ્પર્શ થતાં નિરંજનને ગલીપચી થવા લાગશે અને તે એટલી બધી વધી જશે કે પછી તે બિલકુલ અસહ્ય થઇ પડશે. આજસુધીમાં આ યંત્રની સામે કોઈ પણ ટકી શક્યું નથી. ગલીપચી વધવાથી આખા શરીરમાં ઝણઝણાટી ફેલાય છે, તેનાં જ્ઞાનતંતુ ઉપર એથી એવી અજબ અસર થાય છે કે તે માનવી મારા એક પણ સવાલનો જવાબ આપવાની આનાકાની કરતો નથી.

'મેં સાંભળ્યું છે કે પોલીસ ખાતાના અમલદારો શકદારને મનાવવાને માટે અવનવા ઉપાયો યોજે છે. કેટલાક અસહ્ય માર મારે છે અને કેટલાક એ પ્રકારનો બીજો ત્રાસ આપે છે. પરંતુ કોઇ કોઇ ચતુર અમલદાર નવીન યુક્તિ પણ શોધી કાઢે છે. વધુ પડતો માર ઘણી વાર માણસને નિંભર બનાવી દે છે. એટલે માર અથવા એ પ્રકારના બહાર જણાઇ આવે એવા અત્યાચારને બદલે એક પોલીસ ઇન્સ્પેક્ટર જુદી જ યુક્તિ અજમાવતો હોવાનું મેં સાંભળ્યું છે.

'તે શકદારને નગ્ન બનાવી, તેના હાથ, પગ અને આખા શરીરને મજબૂત બાંધે છે. પછી બરફની મોટી અને લાંબી શીલા ઉપર તેને સુવાડે છે. બરફની ઠંડી શકદારના આખાય શરીરનાં જ્ઞાનતંતુ ઉપર મારે અસર કરે છે અને તે ગમે તેવા મક્કમ મનનો હોવા છતાં યે આખરે

તે પોલીસઅમલદારની ઇચ્છાને અધીન બની જાય છે. કારણુ કે બરફની અત્યંત અને સખત ઠંડી ગમે તેવા મજબૂત માણસને પણુ શારીરિક અને માનસિક અસ્વસ્થતા પેદા કરે છે. મેં એના ઉપરથી જ તેના જેવી અસર ઉત્પન્ન......'

એટલામાં બહારથી કોઇએ તેને બૂમ મારી. એટલે તેણે કહ્યું : 'વારૂ, આ બધાં સાધનોનું તમે નિરીક્ષણ કરી લ્યો. હું હમણાં જ આવીને મારો પ્રયોગ શરૂ કરૂં છું.'

તે આ ખંડમાંથી બીજા ખંડમાં ગયો. બારણું અધખોલું હતું, તેમાંથી 'નામદાર' તરીકે અંધારી આલમમાં પંકાતા માનવીનો અવાજ આવતો હતો. તે સીતારામને ઉદ્દેશીને સહેજ ઉશ્કેરાટપૂર્વક બોલ્યો : 'સીતારામ ! તમે કહેતા હતા કે આ સ્થાન તદ્દન એકાંતમાં આવેલું છે અને તેનો કોઇને પત્તો લાગે તેમ નથી......'

'હા, તે બરાબર છે.'

'તો પછી આ તમારો પહેરેગીર કહે છે તે સાંભળો.'

અને પહેરેગીર બોલ્યો : 'હા, સાહેબ ! આપણા મકાનના કમ્પાઉન્ડની આસપાસ ગાઢી વૃક્ષઘટામાં કેટલાક માણસો છુપાયા છે. તેઓ આપણા બંગલા ઉપર નજર રાખતા હોય અથવા હલ્લો કરવાના હોય એમ લાગે છે.'

એ સાંભળીને સીતારામ વિચારમાં પડી ગયો. નામદારે કહ્યું: 'સીતારામ! હવે વિચાર કરવાની કશી પણુ જરૂર નથી. ચાલો, આપણે અહીંથી નિરંજન, પેલી છોકરી તથા સાબરશિંગને અન્ય સ્થળે ઉપાડી જઇએ.'

'બરાબર છે.' સીતારામ નામદારના કથનનો કદી પણુ વિરોધ કરતો નહિ. તે સંમતિસૂચક સ્વરે બોલ્યો: 'નામદાર! તમે એમ કરો. ગેરેજમાં જઇ, મોટરને ચાલૂ કરો, હું બેઉ કેદીઓ તથા સાબરશિંગ લાવું છું. તમે તેમને લઇ જાઓ. હું તો અહીં મારા માણસોની સાથે

જ રહીશ. જો તેઓ અહીંથી પલાયન થઇ શકશે તો હું તેમની સાથે પલાયન થઇશ. નહિતર મારો દેહ પણ મારા સાથીઓની સાથે જ........'

'સીતારામ! મૂર્ખતા ન કરો. તમે ચાલો મારી સાથે.'

'ના જી, મારા વફાદાર સહકાર્યકરોનો ત્યાગ હું નહિ કરૂં.'

વખત વધુ ન હતો અને સીતારામને સમજાવવાનું નિરર્થક હતું. એટલે નામદાર ગેરેજ તરફ ગયો. તેણે મોટર ચાલૂ કરી. સીતારામે એક પછી એક બેઉ કેદીને ઉપાડી લાવી, પાછલી બેઠક પર બેસાર્યાં. ઉતાવળમાં બેઉ સાબરશિંગ પેટી વગર જ ખૂલ્લા લાવીને નામદારની બાજુમાં આગલી બેઠક પર મૂકયાં.

નામદારે કહ્યું: 'સીતારામ! તમે પણ આવી જાઓ અંદર,'

'ના, તમે ઉપડો. હું તો અહીં જ રહીશ.'

'જેવી તમારી મરજી.' અને નામદારે મોટર ચાલૂ કરી. તે ગેરેજમાંથી નિકળી, બંગલાના કમ્પાઉન્ડમાં થઈ, મુખ્ય પ્રવેશ દ્વારમાંથી બહાર પડીને ગલ્લીમાં આગળ વધ્યો. એ વખતે બે-ત્રણ બાર સંભળાયા. એક ગોળી મોટરના પાછલા ભાગને લાગી. બીજી ગોળી જે સ્થળે નિરંજન બેઠો હતો તેની બાજુમાં થઇને પસાર થઇ ગઇ. નામદારે પણ મોટરનો વેગ વધાર્યો. પાછળ ગોળીબાર થવા લાગ્યા, પરંતુ તે આ મોટર કિંવા તેની અંદરનાં માનવીઓને કશી અસર કરી શકયા નહિ.

ગલ્લી પૂરી થઈ, રાજમાર્ગ દેખાયો, ત્યાં એક નાની મોટર સામેથી આવતી નજરે પડી. આ સ્થળે વાંક હતો. સામેથી આવતી મોટરના હાંકનારે ભૂંગળું વગાડયું, બ્રેક મારી, તેનો હેતુ આ મોટરના હાંકનારને ચેતવીને એક બાજુએ તારવવાની સૂચના આપવાનો હતો, પરંતુ તેની કશી દરકાર નહિ કરતાં નામદાર તો વેગપૂર્વક મોટરને ધપાવ્યે જતો હતો. એથી અકસ્માતમાંથી બચવા માટે સામેની મોટર હાંક-

નારે પોતાની ગાડીને બાજુએ તારવી, એમ કરતાં તે મોટર એક વૃક્ષ સાથે અથડાઇ. તેણે ગુલાંટ ખાધી અને તે એક બાજુએ આવેલા ખાડામાં જઈ પડી. તેમાં બે માણસો હતા. એ લોકોનું કિંવા તેમની મોટરનું શું થયું તે જાણવાને પાછળ નજર પણ નહિ કરતાં નામદાર તો તેની મોટરને વેગપૂર્વક ધપાવ્યે જ જતો હતો.

હવે મોટર રાજમાર્ગ ઉપર આવી અને નામદારે તેનો વેગ વધાર્યો.

નિરંજન આ બધું જોયા કરતો હતો, તે ચોતરફ નજર ફેરવતો હતો. હવે પાછળથી ગોળીઓ આવતી ન હતી. મોટર વેગપૂર્વક આગળ ધસતી હતી. એ વખતે તેની બાજુમાંથી ધીમો અવાજ આવ્યો: 'હું મારા હાથ છૂટા કરી શકી છું. મને લાગે છે કે એ લોકોએ મને સ્ત્રીજાતિ માનીને મારી પ્રત્યે દયા દર્શાવી, મારા હાથ વધારે કસકસાવીને બાંધ્યા નહિ હોય.'

'એમ જ હોવું જોઇએ.' નિરંજને કહ્યું: 'વારૂ, ત્યારે હવે તું મારા હાથના બંધ છોડી નાંખ. એટલે હું આ દીવાના માણસના પંજામાંથી આપણા છૂટકારા માટે કોઈ ઉપાય શોધી કાઢું.'



## પ્રકરણ ૧૩ મું

### આંગળાંની છાપ

**રાવસાહેબ** જ્યોતિપ્રસાદ સવારે નિરંજનને ત્યાંથી નિકળી, મનહર સ્ટ્રીટમાં આવ્યો. તેનો મદદનીશ અરૂણ ક્યારનો જાગી ગયો હતો. જ્યોતિપ્રસાદે નિત્યકર્મ આટોપી લીધું. બેઉ જણા ચહા-નાસ્તાને ન્યાય આપતા હતા ત્યાં કંટકરાયનો ટેલિફોન મળ્યો. કંટકરાય અત્યારે લખધીર સોલંકીના મકાન પર હતો. જ્યોતિપ્રસાદ અરૂણને સાથે

લઇને કંટકરાયની પાસે ગયો. લખધીર સોલંકીનું ખૂન કોણે કર્યું અને શા હેતુસર કર્યું હશે, તેની તપાસ આગળ ચલાવવાને માટે એક પણ મુદ્દો મળતો ન હતો. તેમણે આસપાસનાં મકાનોમાં તપાસ કરી. એ લત્તાના માણસો પોલીસથી દૂર રહેવાનું જ પસંદ કરતા હતા. પોલીસ તરફથી પોતાને ગમે તેવો સવાલ કરવામાં આવે તો પણ કાને હાથ દેવામાં જ તેઓ ડહાપણ માનતા હતા. કારણ કે પોલીસની સાથે સહકાર કરવામાં બે મુશ્કેલીઓ હતી. એક તો અમુક બાતમી પોતે પોલીસને આપી, એટલે પછી અવારનવાર પોલીસકચેરીએ તેમને ધક્કા ખાવાના. બીજી એથી પણ મહત્ત્વની હકીકત એ હતી કે પોલીસ સાથેના સહકારને અંગે આખા ય લત્તાના માણસો પોતાની તરફ શંકાની નજરથી જુએ અને પોતાની સાથે કોઇ પણ જાતનો સંબંધ ન રાખે એ તેમને બિલકુલ પાલવે તેમ પણ ન હતું.

એટલે એક પણ માણસ તરફથી કંટકરાયને કશી પણ બાતમી મળી શકી નહિ. છેવટે તે પણ કંટાળ્યો. તે રાત્રિનો જ અહીં હતો; સવારે તેણે ચહા લીધી હતી. તેને ભૂખ લાગી હતી. એટલે તે જ્યોતિપ્રસાદ તથા અરૂણની સાથે એક હોટેલમાં ગયો. હોટેલ સરસ અને સગવડવાળી હતી. તેના એક ખાસ રૂમમાં તેઓ બેઠા અને કંટકરાયે મેનેજરને ફરમાવ્યું: ‘ ત્રણ પ્લેટ પૂરી, શીખંડ, શાક, પતરવેલીયાં અને દાળ–ભાતની પ્લેટો મોકલાવો.’

તેઓ એ રૂમમાં સ્વસ્થ થયા. ખાદ્ય પદાર્થો મૂકીને પીરસનારો ચાલ્યો ગયો, પછી પૂરી અને શીખંડ પર હાથ ચલાવતાં કંટકરાય બોલ્યો: ‘ મોટી મુશ્કેલી એ છે કે એ લત્તાના બધા માણસો કાંઇ ને કાંઇ છુપાવતા લાગે છે.’

જ્યોતિપ્રસાદે પણ તેના કથનનો સ્વીકાર કર્યો. તેના મનમાં પોતે સવારે નિરંજનને ત્યાં ગયેલો, તેને લગતા જ વિચારો ઘોળાતા હતા. નિરંજન તેનાથી અમુક હકીક્ત છુપાવતો હોવાનું તેને લાગતું હતું, અને જે કિસ્સામાં લખધીર જેવો એક ઉઠાઉગીર છાપનો માણસ

સંડોવાયો હતો તેની સાથે નિરંજન જેવા સાજાની અને સીધા માણસનો શો સંબંધ હશે એ તેનાથી સમજાતું ન હતું.

'ફકિરચંદ સોનાવાલા લખધીરને ત્યાં શા માટે આવ્યો હશે ?' આખી પૂરી પર શીખંડ ચડાવી મ્હોંમાં મૂકતાં કંટકરાયે સવાલ કર્યો.

'ફકિરચંદના જીવનક્રમની તમને કાંઇ માહિતી છે ખરી ?' જ્યોતિપ્રસાદે કંટકરાયના પ્રશ્નની સામે પ્રશ્ન કર્યો.

કંટકરાયે અર્ધી ઉપરાંત પૂરીઓ અને શીખંડ ખલાસ કરી નાંખ્યાં હતાં. તેણે એક પતરવેલીયું મ્હોંમાં મૂકયું અને ફકિરચંદને લગતી જે માહિતી પોતાને મળી હતી તે જ્યોતિપ્રસાદ સમક્ષ રજૂ કરી. આ શહેરમાં સ્થાવર–જંગમ મિલકતોનો વીમો ઉતરાવનારી મંડળીઓ તરફથી તેને તે મિલકતની કિંમત આંકવાનું કામ મળતું હતું. એ વિષયમાં તે કુશળ હતો. 'બી. એ., બી. કોમ.' થઇને તે ઇંગ્લાંડ જઇ, ખાસ આ વિષયને લગતો અભ્યાસ કરી, તેની પદવી મેળવી આવ્યો હતો. વીમા સંબંધી કામકાજમાં તે પૂરો વિશ્વાસપાત્ર અને ચોક્કસ મનાતો હતો. આ હકીકત તેણે રાવસાહેબને જણાવી.

'વારૂ, તેના અંગત જીવન સંબંધી તમને કાંઇ માહિતી છે ?'

'તેના અંગત જીવન વિષે ખાસ વિશેષ જાણવા જેવું નથી.' હવે કંટકરાયની પ્લેટમાંથી દાળ–ભાત પણ અર્ધાં થઇ ગયાં હતાં : 'તે રાજમહાલ રોડ ઉપર 'કુબેરભવન'માં રહે છે. તેની રહેણીકરણી મોટા શ્રીમંતના જેવી છે. એ ઉપરથી એટલું ખરૂં કે તેની આવક ખૂબ સારી હોવી જોઇએ.'

'તે જે કામ કરે છે તેમાંથી તેને એટલી આવક થઇ શકતી હશે ખરી ?' જ્યોતિપ્રસાદે પૂછ્યું.

'એ તો કેમ કહી શકાય ?' કંટકરાયે કહ્યું : 'પરંતુ આજે તો તમે જાણો છો ને કે એક માણુસ કાંઇ એક જ ધંધો કરતો હોતો નથી. સામાન્ય પગારની નોકરી કરનારા માણુસો શેર અને રૂ તથા સોના–

ચાંદીના સટ્ટાથી માંડીને આંકફરકના જુગાર સુધીમાં પોતાનું પ્રારબ્ધ અજમાવતા દેખાય છે. એ રીતે ફકિરચંદની વીમાને લગતી આવક ઉપરાંત બીજી પણ આવક હોઇ શકે ખરી.' ક્ષણવાર મૌન રહીને તે બોલ્યો : ' પરંતુ એ લખધીર જેવા માણસને ત્યાં શા માટે આવ્યો હશે, તે હજી મને બરાબર સમજાતું નથી. '

' અને એ આપણી પાસે જૂઠું શા માટે બોલ્યો હશે, તે હું પણ સમજી શકતો નથી;' જ્યોતિપ્રસાદ બોલ્યો: 'મારા શબ્દોથી આશ્ચર્ય પામવાની જરૂર નથી. તે જૂઠું બોલ્યો હતો એ હકીકત છે. મારી કલ્પના એવી છે કે તે લખધીરને ત્યાં કોઇ અમુક વસ્તુની શોધને માટે આવ્યો હતો.'

' નિરંજન માણીગરના ગૂમ થયેલાં સાબરશિંગને શોધવાને માટે તે આવ્યો હશે ?' કંટકરાયે પૂછ્યું.

' ના, એ વાતમાં મને શંકા છે.' ગુન્હાશોધકે જવાબ આપ્યો : ' ફકિરચંદ એ સ્થળે હતો, તે આખાય વખત દરમ્યાન તેને શંકા ન આવે એ રીતે હું તેની ઉપર નજર રાખી રહ્યો હતો. મને લાગે છે કે તે કોઈ નાની ગજવામાં સમાઈ શકે એવી વસ્તુ શોધતો હોવો જોઇએ. કારણ કે ટેબલ પર પડેલી ચોપડીઓની વચ્ચે તેમ જ નકામા કાગળો નાંખવાની ટોપલીમાં અને એવાં સ્થળો તરફ તે બારિકાઇથી નજર કરતો હતો.

' એ વસ્તુ શી હશે ?' કંટકરાયે પૂછ્યું.

' આ કેસની સાથે સંકળાયેલાં અનેક રહસ્યોમાં એ એક વિશેષ કોયડાનો ઉમેરો થાય છે.' જ્યોતિપ્રસાદે કહ્યું : ' અને ખરૂં કહું તો આ મારી એક કલ્પના માત્ર જ છે.'

' ખેર, તમારી કલ્પના જ્યારે સાચી ઠરે ત્યારે એની વાત.' કંટકરાયે કહ્યું : ' અહીંનું આપણું કામ પૂરૂં થયું છે. હવે આપણે પુનઃ લખધીરના મકાને જઇએ.'

તેઓ ઉભા થતા હતા ત્યાં એક સિપાઇ આવ્યો. તેણે ગજવા-માંથી રેશમી રૂમાલમાં લપેટેલી એક વસ્તુ કાઢી અને બેના ઇન્સ્પેક્ટર તરફ વિનયપૂર્વક લંબાવીને તે બોલ્યો : 'સાહેબ ! આ એક અગત્યનો મુદ્દો મળી આવ્યો છે. લખધીરના મકાનની નીચલી બારીના ધાંગવા ઉપર આ ચીજ પડી હતી અને એક નાનો છોકરો ત્યાં રમતો હશે તેના જોવામાં આવતાં તેણે ઉપાડીને અમને સુપ્રત કરી હતી.'

કંટકરાયે રૂમાલ ઉખેળીને અંદરની વસ્તુ બહાર કાઢી. જ્યોતિ-પ્રસાદનું લક્ષ તેની તરફ જ હતું. તે એક લાંબા હાથાવાળો છરો હતો. તેના ચમકતા પાના ઉપર લોહીના ડાઘ હતા. બહુ જ સંભાળપૂર્વક કંટકરાયે તેના હાથાને પકડીને છરાનું નિરીક્ષણ કર્યું અને પછી તેણે આ છરો લાવનાર સિપાઇ તરફ દૃષ્ટિ કરી.

સિપાઇ ઇન્સ્પેક્ટરની દૃષ્ટિમાં રહેલો પ્રશ્નાત્મક ભાવ સમજી ગયો. તેણે કહ્યું : 'પેલા છોકરાએ છરાને હાથ વડે પકડ્યો હતો. એટલે તેનાં આંગળાંની છાપ કદાચ એના હાથા ઉપર પડી હશે. પરંતુ ત્યારબાદ છરાના હાથા પર અમારાં આંગળાંની છાપ ન પડે એવી કાળજી અમે તેને પકડતી વખતે રાખી છે. વળી છરાના હાથાને નિહાળતાં એકથી વધુ માણસોનાં આંગળાંની છાપ તેની ઉપર પડેલી હોવાનું જણાય છે. જો કે તેનું પૃથક્કરણ કરવામાં બહુ મુશ્કેલી નડે તેમ નથી.'

કંટકરાયે એ છરાને ટેબલ ઉપર સંભાળીને મૂકયો. તેની ઉપર દેખાતી આંગળાંની છાપોનું તે તથા જ્યોતિપ્રસાદ લક્ષપૂર્વક નિરીક્ષણ કરવા લાગ્યા.

કંટકરાયે છરો લાવનાર સિપાઇને ફરમાવ્યું: 'જે છોકરાને આ છરો મળી આવ્યો હતો તેનાં આંગળાંની છાપ લઇ લ્યો, અને પોલીસ કચેરીએથી બહેરામજીને બોલાવીને આ છરા ઉપરની તમામ છાપોનો ફોટો લેવડાવી લ્યો. જો ખૂની બેદરકાર હશે તો કદાચ તેનાં આંગ-ળાંની છાપ પણ તેની ઉપર પડેલી હશે.'

તેણે પુનઃ છરાને રૂમાલમાં વીંટાળી સિપાઇને આપ્યો. તેઓ ઉઠયા. કંટકરાયે ભોજનનું બીલ ચૂકવ્યું અને તેઓ બહાર નિકળ્યા. કંટકરાય તથા સિપાઇ લખધીરના મકાન પર ગયા. ગુન્હાશોધક તેમનો સાથ નહિ કરતાં અરૂણની સાથે પોતાની મોટરમાં રવાના થયો.

મોટર ચાલૂ થયા પછી અરૂણે પ્રશ્ન કર્યો : 'રાવસાહેબ ! છરાના હાથા ઉપરનાં આંગળાંનાં નિશાન આપણને કોઇ અમુક વ્યક્તિના સમીપમાં લઇ જાય છે એમ તમને લાગે છે ખરૂં ?'

'હા, મને એવું લાગે છે ખરૂં ! જ્યોતિપ્રસાદે જવાબ આપ્યો. તેણે ગજવામાંથી સીગાર કાઢીને સળગાવી. તે વિચારમાં લીન બની ગયો. અરૂણને તેના સ્વભાવનો પરિચય હતો. હવે રાવસાહેબ તરફથી કશો જવાબ નહિ મળે એવી તેની ખાતરી હતી. એટલે તેણે વિશેષ પ્રશ્ન નહિ કરતાં મોટર હંકારવા તરફ જ લક્ષ આપ્યું.

રાવસાહેબની સૂચનાથી અરૂણ મોટરને નિરંજનના બંગલાની નજીક લઇ ગયો. સવારે નિરંજને બોલાવેલી પોલીસ તપાસ કરીને ચાલી ગઇ હતી. કશી વસ્તુ ગૂમ થઇ ન હતી. આગંતુક કોણ હતો એ દર્શાવનારો કોઇ મુદ્દો મળ્યો ન હતો એ તો આપણે જાણીએ છીએ.

વકીલે એ મકાનના બારણા પાસેનું વીજળીનું બટન દાબ્યું. અંદર ઘંટડી થઇ, પરંતુ કશો જવાબ મળ્યો નહિ. નોકર કયાંક બહાર ગયો હશે એમ તેણે માન્યું.

'કોઇ મકાનમાં લાગતું નથી કે શું ?' જ્યોતિપ્રસાદ મોટર પાસે આવતાં અરૂણે પ્રશ્ન કર્યો. પરંતુ સામેના મકાન તરફથી એક સિપાઇને પોતાની તરફ આવતો જોઇને રાવસાહેબ મૌન રહ્યો.

તેણે આવીને કહ્યું : 'રાવસાહેબ ! આ મકાન ઉપર નજર રાખવાનું અમને ફરમાન કરવામાં આવ્યું છે. કારણ કે આજે સવારે કોઈ માણસ એ મકાનમાં ચોરી કરવાને ઘુસ્યો હતો.'

'અત્યારે તો મકાન ખાલી લાગે છે.' જ્યોતિપ્રસાદે જણાવ્યું.

સિપાઇએ કહ્યું : 'ના જી, નિરંજન માણીગરનો નોકર મકાનની અંદર હોવો જોઇએ. અર્ધા કલાક પહેલાં જ મેં તેને બારીમાંથી ડોકાતો જોયો હતો.'

'પરંતુ મકાનની પાછલી બાજુએ પણ બહાર જવાનો રસ્તો હોવો જોઇએ.' જ્યોતિપ્રસાદે સૂચવ્યું.

'હા જી, અને એ બાજુએ પણ મારી સાથેના એક સિપાઇને નજર રાખવા માટે રોકેલો છે.'

અને પછી કશું પણ નહિ બોલતાં રાવસાહેબ એકદમ અરૂણની સાથે મકાનના પાછલા ભાગ તરફ ગયો. તે સ્થળે તેણે ચોતરફ તપાસ કરી તો એક કચરાના પીપની બાજુમાં એક માણસ જમીન પર પડેલો દેખાયો. દેખાયો. તેના મ્હોં પર ટોપી ઢાંકેલી હતી. તે ઉપાડીને જોતાં તે આ તરફથી નિરંજનના મકાન પર નજર રાખનાર સિપાઇ હોવાનું માલૂમ પડ્યું. તેના હાથમાં વ્હીસલ હતી, પરંતુ તે એનો ઉપયોગ કરે એ પહેલાં જ તેને બેભાન બનાવવામાં આવ્યો હશે એમ લાગ્યું.

'એનું મૃત્યુ તો નિપજ્યું નથી ને?' અરૂણે સવાલ કર્યો.

'ના, પરંતુ કોઇ મૂઢમારથી તેને બેભાન બનાવી દીધો લાગે છે. તું આગલા ભાગમાં જઇ ત્યાં જે સિપાઇ છે તેને આ હકીકતની જાણ કર, અને તેને કહે કે નજીકમાંથી કોઇને બોલાવીને આ મૂર્ચ્છિત બનેલા સિપાઇની સારવાર માટે વ્યવસ્થા કરે. હું આ તરફથી જ મકાનની અંદર દાખલ થવા ધારું છું.'

અરૂણની ઇચ્છા તેના માલિકની સાથે આ રહસ્યભર્યા મકાનમાં દાખલ થવાની હતી, પરંતુ તે રાવસાહેબના ફરમાનનો વિરોધ કરી શકે તેમ ન હતો. એટલે બેભાન બનેલા સિપાઇની સારવાર માટે તજવીજ કરવાનું સૂચવવા સારૂ મકાનની આગળના ભાગ તરફ ગયો.

રાવસાહેબ પાછળથી મકાનની નજીક પહોંચ્યો. નીચેના એક ખંડની બારીને બહારથી ઉઘાડવામાં આવી હોય એમ જણાયું. તે એ બારીમાંથી એ ખંડની અંદર દાખલ થયો. એ રસોઇ કરવાનો ખંડ હતો.

આ ખંડમાં બધું અસ્તવ્યસ્ત પડેલું લાગતું હતું. એક બાજુએ ચોરસ લાકડાના ખોખા માંહેની રાખને ફેંદવાને કારણે તે આસપાસ વેરાયેલી હતી. હાટીયાં ખૂલ્લાં હતાં, લોખંડના ઘોડા ઉપરની વસ્તુઓ વેરવિખેર પડી હતી.

એ ખંડમાંથી નિકળીને તે બાજુના ઓરડામાં દાખલ થયો તો એક ટેબલ નીચે એક માણસ પડેલો દેખાયો. તેને ફેંટા વડે બાંધવામાં આવ્યો હતો. તે નિરંજનનો નોકર હોવાનું તેણે અનુમાન કર્યું.

તે બેભાન હોવા છતાં તેનો શ્વાસોચ્છવાસ ચાલતો હતો. એટલે તેની વિશેષ દરકાર નહિ કરતાં તેણે આ ઓરડાનું અવલોકન કર્યું. અહીં પણ રસોડાની માફક જ આગંતુકે તે જે વસ્તુને માટે અહીં આવ્યો હતો તે મેળવવાને પુષ્કળ તપાસ કરેલી હોવાનું જણાઇ આવતું હતું.

બીજા ઓરડાઓની તપાસ પણ એ જ સ્થિતિ દર્શાવતી હતી. નીચેની તપાસ પૂરી કરીને રાવસાહેબ અવાજ ન થાય એ રીતે ઉપર જવા લાગ્યો. મકાનના આગળના ભાગ પર નજર રાખનાર સિપાઇ કહેતો હતો કે અર્ધા કલાક પહેલાં તેણે નિરંજનના નોકરને બારીમાંથી ડોકાતો જોયો હતો. એટલે ત્યારપછી કોઇ ગણેશગીર પાછળની બારીમાંથી દાખલ થયો હશે. નોકરના દેખાવ પરથી, તેનાં ફાટેલાં કપડાં તથા તેના શરીર પરના ઉઝરડા ઉપરથી એ બે વચ્ચે ધમાધમી થયેલી લાગતી હતી. આખરે તેણે નોકરને બેભાન બનાવી દીધો હતો, અને ત્યારપછી ગણેશગીરે આ મકાનની પદ્ધતિસરની તપાસ આદરી હતી.

એ બધી બાબતનો વિચાર કરતાં રાવસાહેબને લાગ્યું કે ગણેશગીરને તપાસ માટે પંદર–વીશ મીનિટનો સમય મળ્યો હશે. તે દરમ્યાન માંડ નીચેના ઓરડાઓની તપાસ કરી શકયો હશે. એથી કદાચ તે ઉપરના ભાગમાં તપાસ કરતો હોય તેમ તેણે માન્યું.

અને એ વિચાર આવતાં અવાજ ન થાય એવી રીતે તે દાદરનાં પગથીયાં ઉપર ચડતો હતો. તે મેડી ઉપર પહોંચ્યો ત્યાં એક બારણું બંધ થવાનો અતિ ધીમો અવાજ તેને કર્ણગોચર થયો. તેને પોતાની શંકા સાચી લાગી. ગણેશગીર હજી આ મકાનમાં જ હતો. રાવસાહેબ ઉપર ગયો અને જે ઓરડાનું બારણું બંધ થવાનો અવાજ તેણે સાંભળ્યો હતો તે જ ઓરડાની નજીક તે ગયો. સવારે તે આ મકાનમાં આવી ગયેલો હોઇ આખા મકાનનો નકશો તેનાં નેત્રો સામે તરવરતો હતો. આ ઓરડાનો ઉપયોગ નિરંજન સૂવા માટે કરતો હતો.

તેણે અતિ ધીમેથી બારણું સહેજ ઉઘાડીને અંદર ડોકીયું કર્યું; અને તે જ વખતે એક કબાટ પાસે કોઇની હલચલ જોવામાં આવી. કબાટ ઉઘાડો હતો અને એક માણસ નીચો વળીને તેની અંદરનાં કપડાં કશી પણ દરકાર વગર ઉપાડી ઉપાડીને જમીનપર ફેંકતો હતો.

રાવસાહેબે ગજવામાંથી રિવોલ્વર કાઢી અને બારણાને પૂરૂં ઉઘાડી, બારણાની વચ્ચે ઉભા રહીને ફરમાવ્યું : 'તું જ્યાં છે ત્યાં જ ઉભો રહેજે અને તારા બેઉ હાથ ઉંચા કર !'

નીચે વળીને કબાટમાં તપાસ કરતો ગણેશગીર ચમકયો, એકદમ ઉભો થઇ ગયો, આગંતુક તરફ ફર્યો, અને પછી તેણે બેઉ હાથ ઉંચા કર્યા.

જાણે તે ગભરાઇ ગયો હોય એવી રીતે બોલવા લાગ્યો: 'સાહેબ ! મારૂં ખૂન ન કરશો. મારો કોઈ બીજો ઇરાદો નથી. મારી પાસે અત્યારે એક પાઇ પણ રહી નથી. એટલે અહીંથી કાંઇક મળે તો હાથ મારવાને માટે હું આવ્યો હતો.'

'બરાબર છે, અને એટલા માટે જ તેં રસોડામાં પડેલા લાકડાના ખોખાની અંદર ભરેલી રાખમાં તપાસ કરી જોઇ હતી !' રાવસાહેબે વ્યંગ કર્યો: 'મકાનમાલિકે રાખની અંદર તેનો કિંમતી માલ છુપાવેલો હોવાની બાતમી તને મળી હોવી જોઇએ !'

તે આ પ્રમાણે કહેતો હતો એ દરમ્યાન આ માણસનું સર્વાંગ અવલોકન કરી રહ્યો હતો. તેના ગુન્હાશોધનના ધંધાને અંગે તે નાના

મોટા અનેક ઉઠાઉગીરોના પરિચયમાં આવ્યો હતો. આ માણસના પોશાક તથા દેખાવ ઉપરથી એટલું તો સમજાતું હતું કે તેનો ધંધો ઉઠાઉગીરીનો હોવો જોઇએ. તેણે મ્હોં ઉપર કાળો રૂમાલ લપેટયો હતો અને પોતાનાં આંગળાંની છાપ કયાંય ન પડે એટલા માટે હાથ પર ધોળાં મોજાં ચડાવ્યાં હતાં.

જ્યોતિપ્રસાદે કહ્યું : 'વારૂ, તમારા મુખપરથી રૂમાલ ખેંચી કાઢો. જોઇએ તો ખરા કે તમે કોણ શ્રીમાન છો !'

જાણે પોતે મુખ ઉપર લપેટેલા રૂમાલને કાઢી નાંખવાને માટે ઉંચા કરેલા હાથ નીચે લાવતો હોય એ રીતે તેણે તેના હાથ વાળ્યા, અને બીજી જ ક્ષણે તે કૂદીને રાવસાહેબ તરફ ધસ્યો.

પરંતુ આ પ્રકારના અનેક અનુભવમાંથી પસાર થયેલો જ્યોતિ-પ્રસાદ ગણેશગીરની એ યુકિતમાં ફસાય તેમ ન હતો. બીજો માણસ હોત તો તેણે કદાચ ગોળીબાર કર્યો હોત અથવા તો તે પાછળ કિંવા બાજુએ ખસી ગયો હોત. પરંતુ રાવ સાહેબે એવું કશું ન કર્યું. તે તો પોતાને સ્થાને સ્થીર ઉભો રહ્યો હતો; અને જેવો ગણેશગીર તેની નજીક આવ્યો કે તુરત જ તેણે તેના મસ્તકના આગલા ભાગ પર, રીવોલ્વરની નળી પકડીને જોરથી રિવોલ્વર ફટકારી, અને તુરત જ તેને પાછળ ગરદનમાંથી પકડી, તેના પગમાં આંટી ભરાવીને જમીન પર પછાડયો. ગણેશગીર બેભાન બન્યો ન હતો, પણ તે હતવીર્ય બની ગયો હતો. તે જમીન પર પડયો હતો અને રાવસાહેબે તેની સામે રીવોલ્વર તાકી હતી.

એ વખતે પોલીસના ભારે બૂટનો અવાજ દાદર પર સંભળાયો. રાવસાહેબે આ માણસના ચહેરા પરથી રૂમાલ છોડીને એક બાજુએ ફેંકી દીધો.

તેની સામે જોતાં જ્યોતિપ્રસાદે કહ્યું : 'મેં તને જોયો હોય એવું મને યાદ આવતું નથી, તથાપિ તારા સર્વાંગનું અવલોકન કરતાં એક

વાત સમજાય છે કે સફેદ સાયામાં છુપાએલા કોઇ બદમાશ ઉઠાઉ-ગીરોના સાગરીત તરીકે તું કામ કરતો હોવો જોઇએ.'

સિપાઈ આ ખંડ પાસે આવ્યો. તેને રાવસાહેબે સવાલ કર્યો: 'આ માણસને તમે પિછાનો છો ?'

સિપાઇએ જમીન પર પડેલા માનવી તરફ જોઇને કહ્યું: 'આને હું કેમ ન ઓળખું ? એ તો પાકો ભારાડી અને ગણેશગીર છે. ઘરફોડ ચોરીનો એનો ધંધો છે. અગાઉ તે જેલમાં પણ જઇ આવ્યો છે. એને એના ધંધાભાઇઓ તથા પોલીસખાતું 'ખેરૂમલ ખીસકોલી'ના નામથી ઓળખે છે. વળી જ્યારે આ મકાનના માલિક બહારગામ હતા ત્યારે પણ આ માણસ આ મકાનની આસપાસ ભટકતો જોવામાં આવતો હતો.'

'ખેરૂમલ ખીસકોલી !' રાવસાહેબે ઉચ્ચાર્યું: 'વારૂ, તને અહીં કોણે મોકલ્યો હતો ? પણ એ પ્રશ્ન પૂછવો નકામો છે. તું એનો સાચો જવાબ આપે એમ હું નથી માનતો.'

'સાહેબ ! મેં તમને કહ્યું જ છે.' ગણેશગીર બોલ્યો: 'કેટલાક દિવસથી આ મકાન ઉપર મારી નજર હતી. આ મકાનના માલિક પૈસાદાર હોઈ મને સારો તડાકો પડશે એમ હું માનતો હતો અને તેથી જ આજે મળેલી તકનો લાભ ઉઠાવવાનો મેં વિચાર કર્યો હતો.'

'અને તું મકાનના પાછળના ભાગમાં આવ્યો. ત્યાં એક સિપાઈ પહેરા ઉપર હતો. સામાન્ય રીતે તારા જેવો માણસ એવા સંયો-ગોમાં આ મકાનમાં ઘુસવાનું પસંદ ન જ કરે. તેને બદલે તેં એ સિપાઇ ઉપર આક્રમણ કરી, તેને લગભગ મૃત્યુના મુખમાં મૂકી દીધો. ત્યારબાદ આ મકાનમાં દાખલ થતાં મકાનમાલિકના નોકરની સાથે ઝપાઝપી થઇ, તેને પણ બેભાન બનાવીને બાંધી લીધો, અને એ પછી તું આ મકાનના દરેક દરેક ખંડની પદ્ધતિસર તપાસ લેવા લાગ્યો. રસોડાનાં કબાટ, ઘોડા અને રાખવાળા ખોખામાં પણ મેં તપાસ કરી જોઇ હતી ! એ બધું શા માટે ?'

ગણેશગીરે તેનો કશો જવાબ ન આપ્યો. એટલે રાવસાહેબે આગળ ચલાવ્યું : ' અને આજે સવારે તું તારી ઇચ્છિત વસ્તુની તપાસ કરવા આવેલો ત્યારે તો જમીન ઉપર પુષ્કળ રોકડ રકમ તેં પડી રહેવા દીધી હતી ! '

' આજે સવારે ! ' ખેરૂમલ ખીસકોલીના ચહેરા ઉપર ખરેખરો આશ્ચર્યનો ભાવ હતો : ' મીસ્તર ! તમને હું ઓળખતો નથી, છતાં તમારી ચાલાકી માટે મારા મનમાં માન પેદા થયું છે. તો પણ હું ભારપૂર્વક કહું છું કે તમારી એ કલ્પના ખોટી છે. આજે સવારે હું અહીં આવ્યો જ નથી. તમે કદાચ કહેશો કે હું જૂઠું બોલું છું, તથાપિ હું ફરીફરીથી કહું છું કે આજે સવારે હું અહીં હતો જ નહિ, એટલું જ નહિ પણ હું અહીં આવ્યો હતો એવું તમે કદી પણ પૂરવાર કરી શકો તેમ નથી.'

' એમ તું શા ઉપરથી કહે છે ? '

' મીસ્તર ! તમે પોલીસ ખાતાના માણસ હો એમ લાગતું નથી, એટલે હું તમને જવાબ દેવાને બંધાયેલો નથી. પરંતુ જ્યારે તમે મારી ઉપર ખોટો આક્ષેપ મૂકો છો ત્યારે તેને મારે નાસાબિત કરવો જોઇએ એમ મને લાગે છે. ' ખીસકોલીએ કહ્યું : ' ગઈ રાત્રે હું આપણા શહેરની બહાર જીનપરામાં દારૂના પીઠામાંથી નિકળી રસ્તાપર આમતેમ ડોલતો અને લથડીયાં ખાતો ચાલતો હતો. એક સિપાઇએ મને ટપાર્યો, મેં તેનો એલફેલ જવાબ આપ્યો. એટલે તે તથા બીજા માણસો મને પોલીસ ચોકી પર લઇ ગયા. પાછલી રાત અને સવારના દશ વાગ્યા સુધી તેમણે મને પોલીસ કસ્ટડીમાં રાખ્યો. પછી તેઓ મને ન્યાયાધીશ પાસે લઇ ગયા અને સાડાઅગીયાર વાગે ન્યાયાધીશ સાહેબે મારો પાંચ રૂપિયા દંડ કર્યો. એ દંડ ભરીને બાર વાગે હું છૂટો થયો. બોલો, ત્યારે મીસ્તર ! આજ સવારે હું અહીં કયાંથી આવ્યો હોઉં ? '

' વારૂ, બાર વાગ્યા પછી તારી પાસે કોણ આવ્યું હતું, આ મકાનમાં તપાસ કરવાનું કામ તને કોણે સોંપ્યું હતું, અને તારી મહેનતના બદલામાં તેણે તને કેટલી રકમ આપવાની કરી હતી ? '

ક્ષણવાર તો ખેરૂમલ આ અજાણ્યા માણસની સામે એક પ્રકારની ઘૃણાપૂર્વક જોઇ રહ્યો. છેવટે તેણે ઉચ્ચાર્યું :

'મીસ્તર ! તમે કહો છો એ વાત, એમ માનો કે એક દફે સાચી હોય, તો પણ તમારા જેવા પોલીસના બાતમીદારની પાસે હું અમારા મંડળમાંથી કોઇનું પણ નામ આપું ખરો ? મહેરબાન ! અમારા મંડળનો તમને ખ્યાલ નથી. અમારા મંડળમાં કોઇ પણ પ્રકારની લેખિત વસ્તુ હોતી જ નથી. બધું મોઢે ચાલે છે. એમ છતાં અમારા કાયદાકાનુનનો ભંગ મંડળનો કોઇ પણ સભ્ય કરતો નથી. અમારો અણલખ્યો એક એવો નિયમ છે કે મંડળના એક સભ્યે, પોતે પકડાય અથવા ગમે તેવી સ્થિતિમાં હોય તો પણ, બીજા કોઇ પણ સભ્યનું નામ ન આપવું.'

રાવસાહેબ પણ તે સમજતો હતો અને તેથી ખીસકોલીના કથનથી તેને આશ્ચર્ય થવાનું અથવા તેની ઉપર રોષે ભરાવાનું કશું પણ કારણ ન હતું.

સિપાઇએ સવાલ કર્યો : 'રાવસાહેબ ! કોઇ માણસે ખેરૂમલ ખીસકોલીને આ મકાનમાં અમુક વસ્તુની તપાસ માટે મોકલ્યો હતો એવી આપની કલ્પના છે ખરી ?'

'મારી કલ્પના નહિ, પણ ખાતરી છે.' રાવસાહેબે જણાવ્યું : 'એક માણસ સવારે આ મકાનમાં અમુક વસ્તુ મેળવવા આવ્યો હતો. તેમાં તેને નિષ્ફળતા મળવાથી તેણે એ વસ્તુની શોધ માટે જ ખેરૂમલને અહીં મોકલ્યો હતો.'

'ત્યારે સાહેબ ! બીજી વાર કોઇ ઉઠાઉગીર આ મકાનમાં ધુસશે એવી કલ્પનાથી શું આપ અત્યારે અહીં આવ્યા હતા ?' સિપાઇએ અચકાતાં રાવસાહેબને પ્રશ્ન કર્યો.

'હું તો અહીં એક બીજા જ કારણસર આવ્યો હતો, અને એ તો હું ભૂલી જ ગયો.' રાવસાહેબે સ્વીકાર્યું: 'વારૂ, તમે આ માણસને

લઇ જાઓ, અને નીચે એક ખંડમાં નિરંજનનો નોકર બંધનાવસ્થામાં પડયો છે તેને મુક્ત કરી તેની સારવાર માટે વ્યવસ્થા કરો.'

તેને એ સંબંધમાં આવશ્યક સૂચના આપીને નીચે જે ખંડમાં સવારે તે નિરંજનને મળ્યો હતો એ ખંડમાં તે ગયો. ત્યાં તેણે આવશ્યક તપાસ કરી લીધી અને પછી ટેલીફોન પર લખધીર સોલંકીના મકાનનો નંબર જોડીને કહ્યું:

'કંટકરાય !...... વારૂ, તેમને ફોન ઉપર બોલાવો.'

થોડીવારે કંટકરાયનો ઘેરો અવાજ સંભળાયો. એટલે તેણે કહ્યું: 'હા, હું જ્યોતિપ્રસાદ. નિરંજન માણીગરના મકાનમાંથી બોલું છું...હા, તમે ત્યાં કામમાં રોકાયેલા હશો, તો પણ અવકાશ મેળવીને તુરત અહીં આવો. અમુક વસ્તુ તમને બતાવવાની છે...વારૂ, હું અહીં જ છું. ખેરૂમલ ખીસકોલી પકડાયો છે......હા, તે થોડો સમય પહેલાં જ આ મકાનમાં ઘુસ્યો હતો......સાહેબજી.'

કંટકરાયના આગમનની રાહ જોતો તે એક બાબતનો વિચાર કરી રહ્યો હતો. તે કાંઇ રાજ્યનો નોકર ન હતો, પોલીસ ખાતાનો અમલદાર ન હતો, સ્વતંત્ર રીતે કામ કરતો ધંધાદારી ગુન્હાશોધક હતો. એટલે ઘણી વાર તેને પોતાની રીતે કામ કરવું પડતું. કેટલીક હકીકત તેને પોલીસથી છૂપી પણ રાખવી પડતી હતી. આ કિસ્સામાં પણ અમુક હકીકત તેણે કંટકરાયથી છુપાવી હતી, પરંતુ હવે તેને વિશ્વાસમાં લેવો જોઇએ, એ પ્રકારના વિચારની ગડભાંજ તેના મનમાં થયા કરતી હતી.

કંટકરાય આવી પહોંચ્યો. પ્રથમ તેને અહીંની અત્યારની પરિસ્થિતિથી વાકેફ કર્યા પછી જ્યોતિપ્રસાદે કહ્યું : 'લખધીરના મકાનની બારીમાંથી મારી મોટરમાં કૂદી પડનાર માનવી મારા જોવામાં આવ્યો હતો. પરંતુ તે માનવી કોણ હતો એ મેં તમને કહ્યું ન હતું. એ વખતે તેણે લેંઘો પહેર્યો હતો. તેનો નીચેનો ભાગ મારી મોટરમાં કૂદતી વખતે ભરાવાથી ફાટી જવાને કારણે તેનો કકડો મોટરમાં પડયો રહ્યો હતો. એ કકડો મારી પાસે છે એ હું તમને આપું છું. હવે તમે ઉપર

નિરંજનના સૂવાના ઓરડામાં પડેલા લેંઘાના ફાટેલા ભાગ સાથે આ કકડો મેળવી જોશો તો તે બરાબર બંધ બેસતો થઇ જશે. એ ઉપ-રથી એટલું સિદ્ધ થાય છે કે એ નિરંજન હતો.'

'પરંતુ નિરંજન એટલી મોડી રાત્રિએ લખધીરને ત્યાં શા માટે આવ્યો હશે?' કંટકરાયે આશ્ચર્ય વ્યક્ત કર્યું: 'વળી એ વખતે તેણે લેંઘો પહેર્યાનું તમે કહો છો, આજકાલ ઘણા જુવાનો રાત્રે સૂતી વખતે લેંઘો પહેરવાનું પસંદ કરે છે જ્યારે બહાર જવું હોય તો તેની ઉપર પાટલૂન પહેરી લે છે તો પછી નિરંજન પાટલૂન વગર એકલો લેંઘો પહેરીને જ શા માટે લખધીરને ત્યાં ગયો હશે?'

'એક બીજી વાત પણ મારે તમને કહેવાની છે. હું આજે સવારે અહીં આવ્યો ત્યારે નિરંજને સીગારેટની ચાંદીની નાની પેટી મારી સમક્ષ ધરી હતી. એ પેટી અહીં ટેબલ ઉપર જ પડી છે. તેની ઉપર પડી રહેલાં આંગળાંનાં નિશાન જુઓ. એ જ જાતનાં નિશાન નિરં-જનના દાંતીયા ઉપર, કબાટના બારણા પર, આ ટેબલ ઉપર, અને એમ દરેક સ્થળે તેના હાથનો સ્પર્શ થયો છે ત્યાં દેખાશે. અને......' તે તે ક્ષણવાર સ્તબ્ધ રહીને બોલ્યો: 'અને પેલો છરો આપણને મળી આવ્યો હતો તેની ઉપરનાં આંગળાંની છાપ સાથે આ સરખાવશો તો......'

તુરત જ કંટકરાયે ગજવામાંથી રૂમાલ લપેટેલો છરો કાઢી તેના ઉપરની આંગળાંની છાપ તથા સીગારેટની ચાંદીની પેટી ઉપરની તેમ જ ટેબલ અને કબાટ ઉપરની છાપો તપાસી જોઇ તો તે એક જ જાતની લાગી.

'આ બધી છાપો એક જ આંગળાંની છે.' કંટકરાયે કહ્યું: 'પરંતુ તો પછી......'

અને તેણે પુનઃ ઉચ્ચાર્યું: 'હવે હું સમજી ગયો. આજે સવારે જ તે એક યુવતીની સાથે મોટરમાં અહીંથી પસાર થઇ ગયો છે, અને અત્યારસુધી તે ક્યાં ગયો તેનો કશો પણ પત્તો લાગ્યો નથી. તેના પલાયન થવાનું કારણ હવે સમજાય છે.'

# પ્રકરણ ૧૪ મું

## પત્તો આપો

નિરંજન, મુદ્રિકા તથા નામદાર ઉર્ફે અનુભવરાયને લઈને મોટર ધસમસતી જતી હતી. અત્યારે નામદારે તેના ચહેરા પરનો રૂમાલ કાઢી નાંખ્યો હતો. તેનું મસ્તક ખૂલ્લું હતું. માથા પરના તથા દાઢીના લાંબા કાળા વાળ પવનને લીધે આમતેમ ફરકતા હતા.

સીતારામે પોતે જ નિરંજનની આસપાસ મજબૂત બંધ લીધા હતા. છતાં મુદ્રિકાએ તેની આંગળીઓ અને દાંતની મદદથી ગાંઠો છોડી નાંખી, નિરંજન બંધમુક્ત થયો, તેનાં અકડાયેલાં અંગને સ્ફુર્તિમાં લાવવાનો તેણે યત્ન કર્યો: હાથ લાંબા ટૂંકા કર્યા, શરીરને આમતેમ મરડયું, મોટરને પકડી રાખીને તે ઉભો થયો,

મોટરનો વેગ પ્રતિપળે વધતો જતો હતો, કેમ જાણે તે જમીનથી અદ્ધર ચાલતી હોય એવું લાગતું હતું. રસ્તો સાંકડો હતો, પરંતુ મજ. બૂત હાથે સ્ટીઅરિંગ વ્હીલ પકડીને નામદાર મોટર ચલાવતો હતો. મોટર ચલાવતાં વચ્ચે વચ્ચે તે કાંઈક બબડતો પણ હતો. તેના શબ્દો પાછલી બેઠકમાં ભરાયેલાં આ બેઉના સાંભળવામાં આવતા હતા.

તે બબડયો : ' બદમાશ કાલુસીંગ ! તેણે જ મારી બાજી ઉંધી વાળી ! તેણે જ તેના શાગીર્દો સાથે સીતારામના આ એકાંતસ્થાન પર હલ્લો કરેલો. મેં તેને ઝાડની પાછળ લપાએલો જોયો હતો. પરંતુ હું નિરંજનને આ સ્થળે પકડાવી મગાવવાનો છું એ ખબર તેને કેવી રીતે પડી હશે ? સીતારામ સિવાય બીજું કોઈ એ વાત જાણતું ન હતું. ત્યારે શું સીતારામે........'

સામેથી આવતા એક ગાડાવાળાને જોઈને તેણે મોટરને સંભાળીને તારવી લીધી અને તેને બાજુએથી પસાર કરી દીધી. મોટર આગળ ચાલવા લાગી.

હવે નિરંજનનું લક્ષ નામદારની બાજુમાં પડેલા સાબરશિંગ તરફ ગયું. તેની ઉપરનું નકસીકામ સ્પષ્ટપણે દેખાતું હતું. નિરંજનના દિલમાં એક અનિર્વાચ્ય આનંદ થયો.

આ સામાન્ય લાગતાં સાબરશિંગનું મૂલ્ય બે લાખનું છે એમ તેના બાપુજીએ લખ્યું હતું. તેનું ખરૂં મૂલ્ય કેટલું છે અને કેટલું નહિ એ તે જાણતો ન હતો. પરંતુ તેના બાપુજીએ તેનું જીવની પેઠે જતન કરવાનું તેને લખ્યું હતું. જે સાબરશિંગ તેની પાસેથી ઉપડી ગયાં હતાં, તે અત્યારે તેની સમીપમાં જ દેખાયાં અને તેને માત્ર એક માણસનો જ સામનો કરવાનો હતો.

'નામદાર' મોટરને વેગપૂર્વક ચલાવતો હતો. મોટર ઉભી રહે તો તેના પંજામાંથી છટકાય અને સાબરશિંગનો પણ કબજો લઇ શકાય. 'નામદાર' દેખાવમાં વૃદ્ધ, દમીયલ અને માંદલા જેવો લાગતો હતો. તે પોતાની સામે ટકી શકે એવી નિરંજનના મનમાં શંકા પણ ન હતી.

એકાએક તેની નજર 'નામદાર' તરફ ગઇ. 'નામદાર'નું લક્ષ મોટર ચલાવવામાં હતું. તેને પાછળ નજર કરવાનો અવકાશ ન હતો, એટલે પોતાની પાછળ શું ચાલી રહ્યું છે એનો તેને કશો ખ્યાલ હોય એમ જણાતું ન હતું. તેના ગજવામાં એક રિવોલ્વર હતી. નિરંજનને લાગ્યું કે એ રિવોલ્વર પોતાના હાથમાં આવે તો નામદારને તાબે કરી શકાય.

અને નિરંજન તત્કાળ ઉભો થયો. તેણે એક હાથે આગલી બેઠકની પીઠનો ભાગ પકડી રાખ્યો, બીજે હાથે 'નામદાર'ની રિવોલ્વર પર ઝડપ મારી. રિવોલ્વર તેના હાથમાં આવી ગઇ. બીજી જ ક્ષણે એ રિવોલ્વરની નળી 'નામદાર'ની પીઠમાં દબાવીને તેણે કહ્યું :

'નામદાર ! જો તું તારો જાન બચાવવા ચાહતો હોય તો મોટરને ડાબી બાજુએ લઇ જઈ, બ્રેક દબાવીને ઉભી રાખ !'

'જો ન ઉભી રાખું તો ?'

'તો આ રિવોલ્વરમાંથી છૂટેલી ગોળી તને મોટર ચલાવતો અટકાવી દેશે.' નિરંજન બોલ્યો.

'એ ગોળી જો મને અટકાવશે તો પછી આ મોટરને કોણ અટકાવશે?' 'નામદાર' પાછળ જોયા વગર જ બોલ્યો: 'તને ખૂબ મજબૂત બાંધવામાં આવ્યો હતો. એમાંથી તું કેવી રીતે મુક્ત થઇ શકયો તે હું સમજી શકતો નથી. પરંતુ તું બંધનમુક્ત થયો અને મારી રિવોલ્વર તારા હાથમાં આવી ગઇ એથી તું નિશ્ચિંત બની ગયો છે એમ ન માનીશ.

'જો તું કદાચ મારી ઉપર આક્રમણ કરીશ, રિવોલ્વરની ગોળીથી મને ઠાર કરીશ, તો પણ તત્કાળ તું સ્ટીઅરિંગ વ્હીલનો કબજો લઇ શકવાનો નથી. અત્યારે મોટર એક કલાકના લગભગ એંશી માઇલના વેગથી દોડે છે. એટલે મારા હાથ સ્ટીઅરિંગ વ્હીલ પરથી છટકશે તો તેનું પરિણામ શું આવશે એ તું જાણે છે? મોટર એકાદા ઝાડ કે વાડની સાથે અથડાશે, કદાચ એકાદા ખાડામાં ઉંધી વળી જશે. તેમાં મને મારી તથા તારી બહુ ચિંતા નથી. પરંતુ વિચાર કર, આપણી સાથે એક નિર્દોષ કુમારી છે! તેની શી દશા થશે તેનો તું ખ્યાલ કરી લે અને પછી ખુશીથી તારી રિવોલ્વરનો ઉપયોગ કરજે.'

નિરંજનને પણ આ માણસની વિચારસરણીમાં વજૂદ લાગ્યું. છતાં કોઇ પણ રીતે તેના પંજામાંથી છટકવું જોઇએ એમ તો તેને થતું જ હતું. ત્યારે હવે શું કરવું? એક વિચાર તેના મનમાં સ્ફુર્યો. મોટરના મીટર સામે તેણે નજર કરી. કાંટો એંશી માઇલ ઉપર ધ્રૂજતો હતો.

અને એકાએક આગલી બેઠક તરફ વળીને તેણે હાથ વડે બ્રેક ખેંચી. એથી મોટરને જોરથી આંચકો લાગ્યો, 'નામદાર'ના હાથમાંથી સ્ટીઅરિંગ વ્હીલ છટકયું. મોટરની બ્રેક ખેંચતાની સાથે જ નિરંજને પોતાના સમગ્ર બળપૂર્વક એક હાથે મુદ્રિકાને ઉપાડી અને તેને બાજુમાં ઉગેલા લીલા ઘાસ તરફ ફેંકી—બીજી જ ક્ષણે પોતે પણ એ બાજુએ કૂદકો માર્યો. તે ફૂટબોલની માફક ઉંચે ઉછળીને જમીન પર પડયો. તેણે કૂદકો માર્યો એ વખતે બે વસ્તુઓ તેની નજરે પડી: એક તો

સ્ટીઅરિંગ વ્હીલ હાથમાંથી છટકવાને લીધે તથા કદાચ પાછળથી પોતાની પીઠમાં રિવોલ્વરમાંથી છૂટેલી ગોળી પેસી જશે એ બીકને લીધે 'નામદારે' પણ તેની માફક મોટરમાંથી કૂદકો માર્યો હતો અને સ્ટીઅરિંગ વ્હીલ ઉપરના કાબૂને અભાવે લથડિયાં ખાતી મોટર પણ ઉછળીને એક બાજુએ પડી. તેની સાથે તેની અંદરનાં બેઉ સાબરશિંગ મોટરમાંથી એક તરફ ઉડી પડયાં.

ક્ષણભર તો નિરંજનને આ બધું સ્વપ્ના જેવું લાગ્યું. પરંતુ તે થોડી વારમાં જ સ્વસ્થ બની ગયો. જો કે તેના ડાબા પગને ઈજા થઈ હોય એમ લાગતું હતું, કેમકે એ પગને હલાવતાં દુઃખાવો થતો હતો.

તેણે ઉંચો થવાનો યત્ન કર્યો તો પોતાનાથી થોડે જ દૂર નાના નાના છોડની વચ્ચે અર્ધ દટાયેલાં સાબરશિંગ દેખાયાં. તેનાથી થોડા અંતર પર મોટર પડી હતી. તેમાંથી કૂદી પડેલો 'નામદાર' ધીમે ધીમે ચાલતો એ મોટરની પાસે આવીને ખાંખાં ખોળા કરતો દેખાયો. તેના મસ્તક અને દાઢીના વાળ નિકળી ગયા હતા. એવામાં રસ્તા પર કોઇ માણસો આવતા દેખાવાથી તે મોટર પાસેથી રવાના થઈ ગયો અને બાજુમાં ખેતરમાં થઇને ઉતાવળે પગલે ચાલ્યો જતો દેખાયો. આ વખતે એ માણસનો મસ્તકના તથા દાઢીના વાળ વગરનો ચહેરો નિરંજનની નજરે પડયો અને તે એના સ્મરણપટ ઉપર બરાબર છપાઇ ગયો.

હવે નિરંજનનું લક્ષ સાબરશિંગ તરફ ગયું. તેણે ઉભા થવાનો યત્ન કર્યો, તેના ડાબા પગે સોજો ચડયો હતો. એથી લંગડાતો લંગ-ડાતો તે પરાણે સાબરશિંગ પડયાં હતાં એ સ્થળે જવા લાગ્યો. તેના લમણા પાસે હાથ જતાં ગરમ લાગ્યું, આંગળાં લોહીવાળાં દેખાયાં, ત્યાં પાછળથી અવાજ આવ્યોઃ 'નિરંજન? તમે પણ ભારે કરી! પરંતુ આ શું? તમારા લમણા પર ફૂટ થઈ છે!'

અને મુદ્રિકાએ તત્કાળ ગજવામાંથી ગુલાબી ફૂલ ભરેલો સફેદ રૂમાલ કાઢી જોરથી કસકસાવીને બાંધી દીધો. એથી તેના કપાળનો આંખો

સુધીનો ભાગ ઢંકાઇ ગયો. પછી તેનું લક્ષ નિરંજનના પગ તરફ ગયું. 'તમારો પગ મરડાયો લાગે છે ! હાડકું ભાંગ્યું તો નથી ને ?'

'એ તો જે હશે તેની પાછળથી ખબર પડશે. અત્યારે તો આપણે પેલાં સાબરશિંગ હાથ કરી લઇએ.' નિરંજન મુદ્રિકાના ખભા પર હાથ રાખીને લંગડાતો લંગડાતો એ તરફ ચાલ્યો.

મુદ્રિકાએ તેની પીઠ પાછળ હાથ રાખ્યો હતો. બેઉને પરસ્પરનો સ્પર્શ થવાથી બેઉનાં શરીરમાં ઝણઝણાટી વ્યાપી રહી. આ કદાવર અને મજબૂત બાંધાના સોહામણા યુવકની હિંમત અને સાહસ પર મુદ્રિકા આફ્રીન બની ગઇ હતી; અને મુદ્રિકા એક સ્ત્રી હોવા છતાં તેનું ધૈર્ય અને હિંમત જોઇને નિરંજનના દિલમાં પણ તેને માટે પ્રેમોદ્-ભવ થઇ ચૂકયો હતો.

આવી યુવતી પોતાને પત્ની તરીકે મળી હોય તો લેશ પણ ડર સિવાય ગમે તેવા સાહસમાં તે સાથ પુરાવે ખરી, એમ નિરંજનના દિલને થયું.

'નામદાર પલાયન થઇ ગયો !' નિરંજને કહ્યું : 'પણ મારાં ગૂમ થયેલાં સાબરશિંગ પુનઃ મારા કબ્જામાં આવ્યાં, એ હું મારું પરમ ભાગ્ય સમજું છું.' તેમણે બેઉએ એકેક સાબરશિંગ ઉપાડયું. દરેકનું વજન લગભગ સાત શેરથી વધારે હતું.

તેમણે મોટરની સામે જોયું તો મોટર ભડભડાટ સળગી રહી હતી. નિરંજને કહ્યું: 'હવે આપણે અહીંથી દૂર ચાલ્યાં જઇએ તો સારૂં. નહિતર આ મોટરને સળગતી જોઇને નજીકના ગામડામાંથી પોલીસ કે મુખી પટેલનો માણસ આવી ચડશે તો નાહકની ઉપાધિ થશે.'

'એમાં ઉપાધિ શાની?' મુદ્રિકાએ કહ્યું: 'આપણે તેને 'નામદાર'ની હકીકત જણાવીને તેનો પિછો લેવાનું સૂચવીશું.'

'નહિ, મારા બાપુજીનું ખાસ ફરમાન છે કે આ સાબરશિંગના કિસ્સામાં મારે પોલીસની બિલકુલ સહાય લેવાની નથી. એટલે જેમ બને તેમ પોલીસથી તો આપણે દૂર જ રહેવાનું છે.'

'જેવી તમારી મરજી!' અને બેઉ જણાં રાજમાર્ગ પર ચાલવા લાગ્યાં. એટલામાં તેમની પાછળથી એક મોટરબસ આવતી દેખાઇ. બેઉ જણાં રસ્તાની વચ્ચે ઉભાં રહ્યાં. મુદ્રિકાએ હાથ ઉંચા કરીને મોટરબસને અટકવાનું સૂચન કર્યું.

તેમની નજીક આવતાં બસ અટકી ગઈ. મુદ્રિકાએ કહ્યું : 'હું તથા મારા પતિ મોટરમાં જતાં હતાં ત્યાં અકસ્માતથી મોટર ઉથલી પડી, તેને આગ લાગી, મારા પતિના પગે તથા માથે ઇજા થઇ છે: અને અમારે આનંદપુર જવું છે, એટલે તમે મહેરબાની કરીને તમારી મોટરબસમાં અમને લઇ જાઓ.'

મુદ્રિકાનો આકર્ષક અને પ્રભાવશાળી દેખાવ, તેમની અત્યારની પરિસ્થિતિ અને કાંઇક મોટરબસ હાંકનારની ભલમનસાઇને લીધે હાંકનારે જણાવ્યું : 'આ બસ તો ચંદ્રનગર જાય છે. પરંતુ રસ્તામાં રાણીપુર આવશે. ત્યાંથી તમને આનંદપુર તરફ જતી મોટરબસ મળશે. ચાલો, બેસી જાઓ. હું રાણીપુર સુધી તમને લઇ જઇશ.'

બેઉ જણાં પાછળ જઇને બસની અંદર દાખલ થયાં. બસની અંદર અત્યારે પાંચ માણસો હતા. બેઉ જણાં પાછળની બેઠક પર બેઠાં. મુદ્રિકાએ પૈસા આપી કંડકટર પાસેથી રાણીપુરની બે ટીકીટો લીધી. બસ ચાલૂ થઇ. તેમનાથી આગળની બે બેઠક છોડીને તેની આગળ બેઠેલા માણસના હાથમાં એક અખબાર હતું. તેના પહેલા પાના ઉપર મુદ્રિકાની નજર ગઇ. તેણે નિરંજનનો હાથ દબાવ્યો. બેઉ જણાં મુખપૃષ્ઠ ઉપરનો એક ફકરો વાંચવા લાગ્યાં :

## 'પત્તો આપો

## 'આ માણસ કયે સ્થળે તમારા જોવામાં આવ્યો છે?'

આ મથાળાની નીચે ફોટો આપ્યો હતો. તેની નીચે નિરંજન આણીગરનું નામ હતું. આ ફોટાનો બ્લોક બરાબર ન હોય કિંવા અખબાર

છાપનારૂં મશીન ખરાબ હોય-એ તો જે હોય તે હોય-પણ ફોટો ડાઘાડુઘીવાળો અને અસ્પષ્ટ હતો. તેની બાજુમાં તેના દેખાવ તથા પોષાકનું વર્ણન વિગતે આપવામાં આવ્યું હતું અને ચંદ્રનગરમાં મહેતાબ સ્ટ્રીટમાં રહેતા લખધીર સોલંકીનું ગઇ રાત્રે ખૂન થયું છે, એ કેસમાં ચંદ્રનગરની પોલીસને નિરંજનની ખાસ જરૂર હોઇ, નિરંજને પોતે જ્યાં હોય ત્યાંથી પોલીસ કચેરીમાં હાજર થવું, અથવા તો જો આ અખબારના કોઇ પણ વાચકની નજરે આ માણસ પડે તો તેણે વિનાવિલંબે નજીકની પોલીસચોકી પર તેની બાતમી આપવી, એવું જણાવવામાં આવ્યું હતું.



# પ્રકરણ ૧૫ મું

## કૃષ્ણકુટિરમાં

**નિરંજન** મુદ્રિકાના કાન પાસે મુખ લઈ જઇને ધીમે સ્વરે બોલ્યો : 'તેં વાંચ્યું ને ? કહે, ત્યારે હવે પોલીસની મદદ મેળવવાનો વિચાર સરખો પણ મારાથી થઇ શકે તેમ છે ? આ લખાણ પરથી સમજાય છે કે પોલીસ તો મને જ લખધીરનો ખૂની માની લે છે. કેટલીક વાર અકલ્પનીય વસ્તુ પણ સાંયોગિક પુરાવાને આધારે કેટલી જોરદાર બને છે તેનું આજે મને પ્રત્યક્ષ દર્શન થાય છે.'

'નિરંજન ! તમે અત્યારે આ વાત જવા દો. કોઇના સાંભળ-વામાં આવશે તો આપણે વધારે આફતમાં આવી પડીશું.'

'બરાબર છે.' નિરંજને સ્વીકાર્યું : 'પરંતુ આ ઉપરથી એક વાત સિદ્ધ થાય છે કે પોલીસતંત્ર ખરા ગુન્હેગારને શોધી કાઢવા

કરતાં તદ્દન નિર્દોષ માનવીને પણ ગુન્હેગાર ઠરાવી પોતાનું વર્ચસ્વ સાબિત કરવાનો યત્ન કરે છે.'

એ વખતે આ બસનો કન્ડકટર તેમની પાસે આવ્યો. તે આ યુગલને ઉદ્દેશીને બોલ્યો : 'તમારે આનંદપુર જવાનું છે, ખરૂં ? આ બસ ચંદ્રનગર જાય છે. વચ્ચે રાણીપુર ગામ આવે છે. ત્યાં અકલપુર અને આનંદપુરની વચ્ચે દોડતી બસ તમને મળી આવશે.' અને તેણે ઉમેર્યું : 'આ ભાઇને મસ્તક પર વધુ પડતો જખમ થયો લાગે છે.'

'હા, એ મારા પતિ છે.' મુદ્રિકા બરાબર વેશ ભજવવા માગતી હતી: 'તમે તમારો રૂમાલ આપી શકશો ? બીજો રૂમાલ એમના માથા પર બાંધું તો લોહી વહેતું અટકી જાય. પછી આનંદપુર પહોંચીને દવાખાનાની સારવાર મેળવી શકીશું.'

કન્ડકટરે તેના ગજવામાંથી રૂમાલ કાઢીને આપ્યો. મુદ્રિકાએ એક રૂમાલ તો નિરંજનના કપાળની આસપાસ બાંધ્યો હતો. આ બીજો રૂમાલ એવી રીતે તેની ઉપર બાંધ્યો કે નિરંજનના માથાનો કેટલોક ભાગ પણ ઢંકાઇ ગયો. તે ક્ષણભર તેની સામે જોઈ રહી. પછી તેણે આગળની બેઠક પર બેઠેલા માણસના હાથમાં રહેલા અખબાર તરફ દૃષ્ટિ ફેંકી.

કન્ડકટર રૂમાલ આપીને ચાલ્યો ગયો. મુદ્રિકા મંદ રવે બોલી : 'હવે બનતાં સુધી તો તમને કોઇ ઓળખી શકશે નહિ !'

પ્રતિ પળે નિરંજનના દિલમાં મુદ્રિકા માટે વધુ સદ્ભાવ અને પ્રેમ ઉપરાંત એક અનિર્વચનીય લાગણી પેદા થઇ રહી હતી. તેણે આભારપૂર્ણ અવાજે કહ્યું : 'તારી હિંમત, સહાસિકતા અને સમય-સૂચકતા જોઇને મારૂં દિલ કોઈ અજબ ઉછાળા મારી રહ્યું છે. મને એમ થાય છે કે મારા જેવો વિકરાળ જંગલોનો પ્રવાસ ખેડનાર માણસ તારા જેવી પત્ની પ્રાપ્ત કરવાને ભાગ્યવંત બને તો તેનું જીવન જરૂર સફળ બની જાય.' અને તે મંદ મંદ સ્મિત કરતો કામુક દૃષ્ટિથી મુદ્રિકાની સામે જોઇ રહ્યો.

મુદ્રિકાનાં નયનો પણ એક પ્રકારનું અનેરૂં નૃત્ય કરી રહ્યાં હતાં. તેણે સ્મિત કર્યું અને ઉચ્ચાર્યું : ' નિરંજન ! જરીક આપણાં વસ્ત્રોનો, આપણા દેખાવનો, આ સ્થાનનો અને અત્યારના સંયોગનો તો વિચાર કરો ! આ કોઈ સુંદર ઉપવન નથી, આ કોઈ ગાઢ લતાથી છવાયેલ શીતળ કુંજ નથી. અત્યારે કાંઈ સંવનનનો કિંવા પ્રેમ પ્રકટ કરવાનો સમય નથી. '

અચાનક આગળ બેઠેલા માણસે અખબાર બંધ કરી, તેને બાજુમાં મૂકીને પાછળ દૃષ્ટિ કરી. નિરંજન અને મુદ્રિકા ચમક્યાં. તે ક્ષણભર આ યુગલની સામે જોઈ રહ્યો. નિરંજનને લાગ્યું કે હમણાં આ માણસ બૂમ મારશે અને પોતાને પકડવાનું સૂચવશે.

પણ એવું કશું ન બન્યું. તેને બદલે એ માનવી સ્ત્રીસંમાનના ભાવ-પૂર્વક બોલ્યો: 'બ્હેન ! તમે કોઈ અકસ્માતમાં સપડાયેલાં લાગો છો !'

' હા, હું તથા મારા પતિ અમારા એક સ્નેહીને મળવા ગયેલાં, ત્યાંથી અમારી મોટરમાં પાછાં ફરતાં હતાં ત્યાં રસ્તો વળાંક લેતો હતો. એક તો વળાંક, વળી રસ્તો સાંકડો અને તેમાં એક બાજુએ ગાય તથા બીજી બાજુએ મોર ! ન જવાય આમ કે ન ફરાય તેમ ! મોટરનું હોર્ન વગાડવાથી ગાય ભડકે અને આડી આવે તો ? એથી મારા પતિએ તે બેઉ પ્રાણીઓને બચાવી લેવાને માટે મોટરને જોરથી બ્રેક લગાવી. પરંતુ તેનું પરિણામ વિપરીત આવ્યું. સીતેર માઈલની ઝડ-પથી ચાલતી મોટર અચાનક લાગેલી બ્રેકને કારણે ઉછળીને એક ઝાડ સાથે અથડાઈ અને બાજુના ખાડામાં ઉડી પડી. સદ્‌ભાગ્યે હું તથા મારા પતિ તેની અંદરથી બાજુની ઘાસવાળી જમીન પર ફેંકાવાને લીધે આટલી ઇજા પામીને બચી ગયાં. બાકી જો અમે મોટરની અંદર જ રહ્યાં હોત તો તેની ટાંકી તૂટવાથી વેરાયેલા પેટ્રોલને અંગે સળગી ઉઠેલી મોટરની સાથે જ અમે ભસ્મિભૂત બની ગયાં હોત.'

પેલા માણસને આ રોમાંચક વર્ણનથી આ યુવાન જોડા માટે દિલસોજીની લાગણી ઉદ્‌ભવી. તેણે તેનો રૂમાલ આપતાં કહ્યું: 'બ્હેન !

તમારા કપાળમાં પણ ફૂટ થઇ લાગે છે. હજી થોડું થોડું લોહી વહે છે. લ્યો, આ રૂમાલ બાંધી દો.'

મુદ્રિકાએ રૂમાલ લીધો, તેનો આભાર માન્યો અને એ રૂમાલ પોતાના કપાળ પર બાંધી દીધો.

રાણીપુર આવતાં બેઉ જણાં આ બસમાંથી સાબરશિંગ સાથે ઉતરી ગયાં. થોડી વારે અકલપુરથી આનંદપુર તરફ જતી બસ આવી. તેમાં તેઓ દાખલ થયાં. સાબરશીંગોને નીચે મૂકી દીધાં. તેમનો વિચિત્ર દેખાવ જોઇને બધા પેસેન્જરો તેમની સામે જોઇ રહ્યા. પોતાને કોઇ ઓળખી જશે તો, એવી ભીતિ નિરંજનના મનમાં દરેક પળે રહ્યા કરતી હતી.

તેમની પાસે ટીકીટ આપવા આવનાર કન્ડકટરે તેમની આવી સ્થિતિ જોઇને સ્વાભાવિક રીતે જ દિલસોજીના ભાવપૂર્વક તેના કારણની પૃચ્છા કરી, અને નિરંજન બોલવા જતો હતો, પરંતુ તેને બોલવા નહિ દેતાં મુદ્રિકાએ જે કથા પહેલી મોટરબસના હાંકનાર તથા કંડકટરને કહી હતી તે જ કથા આ કંડકટરને એ જ સ્વરૂપમાં સંભળાવી.

તેની તરફ વિશેષ દિલસોજી દર્શાવતો કંડકટર બોલ્યો : 'આજે તમે એકલાં જ મોટર અકસ્માતમાં સપડાયાં છો એવું કાંઇ નથી. આનંદપુર તરફથી અમારી બસ આ તરફ આવતી હતી ત્યારે પણ રસ્તામાં આનંદપુરની આ બાજુએ ત્રણેક માઇલ દૂર રસ્તા ઉપર મોટર અકસ્માત મારા જોવામાં આવ્યો હતો. બે મોટરો એકબીજીની ઉપર ચડી ગઇ હતી. એક નાની બેબીકાર એક બાજુએ પડી હતી. એટલું જ માત્ર નહિ પરંતુ તેમાં કોઇ બદમાશ ટોળીનો હાથ હોવાનું પણ મારા જાણવામાં આવ્યું હતું, અને એ લોકો તમારા જેવાં જ એક યુવક તથા એક યુવતીને તેમની મોટરમાં ઉપાડી ગયાં હતાં.'

કન્ડકટરના પ્રસ્તુત શબ્દો સાંભળીને આ બેઉ જણાં પરસ્પરની સામે અર્થપૂર્ણ દૃષ્ટિથી જોઇ રહ્યાં. મુદ્રિકા કન્ડકટરની પાસેથી કાંઇક

વિશેષ માહિતી મેળવવાના ઉદ્દેશથી બોલીઃ 'આ બધું તમારા જાણુ-વામાં કેવી રીતે આવ્યું ?'

'હજી પણુ પોલીસના માણસો ત્યાં જ છે; અને ચંદ્રનગરથી ઇન્સ્પેક્ટર કંટકરાય તથા ખાનગી ગુન્હાશોધક રાવસાહેબ જ્યોતિપ્રસાદ પણુ એ સ્થળે આવેલા છે. ત્યાં જ્યારે અકસ્માત બનેલો ત્યારે એક ઘાસ ભરેલું ગાડું આવી ચડયું હતું. તેના ગાડાવાળાને બદમાશો ગાડાના પૈડા સાથે બાંધીને પલાયન થઇ ગયા હતા. એ ગાડાવાળાએ ઇન્સ્પેકટર સાહેબને બદમાશોની ટોળીની તથા એ સ્થળે થયેલા ગોળીબારની અને બદમાશો એ જણાંને ઉપાડીને પલાયન થઇ ગયાની હકીકત જણાવી હતી.'

અને પછી તેણે પૂછ્યું: 'તમારે કયાંની ટીકીટ જોઇએ છે?'

'આનંદપુરની.' મુદ્રિકાએ કહ્યું અને ગજવામાંથી નાનું પાકીટ કાઢી, તેમાંથી એક રૂપિયો કન્ડકટરને આપ્યો.

કન્ડકટરે બે ટીકીટો તથા વધારાના પૈસા આપતાં કહ્યું: 'આ મોટર આનંદપુરથી અર્ધો માઇલ દૂર રસ્તાપર સ્ટેન્ડ છે ત્યાં ઉભી રહે છે. એ સ્થળેથી ગામ સુધી તમારે ચાલતાં જવું પડશે.'

'કાંઇ હરકત નહિ. અમે ત્યાંથી ચાલતાં જઇ શકીશું.' મુદ્રિકાએ ટીકીટો ગજવામાં સેરવતાં કહ્યું.

આ બધો સમય નિરંજન મૌન બની ગયો હતો. મુદ્રિકાનું કૌશલ્ય તેના દિલની તારીફને વધુ ને વધુ આકર્ષતું હતું. કન્ડકટર બીજા ઉતારૂઓને ટીકીટ આપવાને માટે ગયો. નિરંજને આસપાસ દૃષ્ટિ કરી. તેમની નજીકમાં કોઇ બેઠું ન હતું. તે ધીમા સ્વરે બોલ્યોઃ એ સ્થળે પણુ રાવસાહેબ આવી પહોંચ્યો લાગે છે ! એ માણુસ પણુ કોઇ સર્વવ્યાપી જેવો છે. તેના સંબંધમાં હું જે કાંઇ જાણું છું તે ઉપરથી કહી શકાય કે તે એક વાર જે બાબતની પાછળ પડયો તેનો અંત લાવ્યા વગર તેને છોડતો નથી.'

મુદ્રિકા થોડો સમય વિચારગ્રસ્ત બની ગઇ. પછી તેણે કહ્યું: 'નિરંજન ! તમે કહો છો કે તમે લખધીર સોલંકીનું ખૂન કર્યું નથી,

પરંતુ માત્ર સાંયોગિક પુરાવાને કારણે જ પોલીસ તમારી ઉપર શક લઇ જાય છે. બનવાજોગ છે કે પેલી છરી તેમને મળી આવી હશે, અને લખધીરના મકાન પાસેથી રાવસાહેબની મોટરમાં તમે જ છટકી ગયા હતા, એ તો રાવસાહેબના જાણવામાં આવી ગયું છે. તો હવે તમે રાવસાહેબ જ્યોતિપ્રસાદને મળો. તેને આદિથી અત્યારસુધીની તમામ હકીકત જણાવો. એટલે હું માનું છું કે તમને નિર્દોષ ઠરાવવામાં તે મદદગાર બનશે અને ઉઠાઉગીર આલમના 'નામદાર'ને સપડાવી, ખરા ખૂનીનો પત્તો પણ મેળવશે.'

'નહિ, મારા બાપુજીનું ફરમાન છે કે સાબરશિંગના કિસ્સામાં મારે પોલીસની મદદ લેવી નહિ અને......'

'પણ રાવસાહેબ તો ખાનગી ગુન્હાશોધક છે.'

'છતાં આ કેસમાં તે પોલીસની સાથે સામેલ છે.' નિરંજને જણાવ્યું : 'વળી જગતપ્રસાદ કાકા પણ મારા વર્તનનું સમર્થન કરશે. અને એ બદમાશ 'નામદાર' તથા સીતારામની સાથે તો હું જ ભરી પીવા માગું છું. તેઓ હજી આપણો પિછો લીધા વગર રહેવાના નથી. એટલે ફરીથી પ્રસંગ આવતાં હું તેમને જોઇ લઇશ. બાકી વિલોચન માણીગરનો દીકરો તેના પિતાના ફરમાનનું તો કદી પણ ઉલ્લંઘન નહિ જ કરે.'

એ રીતે તેઓ વાતો કરતાં હતાં ત્યાં જે સ્થળે તેમને સીતારામ તથા તેના માણસોએ સપડાવેલાં એ અકસ્માતવાળા સ્થળ પાસે મોટરબસ આવી લાગી. અહીં સ્ટેન્ડ હતું. નજીકનાં બે–ત્રણ ગામડાંના માણસો અહીંથી બસમાં બેસતાં હતાં. એટલે બસ ઉભી રહેતી.

હજુ પણ અહીં પોલીસના માણસો હતા. તેમાં એક ઉંચો અને પડછંદ માનવી નિરંજનની નજરે પડયો. તેણે તુરત જ પોતાનું મ્હોં બારી પાસેથી ફેરવી લીધું અને ધીમેથી મુદ્રિકાને કહ્યું : 'જો પેલો ઉંચો માણસ પીળી મોટરની બાજુમાં ઉભો છે તે જ રાવસાહેબ જ્યોતિ

પ્રસાદ. તે જે યુવાન સાથે વાત કરે છે એ તેનો મદદનીશ અરૂણુ છે. હું એ બેઉને પિછાનું છું.'

મુદ્રિકાએ આ બેઉ ગુન્હાશોધકોનું અવલોકન કરી લીધું. નિરંજનનાં નેણુ સુધીનું કપાળ ઢાંકેલું હતું. તેનું મસ્તક પણુ બીજા રૂમાલથી લગભગ ઢંકાયા જેવું હતું. છતાં તેના મનમાં ભય રહેતો હતો કે જો જ્યોતિપ્રસાદની નજર તેની તરફ ગઇ હશે તો તે પિછાન્યા વગર રહેશે નહિ. એટલે કયારે મોટરબસ અહીંથી ઉપડે, એવું તેને થતું હતું. પરંતુ કન્ડકટર નીચે ઉતર્યો અને વધુ માહિતી મેળવવાની ઇન્તેજારીને પોષવાને માટે એક સિપાઇની સાથે વાતો કરવા લાગ્યો.

નિરંજનને ક્ષણે ક્ષણે થયા કરતું હતું, કે હમણાં રાવસાહેબ કોઇ સિપાઇની સાથે બસમાં દાખલ થઇ, પોતાને ગિરફતાર કરાવશે.' તેના હૃદયની ગતિનો વેગ વધી ગયો હતો. તે પુનઃ પુનઃ જ્યોતિપ્રસાદની હિલચાલ તરફ નજર ફેંકતો હતો.

પરંતુ જ્યોતિપ્રસાદે તેને ગિરફતાર કરવાનો કશો યત્ન કર્યો નહિ. કન્ડકટર મોટરબસમાં દાખલ થયો. તેણે દોરી ખેંચી, ઘંટડીના બે અવાજ કર્યા અને બસ ચાલૂ થઇ.

અને પછી થોડી મીનિટોમાં જ તેઓ આનંદપુર ગામના સ્ટેન્ડ પાસે આવી પહોંચ્યાં. બેઉ જણાં સાબરશિંગ ઉપાડીને બસમાંથી નીચે ઉતર્યાં. તેમને લાગ્યું કે કોઇનું ખાસ લક્ષ ખેંચાયું નથી. છતાં નિરંજનના મનમાં શંકા રહ્યા કરતી હતી. બસ ઉપડી ગયા પછી તેણે ચોતરફ નજર ફેરવી લીધી. રસ્તામાં નિર્જનતા હતી.

આનંદપુર ગામને એક બાજુએ રાખીને ખેતરોની વચ્ચે થઇને તેઓ 'કૃષ્ણુકુટિર' તરફ જવા લાગ્યાં. બેઉ બાજુએ ઉંચી દાંડલીયા થોરની વાડ હતી. વૃક્ષો પણુ પુષ્કળ હતાં. થોડે દૂર જતાં એક માણુસ વૃક્ષોની પાછળ નાની પગથી ઉપર ચાલતો તેમની નજરે પડયો. આ માણુસનો દેખાવ ગામડીયા ખેડુત કિંવા મજૂર જેવો

લાગતો ન હતો. તેણે શહેરી યુવાનને શોભે તેવાં વસ્ત્રો પહેર્યાં હતાં. આ માણસ કોણ હશે ? તેનો હેતુ શો હશે ? તે કોઇ ઉઠાઉગીર વર્ગનો હશે ? જાસુસી કાર્ય કરતો હશે ? એ પ્રશ્નો વિષેની ચર્ચા તેમની વચ્ચે થવા લાગી.

બીજો સમય હોત તો નિરંજન દોડતો એ માણસની પાસે પહોંચ્યો હોત અને તેને મળીને તે કોણ છે એ વિષે નક્કી કરવાનો તેણે યત્ન કર્યો હોત. પરંતુ અત્યારે તે પગે લંગડાતો હતો. તેણે બેઉ સાબરશિંગને ખભા ઉપર ઉપાડયાં હતાં. તેની ઉપર લખધીર સોલંકીના ખૂનનો શક હતો. પોલીસ તેનો પત્તો મેળવવા મથતી હતી. એટલે આ કોઇ અજાણ્યો વટેમાર્ગુ હોય તો તેને પોતાની ઉપર નિરર્થક શંકા આવવા ન દેવી, એ વિચારથી તેની તરફ વિશેષ લક્ષ નહિ આપતાં તેઓ બની શકતી ઉતાવળથી 'કૃષ્ણકુટિર' તરફ પગ ઉપાડવા લાગ્યાં.

અધા કલાકમાં તેઓ નિર્દિષ્ટ સ્થળે પહોંચી ગયાં. અહીં આસપાસમાં કોઇ નજરે પડતું ન હતું. એટલે તેમને દેખાયેલો માણસ કોઇ સામાન્ય વટેમાર્ગુ હોવાનું તેમણે માની લીધું.

'કૃષ્ણકુટિર' એ માળાનું બંગલા રોકું મકાન હતું. તેની ફરતો વિશાળ બગીચો હતો. એ બગીચાની ફરતી ચૂનાના પ્લાસ્ટરવાળી ઇંટની દીવાલ હતી.

મુદ્રિકાએ કહ્યું : 'અત્યારના સંયોગોમાં અને આ સ્થિતિમાં તમને બંગલામાં લઇ જવાનું મને યોગ્ય લાગતું નથી. જુઓ, આ ખૂણા આગળ દીવાલ કુદાવીને બગીચામાં છુપાઇ રહો. બગીચામાં વૃક્ષઘટા પુષ્કળ હોઇ, તમારા વિષે કોઇને કશી શંકા નહિ આવે.'

નિરંજને મુદ્રિકાની સૂચનાનો તત્કાળ અમલ કર્યો. દીવાલ બહુ ઉંચી ન હતી. તે બગીચામાં ઉતરી પડયો. પછી મુદ્રિકા તેને સાબરશિંગ આપતી બોલી: 'હવે હું બંગલામાં જઇ, તમે એકાદા ખંડમાં છૂપી રીતે રહી શકો એવી વ્યવસ્થા કરૂં છું. સાંજના પાંચ વાગ્યા છે.

અંધારૂં થયા પછી હું અહીં આવીશ. અને તમે કોઇ માણુસની નજરે ન પડો એવી રીતે હું તમને બંગલામાં લઇ જઇશ.'

એટલું કહીને તે બગીચાના પ્રવેશદ્વાર તરફ ચાલી ગઇ. બંગલામાં દાખલ થઇને તે તેના પિતાના ઓરડા પાસે ગઇ. તેણે બારણા પર અવાજ કર્યો, બૂમ પાડી, પરંતુ અંદરથી કશો જવાબ ન મળ્યો. તેણે અનુમાન કર્યું કે બાપુજી સૂઇ ગયા હશે. ઘણી વાર તે સાંજના છ વાગ્યા સુધી સૂઇ રહેતા. એટલે તેમને નિદ્રામાંથી જગાડવાનું તેને યોગ્ય ન લાગ્યું.

હવે પ્રથમ તો નિરંજનને માટે કોઈ ગુપ્ત સ્થાનની વ્યવસ્થા કરવાનો તેણે વિચાર કર્યો. આ બંગલો જૂના વખતનો, બે માળનો તથા વિશાળ હતો. વિલોચનરાયે ખરીદ્યા પછી, તેમાં કેટલોક સુધારો વધારો કરાવ્યો હતો. બંગલામાં પુષ્કળ ઓરડા હતા. જગતપ્રસાદ તો તેમાંથી અમુક ઓરડાઓનો જ ઉપયોગ કરતા હતા. બાકીના અમુક ઓરડા ખાલી હતા, અને અમુકમાં ઘરવખરીનો વધારાનો પરચુરણ સામાન પડયો રહેતો હતો.

ઉપલે માળે એવો એક ઓરડો ઉઘાડી, મુદ્રિકા અંદર દાખલ થઇ, ઓરડાનું દ્વાર બંધ કરી દીધું, પાછળની બારી ઉઘાડી, પાછળના ભાગમાં ખાલી જગ્યા રાખીને બધો સામાન આગળના ભાગમાં ગોઠવ્યો. એટલે ઓરડામાં તો પરચુરણ સામાન ભરેલો જ હોવાનું બહારથી લાગે. તે એક શેતરંજી, ગાદલું, ઓશીકું ચાદર વગેરે લઇ આવી. પાણીની માટલી તથા પ્યાલો પણ લાવી. એ રીતે તમામ વ્યવસ્થા કરીને તે નીચે આવી.

અંધકારના ઓળા પૃથ્વીપટ ઉપર પથરાતા હતા. તેને લાગ્યું કે હવે પાએક કલાક પછી નિરંજનને પાછળના ભાગમાંથી અહીં લાવવામાં હરકત નથી. એ પ્રમાણે વિચાર કરતી તે તેના બાપુજીના ઓરડા તરફ જતી હતી ત્યાં તેને રસ્તામાં તેનો રસોયો પ્રાણુજીવન

મળ્યો. તેના હાથમાં એક લંબગોળ તાસક હતી. તેમાં ચહાનો પ્યાલો ભરેલો હતો, બીજી આંગળીઓમાં નાસ્તો પણ હતો.

'કેમ, પ્રાણજીવન ! આ કયાં લઇ જાઓ છો ?'

'બપોરે બે વાગે હું બાપુજી માટે ચહા તથા નાસ્તો લઇ જઇને મૂકી આવ્યો હતો.' પ્રાણજીવને કહ્યું: 'જમવાનો સમય થયો હોય, ચહા–નાસ્તાની ખાલી થયેલી રકાબીઓ લેવાને માટે ગયો હતો, ત્યાં ચહાનો કપ તથા નાસ્તાની રકાબીઓ જે ને તે સ્થિતિમાં તેમની બારીની અંદર પડેલાં જોવાથી પાછાં લઇ જાઉં છું ?'

'તમે બાપુજીને બોલાવ્યા હતા ?'

'હા, બહેન ! પરંતુ તેમણે કશો જવાબ આપ્યો નહિ.

'કશો જવાબ ન આપ્યો !' અને મુદ્રિકા દોડતી જગતપ્રસાદના એકાંતવાસવાળા ઓરડાની પાસે ગઇ અને બારીમાંથી બૂમ પાડવા લાગી : 'બાપુજી ! બાપુજી !'

અંદરથી કશો પણ અવાજ ન મળ્યો. તેને ફાળ પડી : કદાચ બાપુજીનું હૃદય બંધ પડી ગયું હશે ? અને તે દોડતી નિરંજનને બોલાવવાને માટે જવા લાગી. એક ક્ષણ માત્રમાં તેના મનમાં અનેક વિચારો પસાર થઈ ગયા.

બાપુજી બોલતા નથી. કદાચ તે મૃત્યુ પામ્યા હશે ! નિરંજન બગીચામાં છુપાયો છે. બીજી તરફથી રસ્તા પર ઉભા કરેલા બનાવટી મોટર અકસ્માત પાસે પોતાની મોટર પડેલી છે. તેના નંબર ઉપરથી એ મોટરના માલિકનો પત્તો મેળવવાનું પોલીસને માટે કાંઇ મુશ્કેલ નથી. વળી પેલા ગાડાવાળાએ પણ પોલીસને કહ્યું હતું કે એક યુવક તથા યુવતીને અમુક માણસો બાંધીને ઉપાડી ગયા હતા. એથી સ્વાભાવિક રીતે જ પોલીસના માણસો પોતાને એ અકસ્માતના સંબંધમાં પ્રશ્ન કરશે, પોતાની સાથેનો યુવક કોણ હતો, તે કયાં છે, એ વિષે પણ સવાલો થશે. તેનો જવાબ શો આપવો ?

એ પ્રમાણે વિચાર કરતી તે જતી હતી, ત્યાં તેમના નોક રામજીએ આવીને કહ્યું : ‘મુદ્રિકાબહેન ! એક ગૃહસ્થ આપને મળ માટે આવ્યા છે. તેમણે તેમનું વિઝિટીંગ કાર્ડ આપ્યું છે.’

એ વિઝિટીંગ કાર્ડ ઉપર ‘રાવસાહેબ જ્યોતિપ્રસાદ, ખાનગ ગુન્હાશોધક, ચંદ્રનગર’ લખ્યું હતું. મુદ્રિકા ચમકી ગઇ, પરંતુ તુર સ્વસ્થ બનીને તેણે ફરમાવ્યું : ‘વારૂ, રાવસાહેબ જ્યોતિપ્રસાદ દીવાનખાનામાં મોકલ.’

અને તે બગીચા તરફ જવાને બદલે દીવાનખાના તરફ વળી.

•

## પ્રકરણ ૧૬ મું

### એ અહીં ક્યાંથી ?

નિરંજન આજે સવારે એક યુવતી સાથે ક્યાંક ચાલ્યો ગયેલે હોવાના સમાચાર તેના મકાન ઉપર નજર રાખનાર પોલીસ પાસેથ કંટકરાયને મળ્યા હતા. એટલે છરા ઉપર નિરંજનનાં આંગળાંની છા છે એવી ખાતરી થતાં તેણે જ લખધીરનું ખૂન કર્યું હશે એવી શંક કંટકરાયના મનમાં ઉદ્દભવી.

તેઓ ઉપરની તપાસ પૂરીને કરી નીચે આવ્યા. નજીકની પોલીસ ચોકી ઉપરથી સબ-ઇન્સ્પેક્ટર તથા જમાદાર વગેરે આવી ગયા હતા આ બંગલાના પાછળના ભાગમાં રહેલા સિપાઇને વધારે ઇજા થયેલ હોઇ તેને હોસ્પિટલમાં મોકલી આપ્યો હતો. નિરંજનના નોકર સામાન્ય ઇજા થયેલી, તેને પ્રથમ તો બંધનમુક્ત કરી, તેની તત્કાળ અહીં જ સારવાર કરવાથી તે શુદ્ધિમાં આવીને સ્વસ્થ બની ગયો હતો

કંટકરાયે તેને નિરંજનના સંબંધમાં કેટલાક પ્રશ્નો કર્યા. નોકરે જણાવ્યું કે એક બહેન શેઠ સાહેબને બોલાવવાને માટે આવ્યાં હતાં. તે નાની મોટરમાં આવ્યાં હતાં. મોટરના દેખાવ, રંગ વગેરેની વિગત આપી. પણ તેણે આવનાર બાઇને તેણે પહેલી વાર જ જોઇ હતી. પોતે તેને ઓળખતો ન હતો. તેણે મોટરનો નંબર જોયો ન હતો. પરંતુ વિશેષ તપાસમાં માલૂમ પડયું કે એ મોટર રસ્તાપર પહેરો ભરતા એક સિપાઇએ જોઇ હતી અને એનો નંબર પણ તેને યાદ હતો.

તુરત જ કંટકરાય તથા રાવસાહેબ અને અરૂણ પોલીસકચેરી પર ગયા. ખેરૂમલ ખીસકોલી પાસેથી વિશેષ કશી પણ હકીકત મળી શકે તેમ ન હતી. એટલે તેનો યોગ્ય વિધિ કરવાની કંટકરાયે સબ-ઇન્સ્પેકટરને સૂચના આપી હતી.

પોલીસકચેરી પર જઇને પ્રથમ તો કંટકરાયે ચંદ્રનગર શહેરની તથા પરાંઓની તેમ જ આસપાસનાં ગામડાંઓની પોલીસચોકી ઉપર એક યુવક તથા યુવતી નિરંજનના મકાન પરથી સવારે લગભગ સાડાઆઠ વાગે એક નાની બેબીકારમાં રવાના થયાં છે તથા એ મોટરનો અમુક નંબર–છે એ સમાચાર ટેલીફોન દ્વારા રવાના કર્યા. યુવક તથા યુવતીનું અને મોટરના દેખાવનું વર્ણન પણ જણાવ્યું. પોતે નિરંજનને ત્યાંથી તેનો એક ફોટો લાવ્યો હતો, તેનો તત્કાળ બ્લોક બનાવી, અહીંનાં સાંજનાં બે અખબારો પર, તેના ફોટાની બાજુમાં પ્રકટ કરવાની વિગત સાથે મોકલી આપ્યા.'

થોડી વારમાં જ તેને સમાચાર મળવા લાગ્યા. જુદે જુદે સ્થળે એ મોટર જોવામાં આવી હતી. તે મોટરનો કાયદાએ ઠરાવ્યા કરતાં વધારે વેગ હોઇ કોઇ કોઇ સ્થળે પોલીસ તરફથી તેને અટકાવવાનો યત્ન થયેલો. પરંતુ મોટર હાંકનારે તેની દરકાર નહિ કરવાથી સિપાઇએ તેનો નંબર નોંધી લીધેલો. એ નંબર કંટકરાયને મળેલા નંબરની સાથે મળતો આવતો હતો.

થોડી વાર પછી સમાચાર મળ્યા કે આણંદપુર અને રાણીપુર વચ્ચે રસ્તા પર મોટર અકસ્માત થયો હતો. તે સ્થળે આ બેબીકાર રસ્તાની બાજુમાં ખાલી પડી હતી. એક ગાડાવાળાના કહેવા ઉપરથી પોલીસના જાણવામાં આવ્યું હતું કે એ નાની મોટરમાં એક યુવક તથા યુવતી બેઠાં હતાં. તેમને ધાડપાડુઓ ઉઠાવી ગયા હતા. અત્યારે એ સ્થળે પોલીસ તપાસ કરી રહી હતી.

આ સમાચાર તેને રાણીપુરની પોલીસચોકી ઉપરથી ટેલિફોન દ્વારા મળ્યા હતા. તેણે એ ચોકીના જમાદારને ટેલીફોનમાં જણાવ્યું : 'એ ગાડાવાળાને અટકાયતમાં રાખો, હું ત્યાં આવું છું.'

'ચાલો, ત્યારે અમે પણ તમારી સાથે જ આવીએ.' રાવસાહેબે તત્પરતા દાખવી.

'તમે અહીં રહીને વિલોચનરાય માણીગર તથા તેના દીકરા નિરંજનના પૂર્વજીવનને લગતી માહિતી તેમના મિત્રો પાસેથી મેળવો તો વધારે સારૂં.' કંટકરાયે સૂચવ્યું. આ કેસથી રાવસાહેબને દૂર રાખીને પોતે એકલો જ 'લખધીર સોલંકીના ખૂની' નિરંજનને સપડાવી દેવો એવી કંટકરાયની ભાવના હતી.

પરંતુ તેના દિલનો ભાવ રાવસાહેબ સમજી ગયો હતો, તેમ જ નિરંજને લખધીરનું ખૂન કર્યું હોય એમ તે માનતો ન હતો. તેની માન્યતા એવી હતી કે ગમે તે કારણે નિરંજન ભૂલનો ભોગ બની ગયો છે. તે ખોટી રીતે, માત્ર સાંયોગિક પુરાવાને આધારે માર્યો જાય અને ખરો ખૂની છટકી જાય એવી તેની ઇચ્છા ન હતી. એટલે કંટકરાયની અનિચ્છા છતાં પણ તે તથા અરૂણ કંટકરાયની સાથે રાણીપુરની પોલીસચોકી ઉપર ગયા.

ત્યાં જમાદારે ગાડાવાળાને રોકયો હતો. સબઇન્સ્પેક્ટર તથા પોલીસના કેટલાક માણસો તો હજુ અકસ્માત થયેલો તે સ્થળે જ હતા.

કંટકરાયે ગાડાવાળાને પ્રશ્નો કરવા માંડયા. ગાડાવાળો નજીકના ગામડાનો વતની હતો. તેણે તેની ભાષામાં જણાવ્યુંઃ 'મને તો એ

લૂટારાઓએ મારા ગાડાના પૈડા સાથે બાંધી દીધો હતો. પણ સામસામે નિશાનબાજી થઇ હતી. એક નાનકડી મોટરમાં એક જુવાન તથા જુવતી આવ્યાં હતાં. જુવાન પાસે બે પિસ્તોલો હતી. પણ તેનું કાંઇ ચાલ્યું નહિ અને લૂટારા એ બેઉ જણાંને બાંધીને ઉપાડી ગયાં.'

એ લૂટારાના પોશાક તથા ચહેરા વિષે કંટકરાયે પૂછયું. ગાડાવાળાએ જણાવ્યું: ' એ બધાએ મોઢા પર રૂમાલ બાંધી દીધા હતા. કેટલાકે બોકાનાં ભીડયાં હતાં. કોઇએ ધોતીયાના કચ્છ માર્યા હતા, કોઇએ ચોરણા કે પાટલૂન પહેર્યાં હતાં.'

' લૂટારા કેટલા હતા ? '

' એ તો, સાહેબ ! મેં કાંઇ ગણતરી કરી ન હતી.'

' વારૂ, જે જુવાન અને જુવતીની તું વાત કરે છે તેમનો પોશાક તથા દેખાવ કેવો હતો ?'

' જુવાન તો સાહેબ ! અસલ તમારા જેવો લાગતો હતો. કેમ જાણે તમે જ ન હો.' ગાડાવાળાએ કહ્યું. ' પણ તમે પોલીસનો પોશાક પહેર્યો છે, જ્યારે તેણે ધોળું પાટલૂન અને લાંબો કાળો કોટ પહેર્યો હતો. તેની સાથેની બાઇ વીશેક વરસની લાગતી હતી. તે હતી નમણી અને બધી સ્ત્રીઓ પહેરે છે એવાં કપડાં તેણે પહેર્યાં હતાં.'

કંટકરાયે તેને બીજા પણ કેટલાક પ્રશ્નો કર્યા, પરંતુ આ માણસ પાસેથી વિશેષ જાણવાનું મળે એમ ન લાગ્યું. એટલું જાણવા મળ્યું કે એક જુવાન તથા જુવતી એક નાની મોટરગાડીની ઓથે ભરાયાં હતાં. જુવાનના હાથમાં બે પિસ્તોલો હતી. આમનસામન ગોળીબાર થતા હતા. છેવટે જુવાને બેઉ પિસ્તોલો ફેંકી દીધી અને લૂટારા બેઉને બાંધીને તેમની મોટરમાં ઉપાડી ગયા.

આટલી માહિતી મેળવ્યા પછી તેઓ જે સ્થળે આ રમખાણ મચ્યું હતું તે સ્થળે ગયા. અત્યારે તો રસ્તો સાફ થઇ ગયો હતો. બે ભાંગેલી મોટરો પડી હતી. રાવસાહેબે એ મોટરોનું અવલોકન

કર્યું. આ મોટરો જૂની સેકન્ડહેન્ડ હતી. ધાડપાડુઓ ઇરાદાપૂર્વક આ મોટરો અહીં બનાવટી અકસ્માત ઉભો કરવા માટે લાવ્યા હોવા જોઇએ એવું તેણે અનુમાન કર્યું. તેની ઉપર નંબરની પ્લેટો ન હતી. છતાં એ મોટરની જાત વગેરેની નોંધ તેણે કરી લીધી. જૂની સેકન્ડહેન્ડ મોટરો વેચનાર તથા તેનું સમારકામ કરનાર કારખાનાંઓની મુલાકાત લેવાથી આ મોટરો કયે સ્થળેથી કોણ લઇ ગયું હતું તેનો પત્તો મળવાનો સંભવ હતો.

નાની બેબીકારમાં એક ફેલ્ટ ટોપી પડી હતી. તેની અંદર એક નાની કપડાની પટ્ટી લગાવી હતી. એ પટ્ટી ઉપર 'નિરંજન માણીગર' લખ્યું હતું. હવે આ મોટર કોની માલિકીની છે તે નક્કી કરવું જોઇએ. તેમાં કશી મુશ્કેલી નડી નહિ. અહીંથી થોડે જ દૂર આનંદપુર ગામની નજીક 'કૃષ્ણકુટિર'માં જગતપ્રસાદ કાચવાલા રહે છે તેની માલિકીની હતી.

એ રીતે તેઓ તપાસ કરતા હતા ત્યાં એક મોટરબસ રાણીપુર તરફથી આવીને ઉભી રહી. સ્વાભાવિક રીતે જ એ બસ તરફ જ્યોતિ-પ્રસાદનું લક્ષ ગયું અને તે જ વખતે બસ માંહેના એક માણસે તેનું મુખ ફેરવી લીધું.

વકીલને શંકા ગઇ. તે આ વાત કંટકરાયને જણાવવા ઇચ્છતો ન હતો. એટલે અરૂણને એક બાજુએ બોલાવીને તેણે કહ્યું: 'આ મોટરબસમાં એક માણસ બેઠો છે. તેણે તેના કપાળ તથા માથા પર સફેદ પાટો બાંધ્યો છે. મને જોઇને તેણે તેનું મુખ એકદમ ફેરવી લીધું. એથી બે વાત સમજાય છે. એક તો તે મને પિછાનતો હોવો જોઇએ. બીજી વાત એ કે તે મારી નજરે પડવા ઇચ્છતો નથી. એમાં કોઈ ભેદ હોવો જોઇએ. એટલે તું આ જ બસમાં દાખલ થઇ તેનો પિછો લે, તે ક્યાં જાય છે અને શું કરે છે એ જાણી લે. અનુકૂળતા મળે તો તું તને મળેલી માહિતી ટેલીફોન દ્વાર આપણે ઘેર પહોંચાડજે. હું તારો સંદેશો મેળવી લેવાની વ્યવસ્થા કરીશ.'

એ વખતે કન્ડકટર નીચે ઉતર્યો હતો. તે પુનઃ બસમાં દાખલ થયો, એટલે અરૂણ પણ તેની પાછળ ધુસીને પાછલી બેઠક પર બેસી

ગયો. બસમાં આગળની બેઠક પર એક માણસ ઉઘાડે માથે બેઠો હતો. તેના મસ્તક પર રૂમાલ બાંધેલા લાગતા હતા. તેની બાજુમાં એક યુવતી બેઠી હતી. તેમની પડખે નીચે લાંબાં સાબરશિંગ પડયાં હતાં.

કંડકટર ટીકીટ આપવા આવ્યો એટલે અરૂણે તેને પૂછયું: 'પેલો માથે રૂમાલ બાંધ્યો છે એ કોણ છે? અને એને શાથી ઇજા થઇ છે?'

કન્ડકટર વાતોડીયો હતો અને આવી વાતોમાં તેને રસ પણ પડતો હતો. તેણે અરૂણના પ્રશ્નના જવાબમાં મુદ્રિકા પાસેથી જાણવામાં આવેલી હકીકત કહી અને તેઓ આનંદપુર જવાનાં છે એ પણ સાથે સાથે કહી દીધું.

આનંદપુરના સ્ટેન્ડ પાસે નિરંજન તથા મુદ્રિકા ઉતરી ગયાં. મોટરબસ ચાલૂ થઇ અને વળાંકવાળો રસ્તો આવ્યો ત્યાં એકદમ અરૂણ ઉભો થયો અને ચાલતી મોટરે નીચે ઉતરી ગયો. કન્ડકટર તેના એ વર્તનથી ચીડાયો, પણ અરૂણને નીચે ઉતરતાં કશી ઇજા ન થવાથી મોટર આગળ ચાલી ગઇ.

અરૂણ પાછો ફર્યો. મસ્તક પર રૂમાલ બાંધેલ યુવાન તથા યુવતીને ખેતરની વાડો વચ્ચેની ગલ્લીમાં દાખલ થતાં તેણે જોયાં. એ જ વખતે એક મોટર ધસમસતી તેની પાસે થઇને પસાર થઇ ગઇ. એ મોટરમાં ચાર માણસો હતા, અને તેના દેખાવ ઉપરથી એ મોટર પર ચાર–પાંચ સ્થળે ગોળીબાર થવાને કારણે નુકસાન થયેલું લાગતું હતું.

એ મોટર તેને ઘસીને પસાર થઇ હતી. જો તે સમયસૂચકતા વાપરી, મોટરનો સ્પર્શ થયો તે જ ક્ષણે એક બાજુએ કૂદી ગયો ન હોત તો રાવસાહેબે જે કાર્યને માટે તેને મોકલ્યો હતો એ કાર્ય કરવાને તે જીવતો રહ્યો ન હોત. ડ્રાઇવર દારૂના નશામાં ચકચૂર બનીને હાંકવા બેઠો હશે એવું તેણે અનુમાન કર્યું. પરંતુ તેની ઉપેક્ષા કરી, આગળ ગયેલાં બે માનવીઓનો તેણે પિછો લીધો.

તે વૃક્ષોની પાછળ લપાતો છુપાતો ચાલતો હતો. પેલાં બે જણાં સાંકડી નેળમાં ચાલતાં હતાં. એ વખતે એક બીજો માનવી પણ અરૂણના જોવામાં આવ્યો. તે આ બે જણાં તથા અરૂણ, એ ત્રણેથી પોતાને છુપાવવા માગતો હતો. 'એ વળી કોણ હશે ?' અરૂણના દિલમાં પ્રશ્ન ઉઠયો : 'કદાચ કંટકરાયે કોઇ સિપાઇને સાદા પોશાકમાં આ લોકોનો પિછો લેવાને મોકલ્યો હશે ?'

થોડે આગળ જતાં ચાર માણસો દૂરથી આ તરફ આવતા દેખાયા. અરૂણે તેમની તરફ નજર કરી. તુરત જ વાડની પાછળ તેઓ છુપાઇ ગયા. અરૂણ વિચારમાં પડી ગયો. આ બધું છે શું ? તે કશું નક્કી કરી શકયો નહિ. છેવટે તેણે એક નિશ્ચય કર્યો. રાવસાહેબે આ યુવક તથા યુવતીનો પિછો લઇને તેમના નિવાસસ્થાનનો પત્તો મેળવવાનું ફરમાવ્યું છે. એ કાર્ય તેણે બજાવવાનું હોઇ અત્યારે બીજી વસ્તુ તરફ લક્ષ આપવાની જરૂર નથી.

આગળ ચાલતાં એક બંગલો, વિશાળ બગીચો અને તેની ફરતી દીવાલ દૃષ્ટિએ પડયાં. જે માણસને લપાતોછુપાતો તેણે જોયો હતો તે અત્યારે અદૃશ્ય બની ગયો હતો. પેલા ચાર માણસોનું જુથ પણ નજરે પડતું ન હતું. યુવક તથા યુવતી દીવાલ પાસે ગયાં. યુવક દીવાલ કુદાવીને બગીચામાં ગયો, યુવતીએ બેઉ સાબરશિંગ તેને આપ્યાં, તે ત્યાંથી ચાલી ગઇ અને પ્રવેશદ્વારમાં થઇને અંદર દાખલ થઇ.

આ બંગલો કોનો હશે, એ તપાસ કરવી જોઇએ. એ માહિતી મળે તો આ બે જણાં કોણ છે તેનો પણ ખ્યાલ આવી જાય.

થોડો સમય તે અહીં રોકાયો. હવે કયો માર્ગ લેવો એ વિષે તે વિચાર કરતો હતો ત્યાં રાવસાહેબ જયોતિપ્રસાદ તેની દૃષ્ટિએ પડયા. તેમને જોઇને અરૂણને પણ આશ્ચર્ય થયું.

રાવસાહેબે અરૂણને મોટરબસમાં બેઠેલા અને મસ્તક પર સફેદ પાટો બાંધેલા માણસનો પિછો લેવાને માટે મોકલ્યો હતો, ત્યારબાદ બેબીકારના

માલિક જગતપ્રસાદ કાચવાલા આનંદપુરમાં રહેતા હોઇ અને આનંદપુર નજીકમાં જ હોઇ તેણે જગતપ્રસાદની મુલાકાત લેવાનો વિચાર કર્યો. બેબીકારમાં નિરંજન એક યુવતી સાથે હતો. એ યુવતી જગતપ્રસાદ કાચવાલાની બહેન, દીકરી કે કોઇ સગી થતી હોવી જોઇએ. એટલે તેમને મળવાથી એ યુવતીનો તથા તેની મારફત નિરંજનનો પત્તો લાગશે એવી આશાથી મોટરબસ ઉપડયા પછી તુરત જ તે પણ મોટરમાં આ તરફ આવ્યો હતો. તેણે મોટરને આ કમ્પાઉન્ડથી દૂર એક વૃક્ષની પાછળ રાખી હતી. તેને પણ આ પ્રદેશનું અત્યારનું વાતાવરણ શંકા-ભરેલું લાગ્યું હતું.

કમ્પાઉન્ડની નજીક આવતાં એક મોટા ઝાડની પાછળ છુપાયેલા અરૂણે તેને જોયા. તેણે સાંકેતિક સીટી કરી. તુરત જ રાવસાહેબ તેની પાસે ગયા. અરૂણે તેની પાસે પોતાનો અહેવાલ રજૂ કર્યો. એ પછી રાવસાહેબે કહ્યું: 'મારે અહીં થોડું કામ છે. પ્રથમ તો હું આ બગીચાની બહાર જ કેટલીક તપાસ કરવા માગું છું. ત્યારબાદ મારી ઇચ્છા આ મકાનના માલિક જગતપ્રસાદ કાચવાલાને મળવાની છે.'

'જગતપ્રસાદ કાચવાલા! એ તો બેબીકારના માલિક.'

'હા, મને લાગે છે કે તેમની દીકરી કે બહેન એ મોટરમાં હોવી જોઇએ.'

'મેં જે યુવતીને જોઇ તેની ઉમર જોતાં તો તે જગતપ્રસાદની દીકરી જ હોઇ જોઇએ.'

'અને જે યુવક સાબરશિંગ સાથે સામેની દીવાલ પાછળ બગી-ચામાં છુપાઇ રહ્યો છે તે નિરંજન હોવા વિષે મને શંકા નથી.' રાવસાહેબે કહ્યું: 'પરંતુ તારા કથન ઉપરથી બહારનું વાતાવરણ ગંભીર લાગે છે. તેં ચાર માણસોના જુથને જોયું હતું, ઉપરાંત એક માણસને એકલો પણ જોયો હતો. હું ધારૂં છું કે હજી નિરંજન તથા તેની પાસેનાં સાબરશિંગ ઉપર પૂરી આફત તોળાઇ રહી છે. એવું કાંઇ બને તો તું તને યોગ્ય લાગે એ રીતે તેને ઉપયોગી થજે.'

જ્યોતિપ્રસાદ ચાલ્યો ગયો. અરૂણુ તો જે સ્થળે નિરંજન દીવાલ કુદાવીને બગીચામાં દાખલ થયો હતો એ સ્થળ ઉપર નજર રાખી રહ્યો હતો. તેણે યુવક તથા યુવતીને વાતો કરતાં જોયાં હતાં. ત્રુટક ત્રુટક શબ્દો તેના સાંભળવામાં આવ્યા હતા. એ ઉપરથી તેને લાગતું હતું કે યુવતી આ યુવકની પાસે વહેલી મોડી પણુ આવશે ખરી.

તે વિચાર કરતો હતો ત્યાં કમ્પાઉન્ડના પ્રવેશદ્વારની નજીક બહારના ભાગમાં વૃક્ષની પાછળથી એક ચહેરો તેના જોવામાં આવ્યો. એ માણુસને તે રાવસાહેબની સાથે ત્રણુ–ચાર વખત મળેલો હોઇ પિછાનતો હતો. તેને વિચાર થયો: ‘ ફકિરચંદ સોનાવાલા અહીં ક્યાંથી ?’ પરંતુ બીજી જ ક્ષણે એ ચહેરો અદશ્ય બની ગયો.



# પ્રકરણુ ૧૭ મું

## નિરંજન ગૂમ થાય છે

**મુદ્રિકાની** સૂચનાથી તેનો નોકર રાવસાહેબ જ્યોતિપ્રસાદને દીવાનખાનામાં લાવ્યો. મુદ્રિકાએ તેને આવકાર આપ્યો અને સોફા પર બેસવાનું સૂચવ્યું.

અત્યારે બેઉનાં મનમાં જુદા જુદા વિચારો ઘોળાતા હતા. રાવસાહેબ તેના સ્વભાવ મુજબ મુદ્રિકાનું સાંગોપાંગ અવલોકન કરતો હતો. મનોવિજ્ઞાનનો તે અઠંગ અભ્યાસી હતો અને મુખલક્ષણુશાસ્ત્રનો પણુ તેણે અભ્યાસ કર્યો હતો. ઉપરાંત પોતાના ધંધાને અંગે તે ભાતભાતનાં અનેક માનવીઓના સંપર્કમાં આવ્યો હતો. એથી તેની તીવ્ર અને વેધક બનેલી અવલોકનશક્તિ સામા માનવીને જોવા ઉપરથી પણુ તેના સંબંધમાં પુષ્કળ માહિતી આપતી હતી.

એટલે જ્યોતિપ્રસાદ સમજી શક્યો કે આ યુવાનીના ઉંબરમાં પ્રવેશ કરતી છોકરી સહાસિક વૃત્તિની, હિમ્મતવાન અને ચબરાક હતી. તેનાં નેત્રોમાં સ્ફુરેલી જીજ્ઞાસા ઉપરથી જ્યોતિપ્રસાદને લાગ્યું કે તે પોતાના આગમનનો હેતુ કળી લેવાનો યત્ન કરતી હતી. સ્વાભાવિક રીતે જ મુદ્રિકાને માટે તેના દિલ પર સરસ છાપ પડી.

મુદ્રિકાના દિલમાં પણ થતું હતું કે રાવસાહેબ જ્યોતિપ્રસાદ અહીં સુધી આવેલ છે ત્યારે તેને પોતાના સંબંધમાં કેટલીક માહિતી મળી ચૂકી હશે. પોતાની મોટર અકસ્માતવાળા સ્થળે પડી હતી. તેના નંબર ઉપરથી તે મોટરના માલિકનો પત્તો મેળવવાનું મુશ્કેલ ન હતું. એ પત્તો મેળવીને જ જ્યોતિપ્રસાદ અહીં સુધી આવેલ છે. વળી પેલા ગાડાવાળાએ પોલીસને જણાવેલી હકીકત પણ જ્યોતિપ્રસાદના જાણવામાં આવી ચૂકી હશે. એટલે નિરંજનને હરકત ન આવે તથા જ્યોતિપ્રસાદના મનમાં પણ પોતાને માટે કોઇ અનિષ્ટ શંકાનો ઉદ્ભવ થવા ન પામે એ રીતે તેની સાથે વાત કરવાનો તેણે નિશ્ચય કરી લીધો.

તેણે કહ્યું : ‘ રાવસાહેબ ! ખરેખર તમે કોઇ ત્રિકાળજ્ઞાની જેવા લાગો છો. ’

‘ હું ત્રિકાળજ્ઞાની ! એમ તમે શા ઉપરથી કહો છો, બહેન ? ’ આ ચબરાક છોકરીએ પોતાને માટે વાપરેલા વિશેષણથી જ્યોતિ-પ્રસાદને આશ્ચર્ય થયું.

‘ હકીકત એમ છે કે હું હમણાં જ પોલીસને ટેલિફોન કરવાની હતી, ત્યાં તમે આવી પહોંચ્યા. ’ મુદ્રિકા બોલી : ‘ તમે પોલીસ ખાતામાં નોકરી કરતા નથી એ હું જાણું છું. પરંતુ તમે ભલે ખાનગી રીતે પણ ગુન્હાશોધનનું કાર્ય કરો કરો છો, એટલે પોલી-સમાં અને તમારામાં ખાસ ફેર ન ગણાય. ’

‘ શું તમારા બંગલામાં એવી કોઇ ઘટના બની છે કે તેને માટે તમારે પોલીસને બોલાવવી પડે ?’

'મારા બંગલામાં તો નહિ,' મુદ્રિકાએ જણાવ્યું: 'પરંતુ હું આ તરફ આવતી હતી ત્યારે કેટલાક લૂટારાઓએ મારી મોટરને અટકાવી હતી. તમે તો ઘણુંય ચિત્રપટો જોયાં હશે. કેટલાંક સ્ટન્ટ પિકચરોમાં ધાડપાડુના કિસ્સા આવે છે. તેઓ રસ્તા પર બનાવટી મોટર અકસ્માત નિપજાવે છે, પસાર થતી મોટરને લૂટે છે, ગોળીબાર થાય છે, ધુમશ્રક્રી મચે છે. એવું જ આજે બપોરે મારા સંબંધમાં બન્યું હતું.'

પોતાના કથનની આ ગુન્હાશોધક પર શી અસર થાય છે તેનું મુદ્રિકા નિરીક્ષણુ કરી રહી હતી. રાવસાહેબનું વદન પ્રશાંત અને ગંભીર હતું. તેની મુખમુદ્રા પર ન તો આશ્ચર્યનો વિકાર હતો, ન જીજ્ઞાસા હતી. આ ડિટેકિટવને પોતાના સંબંધમાં કેટલી માહિતી મળી હશે, એ મુદ્રિકાથી કળી શકાયું નહિ. તેણે આગળ ચલાવ્યું:

'તમે તો અનેક ગુન્હેગારોના સંપર્કમાં આવ્યા હશો. આવી ઘટનાઓ તમે વાંચી હશે, સાંભળી હશે, જાણી હશે, અનુભવી પણ હશે. એટલે એથી તમને કશું આશ્ચર્ય ન થાય તે સ્વાભાવિક છે. પરંતુ મને તો આજે આ પ્રકારનો પહેલો જ અનુભવ થયો હતો. મારી મોટરમાંથી નીચે ઉતરવાની તેમણે મને ફરજ પાડી અને પછી તેઓ મને બાંધી, એક મોટરમાં નાંખીને ઉપાડી ગયા હતા.'

'શું તમે એ વખતે તમારી મોટરમાં એકલાં જ હતાં ? અને એ વખતે તમે કયે સ્થળેથી આવતાં હતાં ?' રાવસાહેબે પ્રશ્ન કર્યો.

નિરંજન પોતાની ઉપર બની ગયેલા પ્રસંગમાં પોલીસની મદદ ચાહતો ન હતો. બીજી તરફથી તેની ઉપર લખધીર સોલંકીનું તેણે ખૂન કરેલું હોવાની પોલીસને શંકા હતી. એટલે તેના વિશ્વાસનો ભંગ ન થાય અને પોતે આ ગુન્હાશોધકની પાસે અસત્યવાદ કર્યો ન ગણાય, એવા વિચારપૂર્વક મુદ્રિકાએ કહ્યું : 'એ વખતે હું એકલી ન હતી. મારી સાથે નિરંજન માણીગર હતો. તમે એને પિછાનો છો ?'

'હા, અમે અગાઉ ત્રણ–ચાર વખત મળ્યા હતા. આજે તે તમારી સાથે તમારી મોટરમાં તેના મકાન પરથી આ તરફ આવવાને માટે નિકળ્યો એ પહેલાં વહેલી સવારે હું તેને તેના મકાન પર મળ્યો હતો.'

'ત્યારે મને કહો, તમે તેના મિત્ર છો? સાચું કહેજો, હો!'

'તમારી પાસે અસત્યવાદ કરવાની કોઈ જરૂર નથી.' રાવસાહેબે જણાવ્યું: 'હું તેનો મિત્ર બનવા ચાહું છું. પરંતુ એ પોતે જ પોતાનો શત્રુ બની રહ્યો છે. જુઓ, તમે તથા તે તેના મકાન પરથી એક નાની બેબીકારમાં નિકળ્યાં હતાં, એ મોટરને અમુક નહિ ઓળખાયેલા માણસોએ આ તરફ આવતાં રાજમાર્ગ પર અટકાવી હતી. તેઓ તમને બેઉને બંધનવશ બનાવીને પોતાની સાથે ઉપાડી ગયા હતા. આ પ્રકારની બાતમી પોલીસને મળી છે. અને જુઓ, આ તેનો ફોટો!' જ્યોતિપ્રસાદે તેના ગજવામાંથી એક અખબાર કાઢયું, તેમાં નિરંજનનો ફોટો બતાવતાં કહ્યું: 'પોલીસને એવી શંકા છે કે ચંદ્રનગરમાં મહેતાબ સ્ટ્રીટમાં રહેતા લખધીર સોલંકી નામના એક માણસનું નિરંજને ખૂન કર્યું છે, અને……'

'શું નિરંજને લખધીરનું ખૂન કર્યું હોય એમ તમે પણ માનો છો ખરા?' મુદ્રિકાએ પ્રશ્ન કર્યો. એ વખતે તેના અવાજ ઉપરથી–તેની મુખમુદ્રા ઉપરથી જ્યોતિપ્રસાદને લાગ્યું કે આ છોકરીના દિલમાં નિરંજનને માટે પ્રેમનો ઉદ્ભવ થઇ ચૂકયો હતો.

'તેણે લખધીરનું ખૂન કર્યું છે યા નથી કર્યું એ વિષે હું અત્યારે કશું પણ કહી શકું તેમ નથી.' જ્યોતિપ્રસાદે કહ્યું: 'પરંતુ હું માનું છું કે એ જુવાન તેના ધૂની યા સાહસી સ્વભાવને કારણે પોતાની ઉપર હાથે કરીને મુશ્કેલી વહોરી લે છે.'

'હા, નિરંજનનો એવો સ્વભાવ છે ખરો. મેં પણ તેને તમારી પાસે આવીને તમામ હકીકત જણાવવાનું કહ્યું હતું, પરંતુ તેણે મારી સૂચનાનો ઇન્કાર કર્યો હતો.'

'વારુ, હવે તમે તમારી હકીકત જણાવો. તમને કોણ ઉપાડી ગયા હતા ? અને એ લોકોના હાથમાંથી તમે કેવી રીતે છૂટાં થઇ શકયાં તથા નિરંજન અત્યારે કયાં છે, એ બધું તમે કશું પણ છુપાવ્યા વગર મને જણાવજો. હું તમને એટલો વિશ્વાસ આપું છું કે મારાથી બનશે ત્યાંસુધી હું તમને જરૂર ઉપયોગી થઇ શકીશ.'

મુદ્રિકા ક્ષણભર વિચારગ્રસ્ત બની ગઇ. જ્યોતિપ્રસાદને તમામ હકીકત જણાવવામાં નિરંજન તરફ તેના પિતા વિલોચનરાય માણીગરે મોકલેલાં સાબરશિંગ વિષેની વાત પણ જાહેર કરવી પડે તેમ હતી. વિલોચનરાયે નિરંજનને ખાસ સૂચના આપી હતી કે સાબરશિંગનું તેણે જાતે જ રક્ષણ કરવું. તેમાં તેણે પોલીસની બિલકુલ સહાય લેવી નહિ. અર્થાત્ એ વિષેની કશી હકીકત પોલીસના જાણવામાં ન આવે એવી વિલોચનરાયની ઇચ્છા હતી. રાવસાહેબ જ્યોતિપ્રસાદ પોલીસ-અમલદાર નથી એ વાત સાચી. તથાપિ તે પોલીસ સાથેના સંપર્કમાં રહે છે. એટલે સાબરશિંગની હકીકત તેમને કહેવાથી, એ વાત પોલીસના કાન પર ગયા વગર રહેવાની નહિ. નિરંજનને એ પસંદ પડશે ખરું ? એ પ્રશ્ન તેને મુંઝવી રહ્યો હતો. છેવટે તેણે નિર્ણય કરી લીધો અને પોતાના જાણવામાં જે કાંઇ હકીકત હતી તે કશું પણ છુપાવ્યા વગર, પૂરેપૂરી રાવસાહેબ જ્યોતિપ્રસાદને જણાવવાનો વિચાર કર્યો. તેણે કહ્યું:

'એ લૂટારા અમને બેઉને બાંધીને એક મોટરમાં ઉપાડી ગયા હતા. કયે રસ્તે થઇને કયાં લઇ ગયા તેનો તો મને ખ્યાલ રહ્યો નથી. પરંતુ એકાંતિક સ્થળમાં એક બેઠા ઘાટના મકાનમાં અમને લઇ ગયા.' એ પ્રમાણે કહી, ત્યાં જે માણસો હતા તેનું તથા એ મકાનનું તેણે વર્ણન કર્યું. તેમાંથી એક માણસને એ લોકો 'નામદાર' તથા બીજાને 'સીતારામ'ના નામથી બોલાવતા હોવાનું જણાવ્યું. 'નામદાર' નામધારી માણસ નિરંજન પાસેથી સાબરશિંગના સંબંધમાં માહિતી મેળવવા માગતો હતો, અને નિરંજન એનું કશું પણ રહસ્ય જાણતો ન હતો એ પણ તેણે કહ્યું, છેવટે તેણે ઉમેર્યું :

'સીતારામની સહાયથી નિરંજનને શારીરિક યાતના આપીને પણ 'નામદાર' તેની પાસેથી સાબરશિંગનું ગુપ્ત રહસ્ય પ્રાપ્ત કરવાને આતુર હતો. એ માટે સીતારામ નિરંજનને તથા મને બીજા ખંડમાં લઇ ગયો. તેણે શારીરિક યાતના આપવા માટેનાં પોતાનાં યંત્રો કાઢયાં. પરંતુ એટલામાં કેટલાક માણસો તે સ્થળે આવી ચડ્યા. તેઓ 'નામદાર' તથા સીતારામની વિરૂદ્ધની ટોળીના હતા. એથી 'નામદાર' મને તથા નિરંજનને એક મોટરમાં ઉપાડીને રવાના થઇ ગયો. અમારી પાછળ ગોળીબાર થતા હતા. પરંતુ અમને કશી ઇજા થઇ નહિ.'

એ પ્રમાણે જણાવી, નિરંજને એ મોટરને અટકાવવા માટે કરેલો પ્રયત્ન, તેના યત્નથી ઉથલી પડેલી મોટર, તેમાં તેમને થોડી ઘણી ઇજા થવા છતાં તેમનો થયેલો બચાવ, એ સંબંધમાં ઝીણામાં ઝીણી વિગત સાથે તમામ હકીકત મુદ્રિકાએ જણાવી, ત્યાંથી તેઓ મોટરબસમાં બેસીને રાણીપુર આવ્યાં અને રાણીપુરથી બીજી બસમાં બેસીને આ તરફ આવ્યાં, તથા આનંદપુરના સ્ટેન્ડથી અહીં સુધી ચાલતાં આવ્યાં, ત્યાંસુધીની તમામ વિગત જણાવી.

'નિરંજન અત્યારે કયાં છે?' જ્યોતિપ્રસાદે પૂછ્યું.

'તેની ટોપી ગૂમ થઇ ગઈ હતી, વસ્ત્રો ફાટી ગયાં હતાં, તેના લમણા પર ઇજા થઈ હતી. એ સ્થિતિમાં અહીં આવવાથી અમારા નોકરોના મનમાં કોઇ શંકા પેદા થાય એમ લાગવાથી તે દીવાલપરથી કૂદી અમારા બગીચામાં દાખલ થઇને ત્યાં છુપાઇ રહ્યો છે, અને હું અહીં તેને મકાનમાં છુપાવવા માટે વ્યવસ્થા કરીને અત્યારે તેને બગીચામાંથી છૂપી રીતે અહીં લાવવા માટે જતી હતી ત્યાં તમે આવી ચડયા.'

'વારૂ, આ હકીકત તમે તમારા પિતાશ્રીને જણાવી હતી?'

'એ તો હું તમને કહેવાનું ભૂલી જ ગઈ.' તેણે તેના પિતા જગતપ્રસાદ ઘણા લાંબા સમયથી એકાંતવાસમાં રહેતા હોવાનું જણાવ્યું. તેનું કારણ પોતાના જાણવામાં નથી એ પણ કહ્યું. તેમની

તબિયત એક વાર અચાનક નરમ થઇ ગયેલી. એ વખતે ચંદ્રનગરથી એક ડૉકટરને બોલાવવામાં આવ્યા હતા. તેમણે તેના પિતાને એકાંતવાસમાં રહેવાની સૂચના આપેલી. ત્યારથી તે એક ઓરડામાં પુરાઇ રહ્યા છે, અને તે જ રાત્રે વિલોચનરાય માણિગર આફ્રિકા જવા માટે અહીંથી રવાના થયા હતા, એ હકીકત કહીને વિશેષમાં કહ્યું : 'આજે હું તેમની સૂચનાથી નિરંજનને તેમની પાસે બોલાવી લાવવા માટે ગઇ હતી. ત્યારબાદ તેમણે નથી ભોજન લીધું કે નથી ચહા લીધી. મેં બારણા પર અવાજ કર્યો, પરંતુ તે બોલતા પણ નથી. કોઇ વાર આવું બને છે ખરૂં. કદાચ તેમને ગાઢ નિદ્રા આવી ગઇ હોય એ બનવાજોગ છે.'

'બહુ સારૂ. ચાલો, પહેલાં આપણે બગીચામાં જઇને નિરંજનને મળીએ અને પછી તમારા પિતાશ્રીને મળીશું.' જ્યોતિપ્રસાદે કહ્યું : 'મુદ્રિકાબહેન ! આ બધી હકીકત તમે મને જણાવી તે સારૂં કર્યું. મારી ઉપર તમે વિશ્વાસ રાખજો. તમારી સહાસિકતા અને હિંમત જોઇને મારા મનમાં તમારે માટે સદ્‌ભાવ તથા લાગણી પેદા થયાં છે. આપણા હિન્દુ સંસારમાં અને તેમાંયે ખાસ કરીને સંસ્કારી કહેવાતાં શહેરી કુટુમ્બોમાં તમારા જેવી સાહસપૂર્ણ સ્વભાવની તથા હિંમતવાન યુવતી ભાગ્યે જ જોવામાં આવે છે, ચાલો ત્યારે.'

બેઉ જણાં દીવાનખાનામાંથી નિકળી બગીચા તરફ ચાલ્યાં. જે સ્થળે નિરંજનને છુપાઇ રહેવાનું મુદ્રિકાએ સૂચવ્યું હતું ત્યાં તે જ્યોતિપ્રસાદને લઈ ગઇ. પરંતુ આ સ્થળે ન હતો નિરંજન કે ન હતાં સાબરશિંગ ! બેઉને આશ્ચર્ય થયું. મુદ્રિકાએ કહ્યું: 'મને લાગે છે કે કદાચ તેના મનમાં કોઇ નવીન ધૂન પેદા થઇ હશે અને તે અહીંથી રવાના થઇ ગયો હશે.'

અત્યારે અંધારૂં થઇ ગયું હતું. જ્યોતિપ્રસાદની પાસે વીજળીની હાથબત્તી હતી. તેણે એ બત્તીનો પ્રકાશ ચોતરફ ફેંકયો. જમીન પર પ્રકાશ ફેંકતાં તે કાંઇક ચમકયો અને પછી ચોતરફ જમીનપર પ્રકાશ ફેંકીને આસપાસના પ્રદેશનું નિરીક્ષણ કરવા લાગ્યો.

તેણે પૂછ્યું: 'આ બગીચાની સંભાળ માટે તમે કેટલા માળી રાખ્યા છે?'

'બે માળી રાખ્યા છે. પરંતુ તેમાંથી એક તો ગઈ કાલે તેના વતનમાં રજા પર ગયો છે.'

'ત્યારે આ સ્થળે થોડા સમય પહેલાં કોઇ નવાઇભરી ઘટના બની હોય એમ મને લાગે છે. જુઓ, આ સ્થળે ચાર–પાંચ માણસોનાં પગલાંનાં નિશાન છે. અમુક પગલાંનાં નિશાન બીજાં નિશાનો તળે દબાયેલાં છે. કાંઇક ધમાધમી થઈ હોય, એક બીજા બાઝતા હોય એવું આ પગલાંનાં નિશાન સ્પષ્ટપણે બતાવે છે. બનવા જોગ છે કે આ મકાન તરફ આવતાં કોઇએ તમારો બેઉનો પિછો લીધો હોવો જોઇએ.'

'હા, અમે આનંદપુરના સ્ટેન્ડથી આ તરફ નેળમાં થઇને આવતાં હતાં તે વખતે નિરંજનને પણ એવી શંકા આવી હતી. પરંતુ એ તો એક જ માણસ હતો.'

'તેના સાથીઓ કદાચ આટલામાં છુપાઈ રહ્યા હોય અથવા તો એ માણસ પાછળથી તેમને બોલાવી પણ લાવ્યો હોય.'

'ત્યારે શું તમે એમ માનો છો કે એ લોકો નિરંજનને......'

'કદાચ ઉપાડી પણ ગયા હોય.' જ્યોતિપ્રસાદે વાકય પૂરું કર્યું: 'અથવા નિરંજન તેમના કબજામાંથી છટકી ગયો હોય અને એ લોકો તેની પાછળ પડયા હોય.'

બગીચાની દીવાલ સુધી એ પગલાંનાં નિશાન દેખાતાં હતાં. 'પરંતુ સાબરશિંગ કયાં ગયાં હશે?' મુદ્રિકાએ આસપાસ દષ્ટિ કરતાં પ્રશ્ન કર્યો.

'એ તો કેમ કહી શકાય? કાં તો આવનારા માનવીઓ નિરંજન તથા સાબરશિંગ બેઉને લઇ ગયા હોય, અથવા એકલાં સાબરશિંગને ઉપાડી ગયા હોય અને નિરંજન છટકી ગયો હોય; કે પછી નિરંજન સાબરશિંગ લઇને પલાયન થયો હોય. જો કે એમ બનવું સંભવિત નથી લાગતું.'

'ત્યારે હવે આપણે શું કરીશું ? નિરંજન ક્યાં હશે ? શું ફરીથી તે કોઇ બદમાશોના પંજામાં સપડાયો હશે ?' મુદ્રિકાએ ઉપરાઉપરી પ્રશ્નો કર્યા. તેના મનમાં નિરંજનને માટે થતી ચિંતા તેના કોમળ વદનપર સ્પષ્ટ થતી હતી.

જ્યોતિપ્રસાદે કહ્યું : 'તમે કશી ચિંતા ન કરો. હું એ વિષે તપાસ કરૂં છું. વારૂ, તમે હવે તમારા બંગલામાં જઇને તમારા પિતાશ્રીને જાગૃત કરવાનો યત્ન કરો. જો કે તે આખો દિવસ સૂઇ રહ્યા હોય, એ મારા માનવામાં આવતું નથી. જો તેમની તરફથી જવાબ ન મળે તો બારણું તોડીને પણ તેમના ઓરડામાં તપાસ કરજો. હું નિરંજનની તપાસ માટે જાઉં છું, અને બહાર મારો મદદનીશ અરૂણ છે તેને તમારી મદદ માટે મોકલું છું. તે તમને ઉપયોગી થઇ પડશે.'

અને અહીંથી જ એ બેઉ છૂટાં પડયાં. મુદ્રિકા બંગલા તરફ ગઇ, જ્યોતિપ્રસાદ બગીચાના પ્રવેશદ્વાર તરફ ચાલ્યો.

જ્યોતિપ્રસાદ બહાર આવ્યો. અરૂણ જે સ્થળે છુપાઇ રહ્યો હતો ત્યાં તે ગયો, પરંતુ અરૂણ એ સ્થળે કિંવા તેની આસપાસના કોઇ પણ સ્થળે જોવામાં આવ્યો નહિ. તેમ જ પોતે જે મોટરમાં અહીં આવ્યો હતો એ મોટર પણ પોતે જ્યાં રાખી હતી તે સ્થળેથી ઉપડી ગયેલી લાગી.

કારણ કે અરૂણ તો અહીંથી રવાના થયેલી એક મોટરનો પિછો લઇ રહ્યો હતો અને એ કાર્ય માટે તેણે રાવસાહેબની મોટરનો જ ઉપયોગ કર્યો હતો.

# પ્રકરણ ૧૮ મું

## અરૂણની પ્રવૃત્તિ

રાવસાહેબના ગયા પછી અરૂણ બગીચાની દીવાલ તરફ નજર રાખી રહ્યો હતો. એ વખતે આ સ્થળે ફકિરચંદ અહીં ક્યાંથી? અરૂણને સ્વાભાવિક રીતે જ તેને જોઇને આશ્ચર્ય થયું. તેના જેવો શ્રીમંત અને પ્રતિષ્ઠિત માણસ આ સ્થળે આવી રીતે છુપાઇને શી હિલચાલ કરી રહ્યો હશે? લખધીર સોલંકીના ખૂનના કિસ્સા સાથે આ માણસનો કોઇ નહિ ને કોઇ સંબંધ હોવાનું રાવસાહેબ કહેતા હતા. બીજી તરફથી બગીચામાં છુપાયેલા નિરંજનનો પણ લખધીરના ખૂનના કિસ્સા સાથે સંબંધ હોવાની શંકા હતી. ત્યારે શું નિરંજનની સાથે ફકિરચંદનો કોઇ સંબંધ હશે? પરંતુ હવે પોતે શું કરવું? જે સ્થળે નિરંજન છુપાયો છે તે દીવાલ તરફ નજર રાખવી કે આ ફકિરચંદની હિલ-ચાલનો પત્તો મેળવવો?

એ રીતે અરૂણના મનમાં વિચારો ઘોળાતા હતા. એ વખતે એક બીજો માણસ તેના જોવામાં આવ્યો અને બીજી જ ક્ષણે ફકિરચંદ અદૃશ્ય બની ગયો. અરૂણે નવીન આગંતુક તરફ નજર કરી. અરૂણ બસમાંથી ઉતરીને આ તરફ આવતો હતો ત્યારે રસ્તા પર ગોળીઓથી ઘવાયેલી એક મોટર પસાર થતી તેણે જોઈ હતી. એ મોટરમાં તેણે આ માણસનો ચહેરો જોયો હતો.

એ કોણ હશે? અને તે અહીં શા માટે આવ્યો હશે? એ પ્રમાણે તે વિચાર કરી રહ્યો હતો ત્યાં નવીન આગંતુક દીવાલ કુદાવીને બીજી બાજુએ અદૃશ્ય થયો. તુરત અરૂણની જીજ્ઞાસાવૃત્તિ તીવ્ર બની. તેણે આસપાસ દૃષ્ટિ કરી. ફકિરચંદ અદૃશ્ય બની ગયો હતો. બીજો કોઇ માણસ નજરે પડતો ન હતો. એટલે અરૂણ જે વૃક્ષઘટામાં છુપાયો હતો ત્યાંથી બહાર આવી, એકદમ પેલી દીવાલ પાસે ગયો. એક જ

છલંગમાં તે દીવાલ પર ચડી ગયો. તેણે અંદર દૃષ્ટિ કરી. પરંતુ બગીચાની અંદર નિરંજન કિંવા નવીન આગંતુક દૃષ્ટિએ પડયા નહિ. એટલે કશો પણ અવાજ થવા ન પામે એ રીતે તે અંદરના ભાગમાં સરકી ગયો. તેણે ચોતરફ નજર કરી. તેના કાન તીવ્ર બન્યા. પોતે જે સ્થળે ઉભો હતો, ત્યાંથી થોડે દૂર કાંઇક ધમાધમી થતી હોય એવું તેના જોવામાં આવ્યું.

તે ધીમે ધીમે ઝાડની ઓથે એ તરફ ગયો. મસ્તક પર ધોળા પાટા બાંધેલો અને લંગડાતો એક માણુસ તેના જોવામાં આવ્યો. એ જ નિરંજન ! તે અત્યારે અહીં બે માણુસોનો સામનો કરી રહ્યો હતો. એક તો પોતે જેને દીવાલ કુદાવીને અંદર દાખલ થતો જોયો હતો તે અને બીજો પણ તેના જેવા જ દેખાવનો માણુસ હતો. એ કદાચ બીજી બાજુએથી અંદર આવ્યો હોય અને તેથી પોતાની નજરે ન ચડયો હોય એમ અરૂણે માન્યું.

નિરંજન પગે લંગડાતો હોવા છતાં પણ આ બે જણાનો સામનો કરતો હતો, પરંતુ તેના પ્રતિપક્ષીઓ કાંઇ નબળા ન હતા. તે બેઉ બાજુએથી નિરંજનને ભીડાવવા મથતા હતા. એમ કરતાં તેમણે નિરંજનને જમીન પર પટકયો અને એ બેય માણુસો તેના શરીર પર મુક્કીઓ તથા પાટુઓનો ફાવે તેમ અને ગમે તે સ્થળે પ્રહાર કરવા લાગ્યા.

આ દૃશ્ય જોઇને અરૂણુના દિલમાં બહુ જ લાગી આવતું હતું. નિરંજન એકલો હતો, વળી અત્યારે તે જમીન પર પડી ગયો હતો. તે અસહાય બની ગયો હતો અને પેલા બે માનવીઓ નિર્દયપણે તેના શરીર પર પ્રહાર કરતા હતા. ક્ષણુભર તેની પાસે જઇને તેને મદદ કરવાનો, પેલા બે બદમાશોને પોતાની શરીરશક્તિનો સ્વાદ ચખાડવાનો અરૂણુના દિલમાં વિચાર ઉપજ્યો.

તે શરીરે હૃષ્ટપુષ્ટ હતો, કસાયેલો હતો, ગુન્હાશોધનના ધંધાને અંગે અનેક વાર આવા માનવીઓનો સામનો કરવાના પ્રસંગો તેને

મળ્યા હતા. જાપાનીઓનું 'જ્યુ જીત્સુ', યુરોપીયનોની મુક્કાબાજી અને હિંદીવાનોની મલ્લકુસ્તીની તાલીમ રાવસાહેબ પાસેથી તેને મળી હતી. પોતે એકલો પણ ઘડીના છઠ્ઠા ભાગમાં આ બે જણાનો પરાભવ કરી શકે એમ છે એવું તેને લાગતું હતું. અને તેથી તેનું મન આ અન્યાય-યુદ્ધમાં ઝંપલાવવાને તલપાપડ થતું હતું.

પરંતુ તેની સાથે જ રાવસાહેબે નિરંજન, તેના પિતા ત્રિલોચન-રાય માણીગર, તેમણે મોકલેલાં સાબરશિંગ, તેની થયેલી ચોરી, સાબર-શિંગના સંબંધમાં રહેલું કોઇ ગુપ્ત રહસ્ય વિષેની જણાવેલી હકીકતનો પણ તે વિચાર કરતો હતો. અત્યારે પોતે વચ્ચે પુરાઇને કદાચ નિરં-જનને બચાવી શકે, પરંતુ આ બદમાશો એથી છટકી જાય; કદાચ તેઓ પકડાય તો પણ તેમની પાછળ રહીને દોરીસંચાર કરનારનું નામ તો તેમની પાસેથી મળી શકે જ નહિ. એટલે આ લોકોની ઝપા-ઝપીમાં પોતે દરમ્યાનગીરી કરવાનું કાર્ય રાવસાહેબ જ્યોતિપ્રસાદની યોજનામાં અરૂણને બંધ બેસતું લાગ્યું નહિ. એથી તેણે તટસ્થ દષ્ટા તરીકે જ હવે શું બને છે તે જોવાનો નિશ્ચય કર્યો.

અત્યારે અંધકારના ઓળા પથરાવા લાગ્યા હતા. છતાં તદ્દન અંધારૂં થયું ન હતું. અરૂણ જોઈ શકતો હતો કે નિરંજન બિલકુલ બેભાન બની ગયો છે. એ પછી બેમાંથી એક માણસ દીવાલ પાસે ગયો. તેણે કાંઇક ઇશારત કરી હોય એમ લાગ્યું. તુરત જ એક ત્રીજો માણસ હાથમાં રસી લઇને અંદર આવ્યો. તેમણે એ રસી વડે નિરંજનના મૂર્છિત દેહને બાંધી લીધો.

એ પછી તેને ઉપાડીને તેઓ બીજી બાજુની દીવાલ તરફ ચાલ્યા. અરૂણ પણ કશો સંચળ થવા ન પામે એ રીતે તેમની પાછળ જવા લાગ્યો. પેલા ત્રણ માણસો દીવાલ પાસે પહોંચ્યા. એક કૂદીને બીજી બાજુએ ગયો, બીજો દીવાલ પર ચડયો, ત્રીજા માણસે નિરંજનના દેહને ઉંચો કરી, દીવાલ ઉપર બેઠેલા માણસ તરફ ધકેલ્યો. એ માણસે તેને ખેંચીને તોળી રાખ્યો. બગીચાની અંદરનો માણસ દીવાલ પર

ચડી ગયો. એ બે જણાએ નિરંજનના દેહને બીજી બાજુએ નીચે ઉતાર્યો. તેઓ પણ તેની પાછળ બહાર ઉતરી પડ્યા.

તત્કાળ બિલ્લીપગે દોડતો અરુણ ત્યાં પહોંચ્યો. તેણે જોયું કે દૂર એક મોટર ઉભી હતી. ત્રણે જણા નિરંજનને ઉપાડીને એ મોટર તરફ જતા હતા. તેમને દૂર જવા દઇને તે પણ દીવાલ કુદાવીને બહાર આવ્યો. અત્યારે આકાશ વાદળાંના ઘટાટોપથી છવાઇ ગયું હોઇ પૂર્ણ અંધકાર પ્રસરી રહ્યો હતો. છતાં બહાર ઉગેલાં વૃક્ષોની પાછળ લપાઇને અરૂણ એ લોકોની પાછળ જતો હતો.

નિરંજન શુદ્ધિમાં આવી ગયો હોય એમ લાગતું હતું. કેમ કે આ લોકો તેને મોટરમાં દાખલ કરતા હતા તે વખતે તેને બાંધેલો હોવા છતાં પણ તે ધમપછાડા કરતો હતો. પરંતુ તેનો શ્રમ નિષ્ફળ જવાને જ સર્જાયેલો હતો.

તેને મોટરમાં દાખલ કર્યા પછી એક માણસ ડ્રાઇવરના સ્થાને બેઠો, બીજો માણસ પાછલી બેઠક પર બેઠો અને ત્રીજો માણસ પુનઃ બગીચાની દીવાલ તરફ જવા લાગ્યો. આ વખતે એ માણસ જે સ્થળે ધમાધમી થઇ હતી એ બાજુની દીવાલ તરફ નહિ, પણ જે સ્થળેથી નિરંજન દીવાલ કુદાવીને બગીચામાં દાખલ થયો હતો એ તરફ જતો હતો. એ સ્થાન અને મોટરની વચ્ચે જરીક વધારે અંતર હતું.

અરૂણ જમીન સરસો થઇ ગયો અને વરૂની ચાલે ચાલતો એ માણસની પાછળ જવા લાગ્યો. પેલો માણસ અંદર દાખલ થયો. દીવાલ પાસે જઇને જોતાં એ માનવીનો હેતુ અરૂણ કળી ગયો. તે પેલાં સાબરશિંગ તરફ જતો હતો.

તત્કાળ તે સાવધ બની ગયો. આ સાબરશિંગમાં કોઈ ગુપ્ત રહસ્ય સમાયેલું છે. તેની ફરતું આખું કોકડું ગુંચવાયેલું છે. એટલે આ લોકો નિરંજનને ભલે સપડાવી શકયા, પરંતુ સાબરશિંગ તેમના હાથમાં જવા ન દેવાં, એવો તેણે નિશ્ચય કરી લીધો.

તે બહાર એક બાજુએ લપાઇને ઉભો રહ્યો. પેલો માનવી સાબર-શિંગની સાથે દીવાલ પરથી નીચે જમીન પર આવ્યો કે તે જ ક્ષણે અરૂણે તેની ઉપર ચિત્તાની માફક ઝડપ મારી. એ માણસ સાવધ બને તે પહેલાં જ ઉપરાઉપરી તેનાં જડબાં ઉપર પોતાના બધા જોર-પૂર્વક ત્રણ મુક્કીઓ લગાવી દીધી. એ માણસ કશો પણ અવાજ કર્યા સિવાય જમીન પર પડી ગયો. સાબરશિંગ તેના હાથમાંથી છૂટી ગયાં. એઉ સાબરશિંગ ઉપાડીને અરૂણ જે સ્થળે પેલી મોટર ઉભી હતી તેની સામી દિશાએ દોડવા લાગ્યો.

જમીન પર પડેલો માણસ પણ ખડતલ અને કસાયેલા બાંધાનો હતો. જડબા પર લાગેલી અરૂણની જોરદાર મુક્કીઓથી તેને કળ વળી ગઇ હતી ખરી, છતાં તે બેભાન બન્યો ન હતો. થોડી વારમાં જ તે ઉભો થઈ ગયો. બૂમ મારીને પોતાના સાથીઓને મદદે બોલાવવાનું સલામત ન હતું. એથી બગીચા અને તેની અંદરના માણસો આ તરફ આવી લાગે એવી ભીતિ હતી. અને તેણે અરૂણને સાબરશિંગ ઉપાડીને દોડતો જોયો હતો, એટલે તે પણ તેની પાછળ દોડવા લાગ્યો.

અરૂણે પોતાની પાછળ પગલાંના ધબકારા સાંભળ્યા. તેણે પાછળ ફરીને દૃષ્ટિ કરી તો એ માણસ દોડતો આવતો દેખાયો. પોતાના હાથમાં બે લાંબાં અને વજનદાર સાબરશિંગ હતાં. એ સાબરશિંગની સાથે તેને દોડવાનું હતું. એટલે થોડી વારમાં જ પોતાનો પિછો લેનાર માનવી પોતાને પકડી પાડશે એવી તેને ભીતિ લાગી. જો આ સાબરશિંગને કોઇ સ્થળે છુપાવી શકાય તો કશો વાંધો આવે તેમ ન હતું; પરંતુ આવાં લાંબાં સાબરશિંગને છુપાવવાં કયે સ્થળે? આસપાસ દૃષ્ટિ કરતો તે જતો હતો. તેની પાછળ દોડતા આવતા માણસનાં પગલાંનો અવાજ સંભળાતો હતો. અરૂણ વાંકાચૂંકા વૃક્ષોની વચ્ચે થઇને દોડતો હતો. એ પ્રમાણે થોડે દૂર જતાં એક સ્થળે તેનો પગ પીંડી સુધી જમીનમાં ખુંચી ગયો. આ સ્થળે કાદવ, કિચડ અને કચરાથી ભરેલું ખાબોચીયું હોવાનો તેને ખ્યાલ આવ્યો. તેમાં ખુંચેલા પગને બહાર કાઢી, તે

એક બાજુએ ખસી ગયો અને બેઉ સાબરશિંગને તેણે એ ખાબોચી-યામાં નાંખ્યાં. સાબરશિંગ તેના વજનને લીધે તેની અંદર ઘુસી ગયાં. અરૂણે તેની ઉપર થોડાં પાંદડાં તથા બીજો કચરો ઢાંકી દીધો.

પેલા માણસનો અવાજ નજીકમાં જ સંભળાયો. પરંતુ તે તુરત જ ઉભો થયો. નજીકમાં પડેલી બે લાકડાની ડાળીઓ તેણે ઉપાડી લીધ હતી. તેમાં ખાસ વજન ન હતું. એ ઉપાડીને તે દોડવા લાગ્યો. પેલે માણસ પણ તેની પાછળ જવા લાગ્યો, આમ તેમ વાંકચૂંકમાં થઇ કેટલેક દૂર ગયા પછી પોતે ઉપાડેલી લાકડાની ડાળીઓ જમીન પઃ ફેંકીને અરૂણ આગળ દોડયો અને થોડે દૂર જઇ એક વૃક્ષ પાછળ લપાઇને જોવા લાગ્યો. તેની યુક્તિ આબાદ નીવડેલી લાગી.

તેની પાછળ પડેલો માણસ જે સ્થળે અરૂણે લાકડાની ડાળીએ જમીન પર પછાડી હતી તે સ્થળે આવીને અટકી ગયો. જમીનપઃ બેસીને તે તપાસ કરવા લાગ્યો. પરંતુ તેની આશા સફળ થઇ નહિ. એ માણસ એટલામાં અરૂણે સાબરશિંગ નાંખી દીધાં છે એમ માનીં તપાસ કરી રહ્યો હતો. અરૂણ એ જોઇને મનમાં ને મનમાં હસતો હતો

થોડી વારે એ માણસ ઉભો થયો. તેણે ચોતરફ દૃષ્ટિ કરી. છેવઃ નિરાશ બનીને એ ત્યાંથી ચાલ્યો ગયો.

સાબરશિંગ તો સલામત હતાં. અરૂણ સિવાય બીજા કોઇને તેને પત્તો લાગવાનો સંભવ ન હતો. હવે અરૂણને એક નવીન સ્ફુરણ થયું આ લોકોની મોટરનો પીછો લીધો હોય તો કેમ ? પોતે તો અહીંસુધી મોટરબસમાંથી ચાલતો આવ્યો હતો, પરંતુ રાવસાહેબ અહીં મોટરમ આવ્યા હતા. તેમની મોટરને શોધી કાઢીને તેનો ઉપયોગ કરી શકાય

તેણે અલ્પ સમયમાં જ રાવસાહેબની મોટર શોધી કાઢી અ પછી એકાદ–બે મીનિટમાં પેલી મોટરના એન્જીનનો અવાજ સંભ ળાયો. એ મોટર આ તરફ ગલ્લીમાં થઇને પાકી સડક તરફ જતી હતી તે મોટર કેટલેક દૂર ગયા બાદ અરૂણે રાવસાહેબવાળી મોટરઃ ચાલૂ કરી. આગલી મોટરની પાછળની લાલ બત્તી પોતે જોઈ શં

મને એ મોટરમાં બેઠેલા માનવીઓને પોતે તેમનો પિછો લીધો છે એવી શંકા ન આવે, એટલા અંતર પર પોતાની મોટરને રાખીને તે લાવવા લાગ્યો. આવા કાર્યમાં તે પાવરધો હતો.

એ મોટર ચંદ્રનગર તરફ જતી હતી. હવે તો બીજી મોટરો તથા અન્ય વાહનો પણ એ દિશા તરફ જતાં દેખાયાં. એટલે આગલી મોટર-વાળા બદમાશોને પોતાના સંબંધમાં કશી પણ શંકા આવવાની અરૂણને ભીતિ ન હતી. એમ કરતાં તેઓ ચંદ્રનગરની નજીક આવી પહોંચ્યા.

આગલી મોટર ચંદ્રનગરની બહાર પરા તરફ જવા લાગી. થોડે દૂર જતાં તે આરબગલ્લીમાં દાખલ થઇ. અરૂણ આ તરફ અનેક વાર આવ્યો હતો. આ ગલ્લીમાં ધોળે દહાડે પણ જાનના જોખમનો પ્રસંગ આવી લાગે તેમ હતો. તો પછી રાત્રિના સમયમાં તો કોઇ એકલ-દોકલ માણુસ આવવાની હિમ્મત જ કેમ કરી શકે? પોલીસ ખાતાના સિપાઇઓ પણ ત્રણથી ચારની સંખ્યામાં એકી સાથે રહીને આ ગલ્લીમાં રોન ફરવા નિકળતા.

આગલી મોટર એક મકાન પાસે ઉભી રહી. અરૂણ પોતાની મોટરને વેગપૂર્વક હંકારી ગયો અને સામે છેડે લઇ જઇ બાજુના રસ્તા પર વાળીને તે સ્થળે મોટરને તણે થંભાવી દીધી. મોટરમાંથી નીચે ઉતરીને તે પુનઃ આ ગલ્લીમાં દાખલ થયો. તે નજીક આવ્યો ત્યાં આગલી મોટરમાંહેના માણુસો નિરંજનના દેહને ઉપાડીને એક મકાનની અંદર દાખલ થતા દેખાયા.

પરંતુ એ ઉઠાઉગીરો પર નજર રાખનાર તે એકલો જ અહીં ન હતો. એક બીજો માનવી પણ એક મકાનની બાજુમાં લપાઇને જે મકાનમાં પેલા ઉઠાઉગીરો દાખલ થયા હતા, તે મકાન પર નજર રાખી રહ્યો હતો. આ માણુસનો દેખાવ વિચિત્ર હતો. તે વૃદ્ધ ઉમ-રનો લાગતો હતો. તેના મસ્તક પરના સફેદ વાળ જુંથરાં જેવાં જણાતાં હતાં. તેનો પોશાક પણ વિચિત્ર લાગતો હતો. આ માણુસ કોણ હશે? અને તે આ મકાન પર શા માટે નજર રાખી રહ્યો હશે? અરૂણના દિલમાં પ્રશ્ન ઉદ્ભવ્યો.

# પ્રકરણ ૧૯ મું

## સીતારામની સંકડામણ

તે જ રાત્રે સીતારામ પણ ચંદ્રનગર પહોંચ્યો. તેના ખભામ ગોળીથી જખમ થયો હતો. ચંદ્રનગરથી દૂર એકાંતિક સ્થાનમાં આવેલ તેના મકાનમાં તે તથા તેના સાથીઓ નિરંજન અને મુદ્રિકાને સપ ડાવીને ઉપાડી ગયા હતા. 'નામદાર' ત્યાંજ હતો. સીતારાગ 'નામદાર'ના ફરમાનથી નિરંજનને શારીરિક યાતના આપવાને પ્રયોગ અજમાવતો હતો, ત્યાં કેટલાક માણુસોએ આ મકાન પર હલ્લે કર્યો. 'નામદાર' બે કેદીઓ તથા સાબરશિંગ સાથે મોટરમાં છટકી ગયો. સીતારામ અને તેના સાથીઓ હુમલાખોરો સામે ઝઝુમ્યા આમનસામન ગોળીબાર થયા. સીતારામ તથા તેના બે સાથીઓને ઇજ થઈ. સામા પક્ષના બે–ત્રણ માણુસો ઘવાયા, તેમની મોટરો પણ ગોળીબારથી ઘવાઇ હતી. 'નામદાર' બે કેદીઓને લઇને છટકી ગયે એટલે હુમલાખોરો અહીં વધુ નહિ રોકાતાં ચાલ્યા ગયા. એટલું સારૂ હતું કે આ એકાંતિક સ્થળ હોઇ, અહીં બનેલા બનાવની કોઈને ખબર પડી નહિ.

સીતારામ પોતાની પાસે પ્રાથમિક સારવારનાં સાધનો રાખતે હતો, એટલે પોતાના સાથીઓને થયેલા જખમો ધોઇને પાટાપીંડી કરી દીધી. અહીં એક માણુસને રાખીને બાકીના માણુસો વિખરાઇ ગયા

નિરંજન માણીગર પાસેથી સાબરશિંગનું ગુપ્ત રહસ્ય પ્રાપ્ત કર વાની તેમની યોજના નિષ્ફળ ગઈ હતી. એથી 'નામદાર'ના ગુસ્સાને પોતાને ભોગ થવું પડશે એમ તે સમજતો હતો. તે એટલું સમજી શક્યે હતો કે કાલુસીંગે જ તેના સહકારીઓનો સાથ મેળવીને આ બંગલ પર હુમલો કરેલો હોવો જોઇએ. પરંતુ પોતે નિરંજનને આ સ્થળે લાવ નાર છે એવી ખબર કાલુસીંગને કેવી રીતે પડી ? કાલુસીંગે પિસ્તોલન

અંગે કેટલીક હકીકત સીતારામ પાસેથી કઢાવી હતી ખરી, પરંતુ આ એકાંતિક સ્થાન વિષે તેણે કાલુસીંગને કશું પણ કહ્યું ન હતું.

તે ચંદ્રનગરમાં મહેતાબ સ્ટ્રીટ પાસે આવેલા ખંઢારપામાં રહેતો હતો. અહીં તેનું પોતાનું મકાન હતું. તે પુરાતની વસ્તુઓનો સંગ્રહ કરીને વેચવાનો ધંધો કરતો હતો. સામાન્ય રીતે તેની આર્થિક સ્થિતિ સારી મનાતી હતી અને આ આ ધંધામાં તેને કમાણી પણ ઠીક થાય છે એમ આસપાસના માણસો તથા તેના પરિચિતો માનતા હતા. તે ઉઠાઉગીરી અને બદમાશીનાં કામોમાં ભાગ લેતો હશે એવું તો તેના ઉઠાઉગીર મિત્રો સિવાય બીજા કોઇના પણ જાણવામાં ન હતું.

તેણે વડોદરા કોલેજમાં અભ્યાસ કરીને બી. એ. ની પરીક્ષા પસાર કરી હતી. સામાન્ય રીતે તે દિલદાર સ્વભાવનો હતો. પરંતુ તેની વધુ પડતી ખર્ચાળ ટેવે તેના જીવનને અવળે માર્ગે દોર્યું હતું. અને અગાઉ કાયદાની દૃષ્ટિએ ભયંકર અને ગુનાહિત ગણાય એવાં કૃત્યો તેના હાથે થયાં હતાં. તેનાં એ કૃત્યો ઉઠાઉગીરોની આલમમાં અગ્રપદ ધરાવનાર 'નામદાર'ના જાણવામાં ગમે તે રીતે આવી ગયાં હતાં. એથી જ તે 'નામદાર'નો દબાયેલો રહેતો હતો. તે ઉપરાંત બીજી એક વાત પણ હતી. 'નામદાર'શક્તિશાળી, બુદ્ધિમાન અને ફળદ્રુપ ભેજાવાળો હતો, તેની યોજનાઓ અફર બનતી. એટલે તેનો સહકાર સીતારામને લાભદાયી પણ થતો. કોઇ વાર આ 'નામદાર'ના નામથી ઓળખાતા માનવીની ગુલામગીરી કરવા પ્રત્યે સીતારામના દિલમાં અણગમો પણ પેદા થતો. પરંતુ તેની મૂંડી 'નામદાર'ના હાથમાં હોઇ, તે લાચારીપૂર્વક તેનો તાબેદાર બની રહેતો.

અત્યારે એ તેના મકાનમાં એકલો જ હતો. તેને ત્યાં કામ કરનારાં માણસો પોતાને ઘેર ચાલ્યા ગયાં હતાં. તેણે એક કબાટમાંથી વ્હીસ્કીનો શીશો કાઢી, મદ્યપાન કર્યું અને ઉશ્કેરાટ અનુભવતાં જ્ઞાનતંતુઓને સ્વસ્થ બનાવવાનો યત્ન કર્યો. તેનું સ્વસ્થ બનેલું મન ભાવીનો વિચાર કરવા લાગ્યું. તે હવે આ શહેરમાં વધુ વખત રહેવા ઇચ્છતો ન હતો.

બને એટલી રોકડ રકમ એકઠી કરીને કોઇ દૂરના સ્થળે ચાલ્યા જવું, અને ત્યાં વળી નવે નામે બિલકુલ નવેસરથી ધંધો શરૂ કરવો એવો તે વિચાર કરતો હતો. એ વખતે નીચે પ્રવેશદ્વાર પાસેનું બટન દાબવાથી ઘંટડીનો રણકાર થયો.

તે ક્ષણભર તો સ્તબ્ધ બની ગયો. આગંતુક કોણ હશે ? બારણું ઉઘાડવું કે નહિ ? કોઇ પોલીસનો માણસ હશે ? અથવા 'નામદાર'નો માણસ પોતાને બોલાવવા માટે આવ્યો હશે ? છેવટે તે અમુક નિશ્ચય પર આવી ગયો અને નીચે જઇને તેણે પ્રવેશદ્વાર ખોલ્યું તો એક સદ્‌ગૃહસ્થને શોભે તેવા પોશાકમાં સજ્જ થયેલો અજાણ્યો માનવી તેની દૃષ્ટિએ પડયો.

તેણે પૂછ્યું : 'તમે કોણ છો ? અને આટલી મોડી રાત્રે મારે ત્યાં કેમ આવ્યા છો ?'

'મી. સીતારામ તમે પોતે જ ને ?' આગંતુકે સવાલ કર્યો : 'વારૂ, મારૂં નામ ફકિરચંદ સોનાવાલા છે. હું તમારી પાસે એક ખાસ કામને માટે આવ્યો છું.'

'ફકિરચંદ સોનાવાલા !' સીતારામ ક્ષણભર તેની સામે જોઇ રહ્યો : 'મેં તમારૂં નામ સાંભળ્યું છે ખરૂં. હા, હવે મને યાદ આવ્યું. તમે એક કંપનીના ડિરેકટર હતા અને વીમા કંપનીઓની સાથે પણ તમે સંબંધ ધરાવો છો. પરંતુ મારે કોઇ વસ્તુનો વીમો ઉતરાવવો નથી.'

'મી. સીતારામ ! તમારે ભલે વીમો ઉતારાવવો ન હોય, પણ ફાંસીને માંચડે ચડીને મૃત્યુને આમંત્રવાનું તો તમે પસંદ નહિ જ કરતા હો.' ફકિરચંદે કહ્યું : 'મારા ધંધાને અંગે મારે અનેક માણસોના પરિચયમાં આવવું પડે છે અને તેમની દ્વારા અનેક વાતો મારા જાણવામાં આવે છે. જયદેવ ગજ્જરને પત્તા વડે જુગાર રમવાનો શોખ હતો. એ જુગારમાં તે પોતાની તમામ મિલકત ગુમાવી બેઠો. તેના એક મિત્રે જ તેને પૂરો પાયમાલ કરી મૂકયો, અને આખરે કેવી રીતે જયદેવ ગજ્જરનું મોત નિપજ્યું એ મારા જાણવામાં આવી ગયું છે. હવે તો તમે સમજ્યા ને ?'

એ પ્રમાણે બોલતો ફકિરચંદ મકાનની અંદર દાખલ થઇ ચૂકયો હતો. સીતારામે બારણું બંધ કરવાનો યત્ન કરતાં કહ્યું : ' હા, જયદેવ ગજ્જર મારો મિત્ર હતો ખરો; પરંતુ જો તમે ધમકી આપીને મારી પાસેથી તમારૂં કોઇ કાર્ય સિદ્ધ કરવાને માટે આવ્યા હો, તો તમારો હેતુ બર આવી શકે તેમ નથી. તમને કદાચ ખ્યાલ નહિ હોય કે જયદેવ ગજ્જરે આત્મહત્યા કરી હતી !'

' અદાલતે એવો નિર્ણય આપ્યો હતો એ વાત સાચી છે.' ફકિરચંદે શાંત સ્વરે જણાવ્યું : ' પરંતુ મારી પાસે પુરતા પૂરાવા છે કે તેનું ખૂન કરવામાં આવ્યું હતું. કોણે તેનું ખૂન કર્યું હતું એ પણ હું જાણું છું, એટલું જ માત્ર નહિ પરંતુ તેના ખૂનીએ અરૂંધતી નામની એક યુવતીનું પણ ખૂન કર્યું હતું એવી મારી પાસે સાબિતી છે. રંજનપ્રસાદનો પચીશ હજાર રૂપિયાનો હીરો કેવી રીતે તેના મકાનમાંથી ચોરાયો અને પછી એ કોની પાસે આવ્યો હતો. એ પણ હું સિદ્ધ કરી શકું તેમ છું.'

' આ સ્થળે ઉભા રહીને આપણે આવી વાતો કરવી તે યોગ્ય નથી. તમે મારી સાથે ઉપર ચાલો.' સીતારામે કહ્યું.

ફકિરચંદ તેની સાથે ઉપર ગયો. લખધીર સોલંકીના મકાનમાં તે પંદર હજાર રૂપિયાની નોટોથી ભરેલું પરબીડીયું લઇને ગયો હતો એ આપણે જાણીએ છીએ. ત્યારપછીથી તેની તમામ સ્વસ્થતા ગુમાઇ ગઇ હતી. તે અતિ શ્રમપૂર્વક બાહ્યતઃ સ્વસ્થ દેખાવાનો યત્ન કરતો હતો, પરંતુ કોઇ ચાણાક્ષ નિરીક્ષક હોય તો તે કહી શકે કે આ માણસ અમુક સમય થયા અનિદ્રાથી અને જ્ઞાનતંતુના ઉશ્કેરાટથી પીડાતો હોવો જોઇએ. જાણે કોઇ અદશ્ય ભય તેને સતાવી રહ્યો હોય એવું તેની મુખમુદ્રાનું ધ્યાનપૂર્વક અવલોકન કરવાથી સમજી શકાય તેમ હતું.

ઉપર ગયા પછી બન્ને જણાએ ખુરશી પર બેઠક લીધા બાદ સીતારામે કહ્યું : ' તમે મારી પાસે શા કામસર આવ્યા છો ? મેં તમને એ તો કહી જ દીધું છે કે તમારા વીમાને લગતા કામકાજમાં મને કશો પણ રસ નથી.'

'મહાશય !' ફકિરચંદ બોલ્યો : 'તમે મારી મારફત કોઇ કારખાનાનો વીમો ઉતરાવીને એ કારખાનાને આગ લગાડો, અથવા તો કોઇ માનવીનો મોટી રકમનો વીમો ઉતરાવીને, તેનું મોત નિપજાવો, એવી તમારી પાસે માગણી કરવાને માટે હું આવ્યો નથી. એવા કાર્યને માટે તમને બીજા માણસો મળી આવશે. મારે તો એક બીજી જ વાત તમને કરવાની છે. મારો સમય બહુ કિંમતી છે. એટલે મારે તમને જે કહેવાનું છે તે હું ટુંકામાં જ કહીશ. એ પછી આપણે બે મિત્રો બનીએ અને કાયમને માટે મિત્રો જ રહીએ, તે તમારે માટે કેટલું આવશ્યક અને લાભકારક છે એ તમને સમજાશે.'

સીતારામે ફકિરચંદના કથનને સાંભળવાનો સ્વીકાર કર્યો. ફકિરચંદે પોતાના કથનનો પ્રારંભ કર્યો. સીતારામને લાગ્યું કે આ માણસ પોતાની જૂની કારકીર્દીનો 'નામદાર' કરતાં પણ વિશેષ જાણકાર છે.

ફકિરચંદે કહ્યું : 'મારા કથન પરથી સમજાયું હશે કે તમારો ભૂતકાલીન ઇતિહાસ મારાથી અજાણ્યો નથી. તમે ખૂન કર્યાં છે, ચોરીઓ કરી છે, ઉઠાઉગીરોના ભાડુતી સહાયક બન્યા છો, કોઇના પેટમાંથી વાત કઢાવવા માટે તેને કેવી કેવી શારીરિક યાતનાઓ આપવી એ વિષયના તમે નિષ્ણાત છો, અને તે માટે જ હું તમારી સહાયની માગણી કરવા આવ્યો છું.'

સીતારામે પૂછ્યુ : 'મારી ભૂતકાળની કારકીર્દીના સંબંધમાં જે પુરાવા હોવાનું તમે જાણો છો, એ પુરાવા તમે કેવી રીતે મેળવ્યા હતા ?'

'મી. સીતારામ ! અનેક વીમા મંડળીઓનો મારી ઉપર પૂર્ણ વિશ્વાસ છે. તેમની પાસે કિંમતી વસ્તુઓનો વીમો ઉતરાવનાર એ વસ્તુઓની જે કિંમત કહેતો હોય તે બરાબર છે કે નહિ, તે નક્કી કરવા માટે વીમા મંડળીઓ મારી સલાહ લે છે.' ફકિરચંદે કહ્યું : 'એ ધંધાને અંગે કટલીક વાર એ ચીજો ગૂમ થાય છે, તે વખતે મારે તેની તપાસ પણ કરવી પડે છે. એ દરમ્યાન કેટલાક ઉઠાઉગીરોના પ્રસંગમાં પણ મારે આવવું પડે છે. તમારા ઉઠાઉગીર મંડળ માંહેના કેટ-

લોક માણસો મારા બાતમીદાર પણ છે. તેમની પાસેથી અનેક પ્રકારની અવનવી અને અદ્દભુત વસ્તુઓ મારા જાણવામાં આવે છે. હવે તો તમે મારા કથનને પૂર્ણપણે સમજી શકયા હશો. વારુ, હવે હું મારે જે કાંઇ કહેવાનું છે તે તમારી પાસે ખૂલ્લું કરું છું. મારી ખાતરી છે કે તમે મારા વિશ્વાસનો ભંગ કરી શકો તેમ નથી.'

'મારી ઉપર તમે પૂરો વિશ્વાસ રાખો. તમે જે કાંઇ કહેશો તે મારા મુખમાંથી કદી પણ બહાર નિકળશે નહિ.' સીતારામે તેને વિશ્વાસ આપ્યો.

અને પછી ફકિરચંદે જણાવ્યું : 'લખધીર સોલંકીનું ખૂન થયું છે એ તો તમે જાણુતા જ હશો. જે રાત્રે તેનું ખૂન થયું તે જ સમયે હું તેના મકાનમાં તેની સામે જ ઉભો હતો.'

'શું! તમે પણ પેલાં રહસ્યભર્યાં સાબરશિંગની પાછળ પડયા છો?' સીતારામે પ્રશ્ન કર્યો : 'નહિ, મી. સોનાવાલા! એનો ઇન્કાર કરવાની જરૂર નથી. હું જાણું છું કે તમે બધા એ સાબરશિંગ મેળવવાનો યત્ન કરી રહ્યા છો. પરંતુ તેનું કારણ મારાથી સમજી શકાતું નથી. હું જાણું છું કે તેનો બે લાખ રૂપિયાનો વીમો ઉતરાવવામાં આવ્યો છે, પરંતુ તમારા જેવો શ્રીમંત માણસ માત્ર બે લાખ રૂપિયાની કિંમતવાળી વસ્તુની પાછળ ગાંડો બને, લખધીર સોલંકીના મકાન પર એટલા જ ખાતર જાય એ વાત મારાથી માની શકાતી નથી. અને હવે–' તે ફકિરચંદ સામે અર્થપૂર્ણ દૃષ્ટિપાત કરતો બોલ્યો : 'મને લાગે છે કે તમે જ લખધીર સોલંકીનું ખૂન કરેલું હોવું જોઇએ.'

'તમારું એ અનુમાન, કલ્પના કે માન્યતા અસત્ય છે. મેં લખધીરનું ખૂન નથી કર્યું.' ફકિરચંદે આગ્રહભર્યા સ્વરે ઉચ્ચાર્યું : 'એ કલ્પના તો તમે તમારા મનમાંથી કાઢી જ નાંખજો; પરંતુ સાબરશિંગના સંબંધમાં તમે શું જાણો છો અને કેટલું જાણો છો?'

'હું!' સીતારામે અર્થપૂર્ણ હાસ્ય કર્યું : 'સાબરનાં શિંગડાંમાં તે એવું શું રહસ્ય ભરેલું છે? શું તેની ઉપરના નકસીકામમાં કોઇ રહસ્ય

છુપાયેલું છે ? તેનો બે લાખનો વીમો શા માટે ઉતારવામાં આવ્યો છે ? અને એ સાબરનાં શિંગડાંમાંથી નિરંજન માણીગર તથા તેનો બાપ વિલોચનરાય શો લુમડો મેળવવા ઇચ્છે છે ?'

'મી. સીતારામ ! હું અહીં તમારા પ્રશ્નોના જવાબ આપવા માટે આવ્યો નથી.' ફકિરચંદે કહ્યું : 'તેમ જ એ સાબરશિંગમાં મને એટલો બધો કોઇ રસ પણ નથી. હું તો મારા પંદર હજાર રૂપિયાની નોટો-વાળા એક પરબીડીયાને પાછું મેળવવા માગું છું.'

સીતારામ વચ્ચે બોલવા જતો હતો, પરંતુ તેને અટકાવીને સોનાવાલાએ આગળ ચલાવ્યું: 'તમે વચ્ચે ન બોલો. પ્રથમ મને મારી હકીકત કહી લેવા દો. એ પરબીડીયું લખધીરને ત્યાં રહી ગયું છે. હું શા માટે એટલી મોટી રકમ લઇને ત્યાં ગયો હતો એ મારે સમજવાનું છે. મેં ત્રણ વખત એ પરબીડીયું પાછું મેળવવાનો યત્ન કરી જોયો. એક વાર તો લખધીરને ત્યાં ફરીથી તેને માટે જવાનું મેં જોખમ ખેડયું હતું. એ વખતે પોલીસના માણસો તથા રાવસાહેબ જ્યોતિપ્રસાદ ત્યાં હાજર હતા. તેમણે મારા આગમનનું કારણ મને પૂછયું. સાચું કારણ આપી શકાય તેમ ન હતું. મેં તેમને ભળતો જ જવાબ આપ્યો, પરંતુ હું નથી માનતો કે રાવસાહેબે મારો એ ખુલાસો સ્વીકાર્યો હોય. ત્યારબાદ હું નિરંજનના મકાને ગયો હતો. ત્યાં પણ મારો યત્ન સફળ ન થયો. ત્રીજી વખત મેં મારે બદલે એક બીજા માણસને નિરંજનના મકાનમાં પરબીડીયાની તલાશ માટે મોકલ્યો હતો. તેમાં તે સફળ તો ન થયો, પરંતુ ઉલટો પોલીસના હાથમાં સપડાઇ ગયો.'

'જો એ પરબીડીયું તમે લખધીરને ત્યાં મૂકી આવ્યા હતા, તો પછી નિરંજનના મકાનમાં તેની તપાસ કરવાનું શું કારણ ?' સીતારામને ફકરિચંદના પ્રસ્તુત કથનથી આશ્ચર્ય થયું હતું.

'હું લખધીરને ત્યાં ગયો, ત્યારબાદ નિરંજન પણ તેને ત્યાં આવ્યો હતો. નોટોથી ભરેલું પરબીડીયું લખધીરના ઓફીસવાળા ખંડમાં

ટેબલ ઉપર પડયું હતું. ત્યાંથી એ પરબીડીયું ઉપાડી લેવાની નિરંજનને પૂરી અનુકૂળતા હતી.'

'પરંતુ નિરંજન લખધીરને ત્યાં શા માટે ગયો હતો ?' સીતારામે પ્રશ્ન કર્યો : 'શું તે સાબરશિંગ માટે ગયો હતો ?'

'તમારી કલ્પના સાચી છે. પરંતુ હકીકત એ છે કે મેં જ તેને ટેલિફોન કરીને એ સ્થળે આવવાનું જણાવ્યું હતું.'

'તમે ટેલિફોન કર્યો હતો ?' સીતારામની મુખમુદ્રાપર વિલક્ષણ આશ્ચર્ય પથરાઇ રહ્યું : 'શા માટે ?'

'હકીકત એ હતી કે મારા ગયા પછી લખધીરનું ખૂન થયું હતું. ખૂન કરનારા પલાયન થઇ ગયા હતા. હું એકલો લખધીરના મૃતદેહ પાસે હતો.' ફકિરચંદે ખુલાસો કરવા માંડયો : 'જો હું સપડાઉં તો મને જ લખધીરનો ખૂની માની લેવામાં આવે, પરંતુ મારી ઇચ્છા એવી હતી કે મારે બદલે નિરંજન ફાંસીના માંચડે ચડે એ જ વધારે યોગ્ય છે. કોઇ ભેદી માણસોએ મારી ઉપર ખૂનનો આરોપ મૂકવાનું કારસ્તાન રચ્યું હતું. મેં એ આરોપ નિરંજન ઉપર આવે એવી યુક્તિ કરી.'

'નિરંજન ઉપર શા માટે ?'

'કારણ કે હું તેને મારા માર્ગમાંથી દૂર કરવા ઇચ્છતો હતો અને એ માટે આ મને સહેલો રસ્તો લાગ્યો.' ફકીરચંદે ઇકરાર કર્યો : 'પરંતુ સીતારામ ! મેં તમને પ્રથમથી જ જણાવી દીધું છે કે હું અહીં તમારા પ્રશ્નોના જવાબ આપવાને માટે આવ્યો નથી. એટલે નિરંજનને મારા માર્ગમાંથી શા માટે દૂર કરવા ઇચ્છું છું એવો પ્રશ્ન કરવાની તકલીફ ન લેશો. હું કોઇ રીતે નિરંજનને હાથ કરવા માગું છું અને તેણે જો મારૂં પરબીડીયું ઉચાપત કર્યું હોય તો તેનું એણે શું કર્યું એ જાણવાની મારી ઇચ્છા છે. અને એ કાર્યમાં તમે મને સહાયભૂત થઇ શકો તેમ છો. એટલું જ માત્ર

નહિ પરંતુ હઠીલા અને આગ્રહી સ્વભાવના માણુસોને બોલતા કરવાની, તેમના પેટની વાત કઢાવવાની કળા તમને અવગત છે. એટલે આપણે કોઈ રીતે નિરંજનનો પત્તો મેળવવો જોઈએ, અને પછી તેણે મારૂં પરબીડીયું કયે સ્થળે રાખ્યું છે એ હકીકત તમે તેની પાસેથી કઢાવી આપો.'

'હું તમને નિરંજનનો પત્તો મેળવી આપીશ, એમ તમે શા ઉપરથી માની લીધું છે?' સીતારામે પૂછ્યું.

'તમે પેલાં સાબરશિંગના રહસ્યની પાછળ લાગ્યા છો એ હું જાણું છું. આજે સવારે નિરજંન જે બેબીકારમાં તેના મકાનેથી રવાના થયો હતો એ મોટરનો મેં પિછો લીધો હતો. તમે તેને સપડાવ્યો એ પણ મારા જોવામાં આવ્યું હતું. એટલે જ હું તમને પૂછું છું કે એ પછી તમે તેનું શું કર્યું અને તેને કયે સ્થળે રાખ્યો છે?'

સીતારામ ગંભીર સ્વરે બોલ્યો: 'જો હું નિરંજનને તમારા કબ-જામાં સોંપી દઉં તો મારા સંબંધમાં તમે જે કાંઇ હકીક્ત જાણો છો તે વિષે સંપૂર્ણ મૌન્ય ધારણ કરવાનું મને વચન આપો છો?'

'હા, વચન આપું છું, એટલું જ માત્ર નહિ, પરંતુ હું તમને તમારા શ્રમનો સારો બદલો પણ આપીશ.' ફકિરચંદે વચન આપ્યું.

'તમારા પંદર હજાર રૂપિયા તમને મળે તેના બદલામાં તમે મને કેટલી રકમ આપશો?'

'તેમાંથી અર્ધી રકમ તમારી.'

'એમ નહિ, મારા સંબંધમાં જે કાંઇ પુરાવા તમારી પાસે હોય તે તમામ મને આપી દેવા, રૂા. ૭૫૦૦ મને આપવા, અને પેલાં સાબરશિંગના સંબંધમાં જે કાંઈ તમે જાણતા હો તે મને જણાવવું.'

ક્ષણભર ફકિરચંદ વિચારગ્રસ્ત બની ગયો. છેવટે તેણે ઉચ્ચાર્યું: 'નિરંજનની પાસેથી એ પરબીડીયું તમે મને મેળવી આપો તે પછી હું તમને તે માંહેની અર્ધી રકમ આપીશ.'

# પ્રકરણ ૨૦ મું

## જગતપ્રસાદ ક્યાં છે?

બગીચામાંથી રાવસાહેબ જ્યોતિપ્રસાદ અને મુદ્રિકા છૂટાં પડયાં. મુદ્રિકા ‘ કૃષ્ણ કુટિર ’ તરફ ચાલી. તે તેના બાપુજીને મળવા ઇચ્છતી હતી. નિરંજન ગૂમ થઇ ગયો હતો. બગીચામાં ધમાધમી થઇ હોય એવું લાગતું હતું. પરંતુ એ બનાવના સંબંધમાં કશી પણ હકીકત તેના નોકરોને કહેવાનું તેને યોગ્ય લાગ્યું નહિં.

તે જગતપ્રસાદના ઓરડા તરફ જતી હતી ત્યાં પ્રાણજીવન રસ્તામાં મળ્યો. તેણે કહ્યું : ‘ મુદ્રિકાબહેન ! બાપુજીએ કશું ખાધું નથી, ચહા પણ પીધી નથી, અને અવાજ કરીએ છીએ તો તે બોલતા પણ નથી. એ જરીક નવાઇ જેવું ખરૂં. ’

‘ કાંઇ હરકત નહિ. હમણાં જ હું તેમને મળું છું. ’ મુદ્રિકાએ કહ્યું : ‘ વારૂ, પ્રાણજીવન ! અત્યારે સાંજને માટે તો તમે દાળ, ભાત ને ઓસામણ બનાવ્યાં છે ને ! પણ આપણે ત્યાં બે મહેમાનો આવનાના છે, એટલે તમે જલ્દી પુરી અને બે શાક વધારામાં બનાવી નાંખો.’ એ પ્રમાણે કહીને તેણે રસોયાને આ મકાનને છેડે રસોડા તરફ મોકલ્યો.

હવે તે તેના પિતાના ઓરડા તરફ જતી હતી ત્યાં તેમનો નોકર રામજી તેની પાસે આવીને બોલ્યો : ‘ બહેન ! આજે આપણે ત્યાં કાંઇ વિચિત્ર બનાવો બની રહ્યા હોય એમ લાગે છે. ’

રામજી જગતપ્રસાદનો જૂનો અને વિશ્વાસુ નોકર હતો. તે ઘરના પરચુરણ કામકાજથી માંડીને હિસાબકિતાબનું તથા બજારમાસ્તરનું કામકાજ પણ કરતો હતો. મુદ્રિકાનો પણ તેની ઉપર પૂર્ણ વિશ્વાસ હતો અને તે તેને માનથી બોલાવતી હતી. તેણે પૂછયું : ‘ શું છે, રામજીભાઇ ? શો વિચિત્ર બનાવ બન્યો છે ?’

રામજીએ જવાબ આપ્યો : 'કાનજી માળી કહેતો હતો કે થોડી વાર પહેલાં તેણે તપાસ કરી તો બગીચામાં કોઈ માણસો દાખલ થયા હોય અને તેમના પગ તળે કેટલાક નવા ઉગેલા કુમળા છોડ કચરાયા હોય એવું લાગતું હતું. વળી વનરાજ કહેતો હતો કે આપણા ગેરેજમાંથી બાપુજીની મોટર પણ ગૂમ થઈ ગઈ છે.'

મુદ્રિકા તેની સામે તાકી રહી. એ મોટર લગભગ બે વરસથી ગેરેજમાં જ પડી રહી હતી. તેના પિતા સિવાય બીજું કોઈ તેની મોટરનો ઉપયોગ કરતું ન હતું. એ કોણ લઈ ગયું હશે ? જે માણસો બગીચામાં દાખલ થયા હતા તેઓ તો એ મોટર લઈ ગયા નહિ હોય ? પરંતુ એમ બનવું સંભવિત ન હતું. તેણે સૂચવ્યું : 'રામજીભાઈ ! તમે એમ કરો. ગેરેજ પાસે જાઓ. કાનજી માળી તથા વનરાજને સાથે રાખીને ગેરેજની આસપાસ તથા બગીચામાં તપાસ કરો. ચંદ્રનગરના ગુન્હાશોધક રાવસાહેબ જ્યોતિપ્રસાદનો મદદનીશ હમણાં જ આવી પહોંચશે. તેને પણ તમારી તપાસના કામમાં સાથે રાખજો.'

એ પ્રમાણે કહીને તેણે રામજીને બગીચામાં કાઢયો. હવે અહીં કોઇ ન હતું. તે તેના પિતાના ઓરડા પાસે ગઈ. બે–ત્રણ વખત તેણે બારણા પર અવાજ કર્યો, બૂમ મારી, પણ કશો જવાબ મળ્યો નહિ. હવે શું કરવું ? બારણાની કળ વાસેલી હતી. તે પોતાના ઓરડામાં ગઈ. ત્યાંથી ચાવીઓનો ઝુડો લઇ આવી. અત્યારે તે પોતે પિતાને આપેલા વચનનો ભંગ કરી રહી હતી.

તેના પિતાએ, તે આ ઓરડામાં દાખલ થયો ત્યારે મુદ્રિકા પાસેથી એવું વચન લીધું હતું કે કોઇ પણ કારણસર આ ઓરડો તેણે ખોલવો નહિ, તેમ જ બીજા કોઇ માણસને ઓરડો ઉઘાડવા દેવો પણ નહિ. આજસુધી પોતે આપેલા વચનનું પાલન તેણે કર્યું હતું. અત્યારે એ વચનનો ભંગ કર્યા સિવાય બીજો માર્ગ ન હતો, કારણ કે એક શંકા જોરશોરથી તેના હૃદય પર ટકોરા મારી રહી હતી: 'અચાનક હૃદય બંધ પડવાને કારણે બાપુજી મૃત્યુ પામ્યા હોય તો !' એટલે હવે વધુ

વખત શંકાશીલતામાં નહિ રહેતાં ઓરડાને ઉઘાડી, અંદર તપાસ કરવાનો તેણે નિર્ણય કરી લીધો. હતો.

તેના ઝુડાની એક ચાવી લાગૂ થઈ, ઓરડો ઉઘડયો. ઓરડામાં બિલકુલ અંધકાર હતો. તે ફાનસ લઈ આવી અને પછી ઓરડાનું બારણું બંધ કરીને તેણે ચોતરફ દૃષ્ટિ કરી. તેના પિતા કયાંય પણ દેખાયા નહિ. બિછાનું ખાલી હતું. બાજુમાં બાથરૂમ તથા દદૃણ કૂવાવાળું જાજરૂ હતું. તે બેઉ ખૂલ્લાં હતાં. તે સ્થળે પણ જગતપ્રસાદ ન હતો.

રોજ પેલી બારીમાં સવારે તથા સાંજે તેને માટે દૈનિક અખબાર મૂકવામાં આવતાં હતાં. એ વર્તમાનપત્રોનો મોટો ઢગલો એક બાજુના ખૂણામાં પડયો હતો. એ જાણે પસ્તીની વખાર જેવું લાગતું હતું. ટેબલ પર તથા લાકડાના ઘોડા ઉપર છૂટાં છવાયાં પુસ્તકો પડયાં હતાં.

બારીઓ લોખંડના સળીયાવાળી હતી અને તેનાં કાચનાં બારણાં બંધ હતાં. ત્યારે તેના બાપુજી કયાં ગયા હશે? સ્વાભાવિક રીતે જ તેનું લક્ષ બે મોટા કબાટ તરફ ગયું. એ બેઉ કબાટ ઉઘાડીને તેણે તેની અંદર દૃષ્ટિ કરી. એમાં તો બાપુજી છુપાઇ રહ્યા નહિ હોય! જ્યારે અમુક વસ્તુ શોધતાં હાથ લાગતી ન હોય ત્યારે મનમાં ચિત્રવિચિત્ર કલ્પના આવે છે. મુદ્રિકાની મનઃસ્થિતિ પણ એવી જ બની ગઇ હતી.

અહીં એક વિલક્ષણતા તેના જોવામાં આવી. પેલી વર્તમાનપત્રોની પસ્તી તળે દટાયેલા બે મોટા અરીસા તેની નજરે પડયા. 'આ અરીસા દીવાલ પરથી ઉતારીને બાપુજીએ આવી રીતે શા માટે છુપાવી દીધા હશે?' તેના મનમાં પ્રશ્ન ઉદ્દભવ્યો. પરંતુ એનો તેની પાસે જવાબ ન હતો.

હવે તે ટેબલ પાસે ગઇ. ટેબલ ઉપર જગતપ્રસાદની નોંધપોથીઓ પડી હતી. તેણે એક નોંધપોથીનાં પાનાં ફેરવવા માંડયાં. તેમાં એક સ્થળે જગતપ્રસાદે લખ્યું હતું: 'દિવસો પસાર થાય છે, અઠવાડિયાં

વીતે છે, અઠવાડિયાંના મહિના બને છે, અને લગભગ બે વરસ થવા આવ્યાં, છતાં તેની તરફથી કશા સમાચાર નથી. હવે મૃત્યુ નજીક ને નજીક પગલાં ભરતું જાય છે. હું કાંઈ ડરપોક નથી. છતાં પણ મૃત્યુ કોને........'

વધુ તપાસ કરતાં એક ઘોડા ઉપર ચોપડીઓની વચ્ચે એક લાંબો છરો દેખાયો. લાકડાના હાથાપર નકસી કામ કરેલું હતું અને છરાના ગજવેલના પાના ઉપર ઘેરા લાલ રંગના ડાઘ જોવામાં આવતા હતા.

અને તેની તપાસ આગળ ચાલી. પલંગપર બે ગાદલાં બિછાવ્યાં હતાં. એ બે ગાદલાંની વચ્ચેથી એક કવર મળી આવ્યું. તેણે કવર ઉપરની છાપ જોઇ. તાલપુરથી એ કવર રવાના કરવામાં આવ્યું હતું અને આજે સવારની ટપાલમાં તે અહીં પહોંચ્યું હતું. એ કવર ઉપર સીસાપેન વડે જગતપ્રસાદનું શિરનામું કરેલું હતું. તેની અંદરના કાગળ ઉપર પણ સીસાપેનના જ અક્ષરો હતા. તેમાં લખ્યું હતું :

'છેલ્લો પત્ર લખીને હું તરત જ રવાના થયો હતો. મેં જે યોજના કરી હતી, તેમાં આવરણ ઉપસ્થિત થયાનું જાણવામાં આવ્યું છે. ચંદ્રનગરમાં ચંદ્રભાગા નદી ઉપર ગોદી પાસે પેલું ચીનાનું પીઠું છે ત્યાં અથવા તેની આસપાસ હું જુદા જ વેશમાં રહેવા ઇચ્છું છું. આપણે ત્યાં મળીએ તે ખાસ જરૂરી છે. જો તમે હિમ્મત કરી શકો તો ત્યાં આવજો અને હમણાં તાજા જ આફ્રિકાથી આવેલા ગમનરાયને માટે એ સ્થળે પૃચ્છા કરજો.'

અને એ પછી તેમાં ઉમેર્યું હતું : 'પ્રિય ભાઇ, નિરાશ કે નાહિમ્મત ન થશો. મારી ઊપર વિશ્વાસ રાખો. આપણે જરૂર સફળ થઇશું.'

અક્ષરો વાંકાચુંકા અને ઝાંખા હતા. તેમાં 'ચીનાનું પીઠું' એ શબ્દો વાંચતાં મુદ્રિકાના મનમાં જૂની યાદ તાજી થઈ. અગાઉ જ્યારે

પોતે બાપુજીની સાથે અહીં વિલોચનરાય માણીગરના મહેમાન તરીકે રહેતી હતી તે વખતે વિલોચનરાય તેમની પાસે પોતાનાં સાહસોની વાતો કરતો હતો. તેમાં આફ્રિકાનાં જંગલોની વાતો આવતી, તેમ જ ચંદ્રનગરમાં પણ પોતે વેશપરિવર્તન કરીને જુદાં જુદાં પીઠાંની મુલાકાત લેતો, તે પીઠાંની મુલાકાતે આવનારા માણસો તથા ઉઠાઉગીરોની સાથે કોઇ વાર મુક્કાબાજીનો પ્રસંગ ઉપસ્થિત થતો અને એકી સાથે ત્રણ–ચાર માણસોનો સામનો કરવામાં પણ તે સફળતા મેળવતો, વગેરે પોતાનાં પરાક્રમોનું તે રસભરી બાનીમાં વર્ણન કરતો હતો. તે વર્ણનમાં ચંદ્રભાગા નદીના કિનારે ગોદીની નજીકમાં ચીનાનું એક પીઠું હતું. તે પીઠામાં એક વાર વિલોચનને ત્રણ માણસોની સાથે ઝપાઝપીનો પ્રસંગ આવેલો. તેમાંના એક માણસે તેને ખભામાં છરા વડે ઇજા કરેલી, છતાં એ ત્રણે જણાને તે એકલો પૂરો પડયો હતો. એ હકીકતનું મુદ્રિકાને સ્મરણ થયું.

તુરત જ મુદ્રિકા બહાર નિકળી. વરંડા પર તેને રામજી મળ્યો. રામજીએ કહ્યું કે રાવસાહેબનો મદદનીશ અરૂણ હજી આવ્યો નથી. મુદ્રિકાએ તેને પૂછ્યું: 'બાપુજીની મોટર ગેરેજમાં કયાંસુધી હતી ?'

રામજીએ જણાવ્યું: 'છેલ્લા આઠ કલાક દરમ્યાન તે ગમે ત્યારે ગૂમ થયેલી હોવી જોઇએ.'

'વારૂ, હું બહાર જાઉં છું. પરંતુ હું પાછી ફરૂં ત્યાંસુધી તમે અથવા બીજું કોઈ ગમે તે કારણસર પણ બાપુજીના ઓરડા પાસે જશો નહિ.'

તેને વિચાર આવ્યો હતો : 'બાપુજીને પેલો પત્ર મળ્યો હશે. એ પરથી તે તેમની મોટરમાં, પત્ર લખનારને ચંદ્રનગરમાં ચીનાના પીઠા પાસે મળવાને માટે ઉપડી ગયા હોવા જોઇએ.'

તેણે પણ એ સ્થળે જવાનો નિર્ણય કરી લીધો. તેની ગેરેજમાં એક મોટર ન હતી એટલે તે તુરત જ બાજુના મકાનમાં ગઇ. એ

ાનના માલિકની મોટર ગૅરેજમાં પડી હતી. તેના માલિકને પૂછ્યા ાર જ એ મોટરમાં તે દાખલ થઇ, તેને ચાલૂ કરીને એકદમ તે રવાના ! ગઇ. મોટર ચાલૂ થયા પછી જ તેના માલિકે તેમાં જગતપ્રસાદની કરી મુદ્રિકાને બેઠેલી જોઇ. ' આ છોકરી મને પૂછ્યા ગાછ્યા વગર રી મોટર લઇને કયાં ઉપડી હશે?' એ પાડોશીને આશ્ચર્ય થયું.

મુદ્રિકાની મોટર ધસમસતી ચંદ્રનગર તરફ જતી હતી. થોડા સમ- ાં જ તે ચંદ્રનગર પહોંચી ગઇ. તેણે ચંદ્રભાગા નદી ઉપર જે સ્થળે દી હતી, એ તરફ મોટરને હંકારી. ગોદીની સામે અમુક હોટેલો તથા ઠાં હતાં. એમાંથી ચીનાનું પીઠું શોધી કાઢવાનું કામ મુશ્કેલ ન હતું. ેશદ્વાર આગળ મોટાં બોર્ડ હતાં. તેમાં ચીની લિપિ તેમ જ અંગ્રેજી ને બાળબોધ લિપિમાં પીઠાનું નામ લખેલું હતું.

એ પીઠાથી થોડે દૂર મોટરને ઉભી રાખીને મુદ્રિકા એ ચીનાના ઠામાં આવી. એક સંસ્કારી, સુંદર વસ્ત્રોથી સુશોભિત અને રમણીય રૂપવતી યુવતીને જોઇને પીઠામાં મદ્યપાન કરતા, ગંજીપો ખેલતા, ાહાર કરતા, ચહા–કોફી લેતા તમામ માનવીઓ સ્તબ્ધ બનીને ી સામે જોઇ રહ્યા. સામાન્ય રીતે આ પીઠામાં સ્ત્રીઓ ભાગ્યે જ ાવતી. કદાચ કોઇ ખલાસીઓ વારવનિતાઓને લઇને આવતા અથવા કોઇ સ્ત્રી પોતાના પતિ, ભાઇ કે પિતાને શોધવાને માટે અહીં ાવતી. પરંતુ એ તો સર્વ ઉતરતા વર્ગની હતી. આ યુવતી જેવી ચ્ચ કોટીની કોઇ પણ યુવતીએ પીઠામાં પગ મૂકયો ન હતો. એટલે ી જોઇને પીઠાનો લાભ લેતા માનવીઓ મુખ વિકાસીને તેની સામે ઇ રહ્યા.

પીઠાના માલિકનો બુઢ્ઢો મુનિમ થડા પર બેઠો હતો. તેની જુમાં એક ઉંચું લાંબું ટેબલ હતું. તે ટેબલની પાછળ દારૂના ાસ ભરીને આપનારો નોકર ઉભો હતો. કેટલાક માણસો આ ટેબલ સે ઉભા રહી, મદ્યપાન કરી, પૈસા ચૂકવીને ચાલ્યા જતા. કેટલાક ંદર ખુરસી–ટેબલ પર મદ્ય સાથે ઉપાહાર મગાવતા, ગંજીપે રમતા.

જાહેર રીતે જુગાર ખેલી શકાતો નહિ, પણ છૂપી શરતો લગાવવામાં વાંધો આવતો ન હતો.

મુદ્રિકાએ થડા ઉપર બેઠેલા બુઢ્ઢાને પ્રશ્ન કર્યો : 'અહીં આફ્રિકાથી હમણાં જ આવેલા ગમનરાય નામના ગૃહસ્થ આવ્યા છે ને ?'

'ગમનરાય !' બુઢ્ઢો બોલ્યો: 'હા–હા, ગમનરાય નામનો એક માણસ બપોરના અહીં આવ્યો હતો ખરો. તે વૃદ્ધ હોવા છતાં ઉંચો અને કદાવર તથા કસાયેલા શરીરનો હતો. પરંતુ તે તો થોડી વાર રોકાઇને જ ચાલ્યો ગયો હતો.'

'એ અહીંથી કયે સ્થળે ગયો છે, એ તમે મને કહી શકશો ખરા ?' મુદ્રિકાએ બીજો પ્રશ્ન કર્યો.

પરંતુ બુઢ્ઢો મુનિમ મૌન બની ગયો. આ પીઠામાં અનેક જાતના માનવીઓ આવતા. તેઓ કયાંથી આવે છે અને કયાં જાય છે એ જાણવાનો પ્રયત્ન કરવો નહિ, જાણવામાં આવ્યું હોય તો પણ બીજા કોઇની પાસે એ વિષે એક પણ શબ્દ ઉચ્ચારવો નહિ, એવું આ પીઠાના માલિક ચીનાનું સૂત્ર હતું અને તેના દરેક નોકરને એ માટેનું ખાસ ફરમાન હતું. એથી બુઢ્ઢાનું મુખ બંધ થઈ ગયું. તેની બાજુમાં દારૂના ગ્લાસ ભરી આપનાર માણસ ઉભો હતો, પરંતુ તેણે પણ ગમનરાય વિષે આ યુવતીને કશું કહ્યું નહિ.

તથાપિ નજીક ઉભેલા એક જુવાન ઉપર કાંઇક દારૂએ અને કાંઇક મુદ્રિકાની સુરૂપતાએ પૂરેપૂરી અસર કરી હતી. તેણે કહ્યું: 'એ તો અહીંથી કાલુસીંગની સાથે ગયો હતો.'

'કયે સ્થળે ?' હવે મુદ્રિકા તેની તરફ ફરી.

પરંતુ આ પીઠામાં બેઠેલા તથા ઉભેલામાંથી કેટલાક માણસો પેલા યુવાન તરફ રોષભરી દૃષ્ટિથી જોઇ રહ્યા. પોતે ભૂલ કરી દીધી છે. એવો એ યુવકને ખ્યાલ આવી ગયો અને તે મૌન બની ગયો.

થડા પર બેઠેલા બુઢ્ઢાએ કહ્યું : ' બહેન ! તમે મારી સલાહ માનો તો તમારા જેવી ખાનદાન કુટુંબની બાઇ માણસે આવા સ્થળમાં આવવું ઘટિત નથી. તમે તમારે ઘેર ચાલ્યાં જાઓ. ગમનરાય જ્યાં ગયો હશે ત્યાંથી તમારી પાસે તેને આવવું હશે તો એ આવી શકે એવો છે. '

મુદ્રિકા પણ આસપાસના વાતાવરણ ઉપરથી સમજી ગઇ કે પોતાને અહીંથી વધુ માહિતી મળે તેમ નથી, તેમ જ આ લત્તામાં પોતે વધુ વખત રોકાવું એ પણ યોગ્ય નથી. એટલે તે પીઠામાંથી બહાર નિકળીને તેણે પોતાની મોટર જે સ્થળે રાખી હતી ત્યાં ગઇ.

તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. એ મોટરમાં એક માણુસ બેઠો હતો. મોટરની નજીક એક પોલીસ શંકાશીલ દૃષ્ટિથી એ માણુસની સામે જોઇ રહ્યો હતો. કેટલાક નવરા માણસો તેની આસપાસ ભરાયા હતા.

મુદ્રિકાએ કશો પણ ઉદ્દગાર કાઢયા વગર હાંકનારની જગ્યાએ બેઠક લીધી, ત્યાં નજીક ઉભેલા પોલીસે વિનયપૂર્ણ સ્વરે પ્રશ્ન કર્યો : ' કેમ, બહેન ! તમે અત્યારે આવા લત્તામાં કેમ આવ્યાં હતાં ? '

' હું–હું–હા, હું એક માણુસને–મારી બાજુમાં બેઠેલા ગૃહસ્થને શોધવાને માટે આવી હતી. તેની તપાસને માટે હું પેલા પીઠામાં ગઇ હતી ત્યાં તો તે અહીં આવીને બેસી ગયા હતા. બીજું કશું નથી.' મુદ્રિકાએ જવાબ આપ્યો.

' બહેન ! તમારે આવા સ્થળે આવવું ન જોઇએ.' સિપાઇએ સલાહ આપી : ' તમે પોલીસમાં ખબર આપી હોત તો અમે તમને આ ગૃહસ્થનો પત્તો મેળવી આપત. વારૂ, તમારૂં નામ અને શિરનામું મને લખાવશો ? '

'ઘણી ખુશીથી.' અને મુદ્રિકાએ પોતાનું નામ તથા શિરનામું લખાવ્યું.

મોટર ચાલૂ થયા પછી તેની બાજુમાં બેઠેલો ગૃહસ્થ બોલ્યો : ' હું એ પીઠાની પાસે જ હતો. તેં પેલા માણુસ વિષે સવાલ કરેલો,

એ મેં સાંભળ્યું હતું, પરંતુ તને શો જવાબ મળ્યો તે મારા સાંભળવામાં આવ્યું ન હતું. મેં તેમને પૂછ્યું હતું, પરંતુ તેમણે મને તો એના વિષે કશું કહ્યું ન હતું. તને તેમણે તેનો પત્તો આપ્યો ખરો ?'

'ગમનરાયનો ને ? હા, એક માણસે કહ્યું કે તે આ પીઠામાંથી કાલુસીંગ નામના માણસની સાથે ગયો છે. પરંતુ કાલુસીંગ કોણ છે એ વિષે મને કશું જણાવ્યું નહિ.' મુદ્રિકાએ જવાબ આપ્યો : 'પણ બાપુજી ! મને લાગે છે કે આવી રીતે ગુપચૂપ ચાલ્યા આવવામાં તમે ભૂલ કરી છે. મને તો તમારે તમારા વિશ્વાસમાં લેવી જ જોઇતી હતી.'

મોટર ચાલતી હતી. જગતપ્રસાદ ક્ષણ વાર કશો જવાબ નહિ આપતાં મુદ્રિકાની સામે તાકી રહ્યો હતો. છેવટે તે બોલ્યો : 'મુદ્રિકા ! તું શા માટે મારો પિછો લેતી અહીંસુધી આવી હતી ?'

'તમને મદદ કરવાને–તમને ઉપયોગી થવાને.'

'બેટા ! તું મને કશી પણ સહાય કરી શકે તેમ નથી. માત્ર એક જ માણસ મને ઉપયોગી થઇ શકે એમ છે. હું તેને મળવાને જ અહીં આવ્યો હતો, પણ તેનો પત્તો ન લાગ્યો !' અને મુદ્રિકાના પિતા જગતપ્રસાદે એક ઉંડો નિઃશ્વાસ મૂકયો.



## પ્રકરણ ૨૧ મું

### આરબ ગલ્લીમાં

મુદ્રિકા તેના પિતાને કાંઇક કહેવા જતી હતી, એટલામાં એક મોટર તેની મોટરની બાજુમાં આવી લાગી. તેની નજર સ્વાભાવિક રીતે જ એ મોટર સામે ગઇ. આ મોટર હાંકનારને તેણે હમણાં જ

ચીનાના પીઠામાં જોયો હતો. પરંતુ તેના પોષાક તથા દેખાવ ઉપરથી તે મોટર રાખી શકે એવી તેની સ્થિતિ લાગતી ન હતી.

તેણે મુદ્રિકાને તેની મોટર ફૂટપાથની પાસે ઉભી રાખવાની ઇશારત કરી.

'મોટરને થોભાવીશ નહિ, આગળ ચલાવ્યે રાખજે.' મુદ્રિકાને તેના પિતાએ સૂચવ્યું.

'ના ના, બાપુજી ! આપણે તેને મળીએ.' મુદ્રિકાએ કહ્યું : 'હું ચીનાના પીઠામાં જઈને ગમનરાયના સંબંધમાં પૂછગાછ કરતી હતી એ તેણે સાંભળ્યું હતું. એટલે મને લાગે છે કે તે આપણને ગમનરાય વિષે બાતમી આપવા ઇચ્છતો હોવો જોઈએ.'

મુદ્રિકાએ મોટર ઉભી રાખી. પેલો માણસ તેની મોટરને સહેજ આગળ થોભાવી, તેમાંથી નીચે ઉતરીને મુદ્રિકાની પાસે આવ્યો. આ માણસનો દેખાવ કોઇ રખડેલ ગુંડા જેવો લાગતા હતો. તે દેખાવમાં એક પહેલવાન જેવો લાગતો હતો. તેના પોશાક ઉપરથી તે પારસી હોવાનું સમજાતું હતું. માત્ર તેના પોશાક તથા દેખાવ પરથી સંપૂર્ણ અર્થહીનતા નીતરી આવતી હતી.

જાણે આ પોતાની જ મોટર હોય એવી રીતે શાંતિપૂર્વક બારણું ઉઘાડીને તેણે પાછલી બેઠક પર સ્થાન લીધું.

'બાનુ ! જલ્દી–જલ્દી કરો, મોટરને આગળ ચલાવો.' આ નવીન આગંતુકે ફરમાવ્યું.

'પણ તમે કોણ છો ? અને આપણે અહીંથી ચાલ્યા જઇશું તો પછી તમારી મોટર અહીં પડી રહેશે.........'

'મારી મોટર !' મુદ્રિકાને આગળ બોલતી અટકાવીને નવીન આગંતુક હસતો હસતો બોલ્યોઃ 'મારે વળી મોટર કેવી ? તમને મારે મળવું હતું એટલે રસ્તા પર ઉભેલી એક ખાલી મોટરમાં બેસીને હું તમારી પાસે આવી પહોંચ્યો. અને મારી ઇચ્છા એવી છે કે એ

મોટરને શોધતો તેનો માલિક અહીં આવી પહોંચે તે પહેલાં જ આપણે પલાયન થઇ જવું જોઇએ.'

'પણ—'

'બહેન! તમે મારી વાત સાંભળો! અને મીસ્તર! તમે પણ વચ્ચે ન બોલશો.' આ માણસે કહ્યું: 'બહેન! તમે પેલા ચીનાના પીઠામાં કાલુસીંગ વિષે પૂછતાં હતાં. એ મારો મિત્ર છે. પણ સાચું કહું? અત્યારે મારી સ્થિતિ જરાક એવી છે. બાનુ! તમે તો હજી બાળક જેવાં છો. મારું નામ તમે સાંભળ્યું નહિ હોય. સેવકને બધા રૂસ્તમ પહેલવાન કહે છે. એક વાર સેવકનો પણ જમાનો હતો. બનાજી બહાદુરના સરકસમાં હું નોકરી કરતો હતો. મારી છાતી ઉપર હાથીને ઉંચકતો, બાવીસો ચાલીશ રતલના વજનદાર પત્થરને એક આંચકાથી ઉથલાવી દેતો. સેવકને મહિને એક હજારનો પગાર મળતો. પણ એક વાર મને અકસ્માત નડયો, છાતીનું હાડકું તૂટયું અને મારી હાલત બિસ્માર બની ગઇ. અત્યારે આવક કશી નથી. અને ખરચ તો જેટલું ને તેટલું રાખ્યા વગર છૂટકો નથી.'

'એટલે કે તમને પૈસાની જરૂર છે, અને જો પૈસા મળે તો તેના બદલામાં કાલુસીંગના મકાનનો પત્તો આપવાને તમે તૈયાર છો. એમ જ ને?' મુદ્રિકાએ પૂછયું.

'હા, બહેન!' તેણે ઉત્તર આપ્યો: 'એમ જ છે. કાલુસીંગ મારો મિત્ર છે, પણ હું માનું છું કે તમારો તેને કશું નુકસાન કરવાનો ઇરાદો નથી, અને મને પૈસાની જરૂર છે. જો તમે મને દશ રૂપિયા આપો તો........'

મુદ્રિકાએ તેના પિતા સામે જોયું. તેના પિતાએ સંમતિ દર્શાવી અને તેણે ગજવામાંથી પાકીટ કાઢી, તેમાંથી દશ રૂપિયાની નોટ રૂસ્તમને આપી.

'વારૂ, બાનુ! હવે તમે મોટર જલ્દી ચલાવો. આગળ જતાં ડાબે હાથે રસ્તો વળે છે એ તરફ લેજો. આપણે પરામાં જવાનું છે.'

મુદ્રિકાએ મોટરનો વેગ વધાર્યો. રૂસ્તમે જગતપ્રસાદ પાસે સીગારેટની માગણી કરી.

'તમે પારસી તો અગ્નિપૂજક ગણાઓ, છતાં તમે સીગારેટ પીઓ છો ?' જગતપ્રસાદે સીગારેટની પેટી તેને આપતાં હાસ્ય કર્યું.

'મહેરબાન! અમારે તો બધુંય ખપે. જેને દેશદેશાવરમાં ફરવાનું રહ્યું તેને સીગારેટ વગર ચાલે જ નહિ. સીગારેટ ન પીએ તો પાણી લાગે ને !' અને રૂસ્તમે સીગારેટ સળગાવીને દીવાસળીની પેટી જગતપ્રસાદને આપી દીધી.

મોટર આગળ ચાલવા લાગી. હવે મુદ્રિકા તેના પિતા સામે આશ્ચર્યપૂર્ણ દૃષ્ટિથી જોઈ રહી. બે વરસ થયાં તેણે બાપુજીનું મ્હોં જોયું ન હતું. તેનો ચહેરો ઉજળી પૂણી જેવો સફેદ બની ગયો હતો. વચ્ચે વચ્ચે નાનાં નાનાં લાલ ટપકાં દેખાતાં હતાં. આથી તેનો દેખાવ બિલકુલ બેડોળ લાગતો હતો. મુદ્રિકાએ આજસુધીમાં કોઇનો પણ આવો ચહેરો જોયો ન હતો. તેના મનમાં ચિંતા થવા લાગીઃ બાપુજીનો ચહેરો આવો કેમ થઈ ગયો હશે ?

તેણે સવાલ કર્યોઃ 'બાપુજી! તમારો આખો ચહેરો આટલો બધો વિચિત્ર કેમ લાગે છે ? આ કાંઈ કોઢ જેવું પણ નથી. વળી વચ્ચે વચ્ચે આ લાલ ટપકાં શાનાં છે ?'

જગતપ્રસાદે કહ્યું : 'મુદ્રિકા ! હું કાયમને માટે મારા ઓરડામાં શા માટે છુપાઇ રહેતો હતો—કોઇની નજરે પડવાનું કેમ પસંદ કરતો ન હતો એ હવે તો કદાચ તારા સમજવામાં આવ્યું હશે. પરંતુ એ હકીકત બહુ લાંબી છે અને વળી અત્યારે મોટરમાં એક ત્રીજો માણસ આપણી વાતચીત સાંભળી રહ્યો છે……'

'એટલે કે હું તમારી વાર્તા સાંભળું છું, એમ ને ?' પાછળની બેઠક પર બેઠેલો રૂસ્તમ બોલ્યો : 'તમારી મરજી હોય તો હું તો અહીંથી જ નીચે ઉતરી જાઉં. મને તમારી વાતોમાં શો રસ છે ?

તમારે જે વાતો કરવી હોય તે કરો, મારા કાન તો બિલકુલ બહેરા છે.' અને પછી તેણે ઉમેર્યું : 'બાનુ ! જુઓ, પેલા જમણી બાજુના રસ્તા તરફ મોટરને લેજો.'

અને મુદ્રિકાએ એ રસ્તા પર મોટરને લીધી. તે અવારનવાર તેના પિતાની સામે જોતી હતી. તેના મનને અત્યંત દુઃખ થતું હતું. પરંતુ તેણે અત્યારે એ વિષે વધુ પૂછવાનું માંડી વાળ્યું.

એક પછી એક ગલ્લીઓ પસાર કરતી મોટર આરબગલ્લીમાં દાખલ થઇને જે મકાનના ઉપલા માળે કાલુસીંગ રહેતો હતો તે મકાન પાસે આવતાં રૂસ્તમે તેને થોભાવવાની સૂચના આપી.

'તે ઉપલા માળે રહે છે.' રૂસ્તમે કહ્યું : 'પરંતુ ચાલો, હું તમારી સાથે આવું એટલે કાલુસીંગને તમારે માટે કશી શંકા નહિ આવે.'

'કાલુસીંગ કોણ છે ?' મુદ્રિકાએ પૂછયું : 'અને તે ગમનરાયને અહીં શા માટે લાવ્યો છે ?'

'ગમનરાય કાલુસીંગને ચીનાના પિઠામાં મળ્યો હતો. કાલુસીંગ જરીક વાતોડીયા સ્વભાવનો છે. તે અગાઉ આફ્રિકામાં લાંબો સમય રહ્યો હતો, અને ગમનરાય પણ કહેતો હતો કે તે આફ્રિકાથી આવે છે, એટલે બેઉ વચ્ચે આફ્રિકાના પ્રદેશો સંબંધી વાતો થવા લાગી. કાલુસીંગને ગમનરાયની વાતોમાં રસ પડવાથી એ તેને પોતાની સાથે અહીં લાવ્યો છે.'

જગતપ્રસાદ તેની પુત્રીને ઉદ્દેશીને બોલ્યો : 'મુદ્રિકા ! આ વાતમાં મને કશું તથ્ય લાગતું નથી. ગમનરાય કોણ છે એ કદાચ તું સમજી ગઈ હશે. હું તો તેને પિછાની ગયો જ છું. તે આ રીતે અહીં આવવાનું કદી પણ પસંદ કરે જ નહિ. વળી તેણે મને ચીનાના પીઠા પાસે મળવાનું કહ્યું હતું. એટલે આ રૂસ્તમ પહેલવાનના કથનમાં મને તો કોઈ ભેદ લાગે છે.'

'હું પણ એમ જ માનું છું.' મુદ્રિકાએ સમર્થન કર્યું : 'પરંતુ ગમે તેમ હોય તો પણ રૂસ્તમ આપણને આ સ્થળે તો લાવ્યો છે. એટલે તે આપણને આ સ્થળે શા માટે લાવ્યો છે, એ આપણે—'

તેમની મોટર સ્થંભી ગઇ હતી. તેઓ નીચે ઉતર્યાં હતાં. આસપાસ દૃષ્ટિ કરતાં મુદ્રિકાનું દિલ શંકાશીલ બન્યું. તેણે કહ્યું: 'બાપુજી! અહીં કોઇ માણસ કે માણસો છુપાઇને આપણી ઉપર નજર રાખતા હોય એમ લાગે છે. આપણે માટે તેઓ આટલો બધો શ્રમ લઇ રહ્યા છે તેની પાછળ કોઇ ખાસ કારણ હોવું જોઇએ. આપણે જો અહીંથી ચાલ્યાં જઇએ તો એ કારણ આપણા જાણવામાં નહિ આવે, એટલે......'

જગતપ્રસાદ મુદ્રિકાનો હસ્ત પકડી તેને પ્રવેશદ્વારની બાજુમાં અંધકાર હતો એ તરફ ખેંચી ગયો. તેણે પોતાના ગજવામાંથી નાની રિવોલ્વર કાઢીને મુદ્રિકાને આપી અને ધીમે સ્વરે સૂચવ્યું : 'આ રિવોલ્વર તું તારી પાસે રાખ. તારો હાથ મારા કરતાં વધારે સ્થીર છે. જો પ્રસંગ આવે તો તેનો ઉપયોગ કરવામાં જરી પણ આંચકો ખાઇશ નહિ.'

'ચિંતા નહિ, બાપુજી!' મુદ્રિકા બોલી : 'તમે મારા દિલમાં જે સાહસ અને હિમ્મતનું પ્રરૂપણ કરેલું છે, તેને જેબ આપે તેવી રીતે જ હું વર્તીશ.'

તેમને એ પ્રમાણે ગુપચૂપ વાતો કરતાં જોઇને રૂસ્તમ તેમની પાસે આવ્યો અને ગુસ્સાપૂર્વક બોલ્યો : 'તમે શી વાતો કરી રહ્યાં છો? ચાલો મારી સાથે, જો ગમનરાયને મળવું હોય તો!'

મુદ્રિકા મકાનની અંદર તેની સાથે દાખલ થઈ. તેની પાછળ જગતપ્રસાદ હતો. તેઓ દાદર પર ચડવા લાગ્યાં. આ ખંડમાં ઉંચે વીજળીની બત્તી જલતી હતી. બત્તીનો ગ્લોબ ઓછા પાવરનો હોય એમ લાગતું હતું. દાદરનાં પગથીયાં લાકડાનાં તથા લાંબાં અને સાંકડાં હતાં. જેમ જેમ તેઓ ઉપર ચડતાં ગયાં તેમ તેમ પગથીયાં પર કોઇ

માણુસ કઠેડાને અઢેલીને ઉભેલો તો કોઈ પગથીયા પર બેઠેલો દેખાયો. તેઓ ધૂમ્રપાન કરતા હતા. એથી આ ખંડની હવા તમાકુમાં રહેલા નિકોટીનની તીવ્ર વાસથી દુષિત બની ગઈ હતી.

આ લોકો મુદ્રિકા તથા તેના પિતા તરફ વિચિત્ર દૃષ્ટિથી જોતા હતા. મુદ્રિકાના દિલમાં એક પ્રકારના ન સમજી શકાય તેવા ભયનો પ્રવેશ થઇ ચૂકયો હતો. તે પણ આ લોકોની સામે જોતી હતી. તેને લાગ્યું કે એ લોકો પરસ્પરની સામે સાંકેતિક દૃષ્ટિપાત કરતા હતા. રૂસ્તમ પગથીયાં પર આગળ વધતો હતો.

એક પછી એક દાદર ચડતાં તેઓ ઉપલા માળના દાદર પર પહોંચ્યાં. જે લોકો દાદરનાં પગથીયાં પર ઉભાં હતાં તેઓ પણ એકઠાં થઇને તેમની પાછળ દાદર પર ચડતા હતા. તેઓ મુખથી કશો પણ અવાજ કરતા નહિ, કિંવા તેમના પગનો પણ દાદર પર ચડતાં કશો અવાજ થતો ન હતો. મુદ્રિકા તથા જગતપ્રસાદ અવારનવાર પાછળ દૃષ્ટિ કરતાં હતાં. તેમની પાછળ આવનારા માણુસોએ તેમના હાથ ગજ-વામાં રાખ્યા હતા. એ ઉપરથી સમજી શકાતું હતું કે તેમના ગજવામાં છરો અથવા ખંજર કે પિસ્તોલ જેવું કોઇ હથિયાર હોવું જોઇએ. તે લોકો શાંતપણે તેમની પાછળ જાણે દીવાલ બનાવીને ઉપર ચડતા હતા. તેમની નજર આ બે જણાંની રજેરજ હિલચાલ પર હતી.

મુદ્રિકા તથા જગતપ્રસાદ સ્તંભી ગયાં. તેમને હવે આગળ વધ-વામાં વિશેષ ભય લાગ્યો. તેઓ પાછાં ફર્યાં, અને મુદ્રિકા તેના પિતાનો હાથ પકડીને નીચે ઉતરવા લાગી. પરંતુ તેમની પાછળના માણુસો મક્કમપણે ઉભા રહ્યા હતા.

'અમને નીચે જવા દો.' મુદ્રિકા સત્તાવાહક સ્વરે બોલી.

'નહિ, બાઇસાહેબ! આ તરફથી ઉપર ચડવાનો જ રસ્તો છે. નીચે ઉતરવાને માટે પેલી મેરનો દાદર ઉપયોગમાં લેવાય છે.' નજીકના એક માણુસે ઉચ્ચાર્યું.

મુદ્રિકા વિચારમાં પડી ગઇ. હવે જગતપ્રસાદ આગળ વધી નજીકના માણસને બાજુએ હઠાવવાનો યત્ન કરતો, પોતાને નીચે જવા માટેનો રસ્તો આપવાની સત્તાવાહક સ્વરે માગણી કરવા લાગ્યો, પરંતુ જે દરદે તેને ઘેરી લીધો હતો, એ દરદે અત્યારે તેના શરીરમાં જરીકે શક્તિ રહેવા દીધી ન હતી.

જેને જગતપ્રસાદે ધક્કો લગાવ્યો હતો, તે ઉશ્કેરાટપૂર્વક એક પગલું આગળ વધ્યો. તેણે મુક્કી ઉગામી, પરંતુ મુદ્રિકાએ તેના પિતાને પોતાની પાછળ ખેંચી લીધો.

'વારુ, બાઇસાહેબ ! હું એને કશું કરવા નથી માગતો—અત્યારે તો નહિ જ ! ' જાણે ઘુરકતો હોય એવા અવાજે એ માણસ બોલ્યો: 'પરંતુ હું ઇચ્છું છું કે તે પોતાની જાતે જ પોતાની ઉપર આફત વહોરી લેવાનું પસંદ નહિ કરે.'

મુદ્રિકા તેના પિતાનો હાથ પકડીને પુનઃ ઉપલા માળ તરફ ફરી.

આગળ ચાલતો રૂસ્તમ પહેલવાન પણ અટકી ગયો હતો. તે આ રમત જોયા કરતો હતો. તેણે મુદ્રિકાને કહ્યું : 'બહેન ! એમાં એ માણસોનો દોષ નથી. આ મકાનમાં એવો કાયદો છે કે જે દાદર પરથી ઉપર ચડવાનું હોય તે જ દાદરપરથી નીચે ઉતરી શકાય નહિ. તમારી ઇચ્છા હોય તો એ વિષે તમે કાલુસીંગને ફરિયાદ કરજો.'

'પરંતુ હવે કાલુસીંગને મળવાની મારી ઇચ્છા નથી.' મુદ્રિકાએ જણાવ્યું. : 'એને બદલે અત્યારની પરિસ્થિતિ ઉપર મારી બૂમો કોઇ અસર નિપજાવી શકે તેમ છે કે નહિ, તેનો વિચાર હું કરી રહી છું. મારાં ફેફસાં મજબૂત છે અને મારી બૂમો દૂર સુધી સંભળાઇ શકે તેમ છે.'

રૂસ્તમ પહેલવાન બોલ્યો: ' તમને હજી આ મકાનના રહસ્યનો ખ્યાલ નથી. આ સ્થળે જાતજાતના બનાવો બની ગયા છે. કેટલાક માણસો દાદર પરથી સરકી પડવાને લીધે મૃત્યુ પામ્યા છે, કેટલાક

કાળનો કોળીઓ બની ગયા છે અને કેટલાકનો તો હજી સુધી ઠામુકો પત્તો જ લાગ્યો નથી. એટલે તમે બૂમો પાડતા પહેલાં તમારી તથા તમારા પિતાની કેવી ભયંકર દશા થશે તેનો જરીક વિચાર કરી જોજો. આ મકાનની અંદરનો અવાજ બહાર જાય એ કાલુસીંગને બિલકુલ પસંદ નથી. '

અને તુરત જ મુદ્રિકાએ તેના પિતા તરફથી મળેલી રિવોલ્વર બહાર કાઢીને કહ્યું: 'હું આ જ દાદરપર થઇને નીચે જવા માગું છું. કેમકે જ્યારે હું કાલુસીંગને મળું ત્યારે મારી સાથે પોલીસ ખાતાના એકાદા અમલદારને રાખવાની મારી ઇચ્છા છે.'

પરંતુ નીચે દાદર પર તેમને ઘેરીને ઉભેલા માણસો ઉપર તેની રિવોલ્વર કશી અસર કરી શકે એમ ન લાગ્યું. કેમકે એ દરેકના હાથમાં પણ પિસ્તોલ હતી, અને તેનો મોટો અવાજ થવા ન પામે એ માટે દરેક પિસ્તોલ ઉપર સાયલેન્સર ચડાવેલું હતું.

છેવટે તે પાછી ફરી. આગળ રૂસ્તમ, તેની પાછળ મુદ્રિકા તથા જગતપ્રસાદ અને તેમની પાછળ કાલુસીંગના શાગીર્દો—એ રીતે તેઓ ઉપર પહોંચ્યાં.

ઉપરને માળે જઇને રૂસ્તમે એક ઓરડાનું બારણું ઉઘાડયું, મુદ્રિકા તથા તેના પિતાને અંદર દાખલ કર્યાં, પોતે પણ ઓરડામાં ગયો અને તેનું દ્વાર પુનઃ બંધ કરી દીધું.

'કાલુસીંગ ! એક બહેન તમને મળવાને માટે આવેલ છે.' રૂસ્તમે જણાવ્યું: 'તે ચીનાના પીઠામાં આવી હતી અને તમારા મિત્ર ગમનરાયના સંબંધમાં પૂછપરછ કરતી હતી. નિરંજન માણીગરની પાસેથી તમે જે વાત કઢાવવા માગો છો તેમાં તે તમને કદાચ ઉપયોગી થઇ શકશે એમ માનીને હું તેને અહીં લાવ્યો છું.: આ તેનો બાપ છે. તે પણ બપોરના બે વાગ્યાથી ચીનાના પીઠાની આસપાસ ભમતો હતો અને ગમનરાયના સંબંધમાં પૂછપરછ કર્યા કરતો હતો. મને તો

લાગે છે કે તમારો મિત્ર ગમનરાય પણ કોઈ મહત્ત્વની વ્યક્તિ હોવી જોઇએ.'

મુદ્રિકાનું લક્ષ તેના કથન તરફ ન હતું. કેમકે આ ખંડમાં દાખલ થતાંની સાથે જ તેની નજર નિરંજન ઉપર પડી. બરાબર બત્તીની નીચે જ એક ખુરસી પર તે બેઠો હતો. તેને ખુરસીની સાથે રસી વડે કસકસાવીને બાંધ્યો હતો. રૂસ્તમે જેને કાલુસીંગના નામથી સંબોધન કર્યું હતું. તે પણ તેની પાસે જ હતો. એક તાંબાનો તાર નિરંજનના મસ્તક ફરતો વીંટાળ્યો હતો. તેના બે છેડા એક નાના યંત્રમાં ભરાવ્યા હતા. એ યંત્ર કાલુસીંગ ફેરવતો હતો અને નિરંજનના કપાળ તથા લમણા પર વીજળીના આંચકા લાગતા હતા. તેનો ચહેરો ફિક્કો પડી ગયો હતો. તે પુષ્કળ યાતના સહન કરી રહ્યો હોવાનું સ્પષ્ટ જોઈ શકાતું હતું.

કાલુસીંગે નવાં આગંતુકો તરફ દૃષ્ટિ કરી. તેણે સવાલ કર્યો: 'શું ? આ બે જણાં બુઢ્ઢા ગમનરાયને મળવાને આવ્યાં છે? પરંતુ એ બુઢ્ઢો છે ક્યાં ? હું પણ એને જ શોધી રહ્યો છું.'

'એમ કેમ ? તમે તો તેને બાંધીને અહીં કબાટમાં પૂરીને ગયા હતા ને ?' રૂસ્તમે તેને સામો પ્રશ્ન કર્યો.

'વાત સાચી છે, પણ અમે જ્યારે નિરંજનને અહીં લાવ્યા ત્યારે જે કબાટમાં તેને પૂરવામાં આવ્યો હતો તે કબાટનું બારણું તૂટેલું દેખાયું. જુઓ, પેલો કબાટ. એ બુઢ્ઢા ઉપર નજર રાખવાને માટે બહાદુરને અહીં રાખ્યો હતો; પરંતુ અમે અહીં આવ્યા ત્યારે બહાદુર જમીન પર પડ્યો હતો. તેની ખોપરી તુટી ગઇ હતી અને તે મરણ પામ્યો હતો. એટલે અમે તેને હોસ્પિટલમાં પહોંચાડી દીધો છે. ત્યાં ડોક્ટરો એમ માને છે કે મોટર તળે આવવાથી તેની ખોપરી ચીરાઇ ગઇ છે !'

રૂસ્તમ એક ખુરસી તેની પાસે ખેંચી, બારણા તરફ પીઠ રાખીને એ ખુરસી પર બેઠો.

'એમાં શું થઇ ગયું ?' તે બોલ્યો : 'તમે નિરંજનને સપડાવી

શકયા છો, અને વળી સાબરશીંગ પણ મેળવી શકયા છો. હવે તો તમારે માત્ર નિરંજનને બોલતો કરવાનો જ છે.'

'હજી એમાં તમારી સમજ થોડી અધૂરી રહે છે.' કાલુસીંગ જાણે ખૂબ ચીડાયો હોય એવા સ્વરે બોલ્યો : 'મેં તમને ચીનાના પીઠા પર નજર રાખવાને મોકલ્યા ત્યારપછી તો અનેક ઘટનાઓ બની ગઇ. હા, આપણે નિરંજનને સપડાવી શકયા છીએ અને સાબરશિંગ પણ તેની સાથે હોઇ અમારા કબ્જામાં આવી જ ગયાં હતાં. એ સાબ-રશિંગ લાવવાને માટે મેં સારંગને મોકલ્યો હતો, પરંતુ તેનો પત્તો જ નથી. અમે થોડી વાર તેની રાહ જોઇ, પરંતુ તે નહિ આવવાથી, અમે અમારી મોટર એ સ્થળેથી ઉપાડી મૂકી. કેમ કે વધુ વખત તે સ્થળે રોકાવાનું સલામત ન હતું.'

'હું નથી માનતો કે સારંગ તમને દગો દઇને એ સાબરશિંગ સંબંધમાં બીજાની...'

પણ રૂસ્તમને વચ્ચે જ બોલતો અટકાવીને કાલુસીંગે કહ્યું: 'જો એ મને દગો દેશે તો એનું ફળ તેને ભોગવવું પડશે. પણ રૂસ્તમ! હવે આપણે આ કાર્ય વિનાવિલંબે પતાવીને અહીંથી પલાયન થઇ જવું જોઇએ. કારણ કે જે કાર્યમાં આપણે પડયા છીએ તેમાં પેલો રાવસાહેબ જ્યોતિપ્રસાદ પણ રસ લઇ રહ્યો છે. મને પોલીસનો તો જરીકે ડર નથી, પરંતુ એ રાવસાહેબ અંદર ભળ્યો હશે તો આપણે માટે છટકબારી રહેવા નહિ પામે. અમે જે સ્થળેથી નિરંજનને સપડાવ્યો હતો, તે મકાન પાસે રાવસાહેબ મારા જોવામાં આવ્યો હતો. તેના ઉદ્દગાર હજી હું ભૂલી ગયો નથી. તેણે એક વાર મને કહ્યું હતું કે 'કાલુસીંગ! યાદ રાખ, જ્યારે ત્યારે પણ તને ફાંસીના માંચડા પર ચડાવ્યા વગર હું રહેવાનો નથી!' આ જ તેના શબ્દો હતા.'

ક્ષણવાર મૌન રહ્યા પછી તેણે પુનઃ ઉચ્ચાર્યું : 'રૂસ્તમ! આ છોકરી તથા તેના બાપને તું અહીં લાવ્યો તે સારૂં કર્યું. આ છોકરીની મદદથી આપણે આ હઠીલા નિરંજનને બોલતો કરી શકીશું. એ પછી

સારંગ અને સાબરશિંગનો પત્તો મેળવીશું. જો સારંગ બે બાજુની ઢોલકી વગાડતો હશે તો તેનું ફળ તેને ભોગવવું જ પડશે.'

'પરંતુ 'નામદાર'નું શું કરવું છે?' રૂસ્તમે પ્રશ્ન કર્યો.

'દોસ્ત રૂસ્તમ !' કાલુસીંગના અવાજમાં રૂસ્તમ પ્રત્યેનો મૈત્રી-ભાવ પ્રદર્શિત થતો હતો : 'નામદાર આપણી બાજુમાંથી હડસેલાઇ જાય છે. તમને તો પૂરી માહિતી છે જ. સાબરશિંગની માહિતી આપણને કેવી રીતે મળી એ તમે જાણો છો. 'નામદાર' આખું કોળું ગડપ કરવા માગતો હતો. પરંતુ એ સાબરશિંગ લેવાને માટે હું લખધીરને ત્યાં ગયો ત્યારે તમે પણ મારી સાથે હતા. ગમે તે કારણે એ અતિ કિંમતી હોવાની શંકા મારા મનમાં ઉદ્‌ભવી હતી, અને તેથી જ મારો હસ્ત લખધીરના ખૂનથી રંગાયો હતો એ પણ તમે જાણો છો. 'નામદાર' કેટલો સ્વાર્થી અને એકલપેટો છે એનો મને તમારા કરતાં વધારે ખ્યાલ છે. તેને એક પાઈ પણ આપવાની હવે મારી ઇચ્છા નથી. મુખ્ય ભાગીદાર આપણે બે અને અમુક હિસ્સો આપણા શાગીર્દોને મળશે.'

'તમારી વાત સાચી છે, એમ જ થવું જોઇએ.' રૂસ્તમે કહ્યું : 'પરંતુ 'નામદાર' કેટલો ભયંકર માણસ છે તે ભૂલવા જેવું નથી. તેની ભયંકરતાએ જ તેને અંધારી આલમમાં 'નામદાર'ની પદવી અપાવી છે. તેણે અનેક ઉઠાઉગીરોને મદદ કરી છે, તેમ જ તેને હાથે ઘણા માણસો ફસાઇ ગયા હોવાની વાતો પણ થયા કરે છે. વળી તેની સાથે સીતારામ મળેલો છે. એટલે તેમનાથી સાવચેત રહેવાની જરૂર છે. તેઓ આપ-ણને ક્યારે ફસાવશે એ કહી શકાય તેમ નથી.'

'નામદાર જાય જહન્નમની ખાડીમાં ! આપણે આપણું કાર્ય સતાબીથી પતાવી દઇએ તો તેની ચિંતા કરવા જેવું છે જ નહિ. આ છોકરી આપણા કબજામાં આવેલી હોઈ પંદર મીનિટમાં જ આપણે નિરંજનને બોલતો કરી દઇશું. એ પછી પાંચ મીનિટમાં અહીંથી રવાના થઇ સારંગ અને સાબરશિંગનો પત્તો મેળવીશું.'

'તમારી યોજના વાતોમાં જેટલી સહેલી લાગે છે, તેટલી સરળતાથી તેનો અમલ થઇ શકશે કે કેમ, એની જ મને શંકા છે.' રૂસ્તમે જણાવ્યું : 'મને તો પ્રથમથી જ આ બાબતમાં પડવાનું રૂચતું ન હતું, અને લખધીરનું મોત નિપજાવવાનું તો કશું પણ કારણ ન હતું. ચાલો, હું તમને જ સવાલ કરૂં છું : એ સાબરશિંગ એટલાં બધાં મૂલ્યવાન છે એમ તમે શા ઉપરથી માનો છો ?'

'મને હજી સુધી તેની કિંમતનો કશો ચોક્કસ ખ્યાલ નથી.' કાલુસીંગ નિરંજન તથા મુદ્રિકા સામે ખુન્નસભરી દૃષ્ટિ કરતો બોલ્યો : 'પરંતુ તેની કિંમત આ જુવાન માણસ આપણને કહી શકે તેમ છે, અને આ છોકરી...'

તેણે મુદ્રિકાને પકડવા માટે હાથ લંબાવ્યો, પરંતુ તેનો પિતા આગળ ધસીને વચ્ચે આવ્યો, અને મુદ્રિકા એકદમ પ્રવેશદ્વાર તરફ દોડી. તેણે ખાલી બંધ કરેલું બારણું ઉઘાડી નાંખ્યું, પરંતુ તે એકદમ પાછી હઠી ગઇ, તેના મુખમાંથી ચિત્કાર સરી પડયો.

કારણ કે સીડી ઉપર જે માણસોએ તેમને ઘેરી લીધાં હતાં, એ માણસો બારણાની પાસે જ ઉભા હતા. તેમના હાથમાં પિસ્તોલો હતી. રૂસ્તમ તેની પાછળ ધસ્યો, તેણે મુદ્રિકાનો હાથ પકડીને તેને અંદર ખેંચી લીધી. પરંતુ તે પૂર્વે તેની નજર બહાર ચાલીમાં ઉંચે છત તરફ ગઇ હતી. એ સ્થળે થોડો ભાગ તૂટેલો હતો. ઓરડાની અંદરનો પ્રકાશ પ્રવેશદ્વારમાં થઇને એ તૂટેલા ભાગ તરફ પહોંચતો હતો.

એ પ્રકાશની સહાયથી છતના તૂટેલા ભાગની વચ્ચે ઉપરના કાતરીયામાંથી ડોકાતા માનવીનો ચહેરો મુદ્રિકાની દૃષ્ટિએ પડયો. એક ક્ષણ માત્ર જ એ ચહેરો દેખાયો, પરંતુ એટલા ઉપરથી પણ તે સમજી ગઇ કે એ ચહેરો તેનો પરિચિત હતો !

●

# પ્રકરણ ૨૨ મું

## ત્રિલોચન માણીગર

જે મોટરમાં 'કૃષ્ણકુટિર'માંથી નિરંજનને આ સ્થળે લાવવામાં આવ્યો હતો, એનો પિછો લેતો અરૂણ અહીં સુધી રાવસાહેબ જ્યોતિપ્રસાદવાળી મોટરમાં પહોંચ્યો હોવાનું આપણે જાણીએ છીએ. આ ગલ્લીમાંથી પોતાની મોટરને પસાર કરી, બાજુએ વળતા રસ્તા પર છુપાવીને પુનઃ આ મકાન પાસે આવતાં અમુક માણસો નિરંજનને મકાનની અંદર લઈ જતા તેના જોવામાં આવ્યા. એ વખતે અરૂણની દૃષ્ટિએ એક બીજો માણસ પડયો હતો. એ પણ તેની માફક છુપાઇને આ મકાન પર નજર રાખી રહ્યો હતો, તેનો ચહેરો સ્પષ્ટપણે દેખાતો ન હતો. પરંતુ તેના સામાન્ય દેખાવ પરથી તે બુઢ્ઢો હોવાનું અનુમાન થઈ શકતું હતું. આ માણસ કોણ હશે ? અરૂણ વિચારમાં પડી ગયો. એ બુઢ્ઢાની નજર અરૂણ તરફ ગઈ હશે કે નહિ, એ નક્કી કરવાનું અરૂણની પાસે કોઇ સાધન ન હતું. અત્યારે તો માત્ર એટલું સમજી શકાતું હતું કે મકાનની અંદર ચાલતી હીલચાલમાં આ બુઢ્ઢો પણ રસ ધરાવતો હોવો જોઇએ.

હવે શું કરવું ? મકાનની અંદર દાખલ થવું કે નહિ ? અને નિરંજનને મકાનની અંદર કયા માળ પર લઇ જવામાં આવ્યો હશે ? એ પ્રશ્નો અરૂણના દિલમાં ઉદ્ભવ્યા. પોતે આ સ્થળે આવ્યો છે, એ સમાચાર રાવસાહેબને પહોંચાડવાનું તેને આવશ્યક લાગતું હતું. પરંતુ તે માટે આ લત્તા માંહેના કોઇ ટેલીફોનનો ઉપયોગ કરવાનું તેને યોગ્ય લાગતું ન હતું, અહીંથી દૂર જવાનું પણ તે પસંદ કરતો ન હતો. પોતાની ગેરહાજરીમાં, આ મકાનમાં દાખલ થયેલા માણસો કદાચ નિરંજનને અહીંથી ઉઠાવીને અન્ય સ્થળે લઇ જાય તો ?

એ પ્રમાણે તે વિચાર કરતો હતો. તેની નજર અંધારામાં લપાઇને ઉભેલા બુઢ્ઢા માનવી ઉપર હતી. એ વખતે એક મોટર આવીને

એ જ મકાનના પ્રવેશદ્વાર પાસે ઉભી રહી. પરંતુ આ કોણ? પ્રથમ તો તેમાંથી એક પારસી જેવો લાગતો માણુસ નીચે ઉતર્યો. અરૂણુ તેને ઓળખી ગયો. એ કસરતબાજ રૂસ્તમ પહેલવાન હતો. અગાઉ રૂસ્તમે ચંદ્રનગરમાં વ્યાયામશાળા પણુ ખોલી હતી. પરંતુ તેની વ્યાયામશાળા ઉઠાઉગીરોના અખાડારૂપ બની ગયાની તથા તેમાં જુગાર ખેલાવાની ફરિયાદો થતી હતી. એથી પોલીસે તે વ્યાયામશાળાને બંધ કરાવી દીધી હતી. ત્યારપછીથી રૂસ્તમ પહેલવાન દાદાગીરી કરતો હતો. ખાસ કરીને તે સિનેમા થિયેટરોના ટીકીટો વેચનારા પાસેથી અમુક ટીકીટો ખરીદી લઇ, પોતાના સાગરીતો દ્વારા મોંઘા ભાવથી વેચતો હતો. કોઇ નાટક મંડળીના નવા નાટકને તેના પહેલા જ ખેલ વખતે નિષ્ફળ બનાવવાની પ્રતિસ્પર્ધી નાટક મંડળીના સંચાલકની ઇચ્છા હોય તો રૂસ્તમની દાદાગીરી તેમાં તેને ઉપયોગી થઇ શકતી. અર્થાત્ એવા અનેક પ્રકારના દાદાગીરીના ધંધામાં તે પંકાયેલો હતો. કેટલીક વાર સામાન્ય મારામારીના ગુન્હા સબબ તેને અદાલતને આંગણે ચડવું પડેલું અને દંડ અથવા કેદની સજાઓ પણુ થયેલી. એથી અરૂણુ આ માણુસને પૂરેપૂરો પિછાનતો હતો.

પરંતુ તેની સાથે બે માણુસોને તેણે જોયાં. એક તો નિરંજનની સાથે હતી તે યુવતી અને બીજો એક બુઢ્ઢો માનવી. એ કદાચ યુવતીનો બાપ હોવાનો સંભવ હતો. તેના ચહેરાનો દેખાવ વિચિત્ર તથા તેની સામે જોતાં ચીતરી ચડે એવો લાગતો હતો.

તેમની સાથે રૂસ્તમ વાત કરતો હતો. તેમાં કાલુસીંગનું નામ અરૂણુના સાંભળવા આવ્યું. કાલુસીંગ તો ચંદ્રનગરમાં એક ભયંકર માનવી લેખતો હતો. આજસુધીમાં એક પણુ વખત તે કાયદાના સકંજામાં આવ્યો ન હતો. તે ધનવાન્ મનાતો હતો. તે કોઈ વેપાર કરતો નહિ, પરંતુ ઘોડદોડની શરતોમાં તથા આંક–ફિચરમાં તે મોટી રકમ લગાવતો અને એ ધંધામાં તેને સારી આવક થતી હોવાનું માનવામાં આવતું હતું. પરંતુ રાવસાહેબ જ્યોતિપ્રસાદને એ વાતમાં

વિશ્વાસ ન હતો. તેની તપાસમાં કાલુસીંગ એક ભયંકર માનવી હોવાનું માલૂમ પડયું હતું.

એક માણસ જાવાથી પુષ્કળ દ્રવ્ય પેદા કરીને આવેલો. એમ મનાતું કે તેની પાસે એકાદ લાખ રૂપિયા હોવા જોઈએ. કાલુસીંગ સાથે તેની મૈત્રી થઈ. અમુક સમય પછી તે માણસ સદાને માટે અદશ્ય બની ગયો. કાલુસીંગ કહેતો હતો કે એનો મિત્ર પુનઃ પરદેશ ચાલ્યો ગયો છે. પરંતુ રાવસાહેબની માન્યતા જુદી હતી. કાલુસીંગે તેના મિત્રનું ખૂન કરીને તેની તમામ મિલકત પચાવી પાડી હતી એવી જ્યોતિપ્રસાદની માન્યતા હતી. પરંતુ એની સાબિતી માટેનો એક પણ પુરાવો મળી શકતો નહિ. છતાં પણ કાલુસીંગ ફાંસીને માંચડે ચડયા વગર રહેવાનો નથી, એવું જ્યોતિપ્રસાદ અનેક વાર કંટકરાયની પાસે બોલ્યો હતો. અરૂણે પણ રાવસાહેબના એ શબ્દો સાંભળ્યા હતા.

એ જ કાલુસીંગનું નામ રૂસ્તમના મુખમાંથી સાંભળીને તેના કાન ચમકયા. તે લપાતો છુપાતો તેમની નજીક ગયો. અહીં કાલુસીંગને ત્યાં આવેલા ગમનરાયને મળવા માટે આ પિતા–પુત્રી આવેલ છે એવું અરૂણે અનુમાન કર્યું.

એ ત્રણે જણાં અંદર દાખલ થયાં. તે પછી થોડી વારે જે બુઢ્ઢો બહાર લપાઇ રહ્યો હતો તે આ મકાનમાં દાખલ થયો, અને અરૂણે પણ તેનું અનુસરણ કર્યું. પરંતુ એ બુઢ્ઢો અંદર તેના જોવામાં ન આવ્યો, ત્યારે તે કયે સ્થળે ગૂમ થઇ ગયો હશે ? તેણે ચોતરફ દૃષ્ટિ કરી, પરંતુ કોઇ પણ સ્થળે તે દેખાયો નહિ.

દાદર પર રૂસ્તમ, મુદ્રિકા તથા તેનો પિતા ચડતાં હતાં, તેમની પાછળ કેટલાક માણસો જતા દેખાયા. તેમના દેખાવપરથી જ એ લોકો ગુન્ડા જેવા લાગતા હતા.

અરૂણ પણ જરીકે અવાજ થવા ન પામે એ રીતે ઉપર ચડવા લાગ્યો. તે અમુક પગથીયાં ચડયો હશે, ત્યાં નીચેથી કોઇ દાદર પર

આવતું હોય એમ તેને લાગ્યું. તત્કાળ તેને ખ્યાલ આવ્યો કે પોતે બેઉ બાજુથી ઘેરાઇ ગયો છે. પરંતુ તેના ફળદ્રુપ ભેજાએ તેને એક યુક્તિ સુઝાડી. તે દાદરના કઠેડાની બીજી બાજુએ જઇ, દાદરનાં પગથિયાં પકડીને નીચે લટકી રહ્યો. પોતાની પાછળ આવનાર માણસ ચાલ્યો જાય, એ પછી પુનઃ કઠેડો કુદાવીને ઉપર જવાનો તેનો ઇરાદો હતો.

પરંતુ તેનો એ ઇરાદો બર ન આવ્યો. નીચેથી આવનારો માણસ જે સ્થળે અરૂણ લટકી રહ્યો હતો ત્યાં આવીને સ્થંભી ગયો. હવે શું કરવું ? દાદરના પગથીયાં છોડી દેવાથી તે નીચે જઇ પડે. લગભગ સોળ ફીટનું અંતર હતું. એ કાંઈ બહુ અંતર ન કહેવાય. પરંતુ નીચે પડવાથી ધબાકો થાય; એ અવાજ ઉપરના માણસોને પણ પોતાની તરફ આકર્ષે તો ?

તે આમ વિચાર કરતો હતો ત્યાં પેલો બુઢ્ઢો માનવી નીચો નમ્યો. તેણે અરૂણનો હાથ પકડીને બળપૂર્વક તેને ખેંચ્યો. અરૂણને લાગ્યું કે આ માણસ બુઢ્ઢો હોવા છતાં તેનું શરીરબળ એક જુવાનને પણ શરમાવે તેવું છે.

બુઢ્ઢો બેઉ હાથ વડે તેને ઉંચો કરીને તેના ચહેરા સામે જોઈ રહ્યો : 'નહિ, તું આગળ ગયેલા બદમાશ ગુન્ડાઓ માંહેનો નથી લાગતો. ત્યારે તું છે કોણ અને શા માટે બદમાશ કાલુસીંગના મકાનમાં દાખલ થયો છે ? ઓહો ! સમજ્યો ! સમજ્યો ! તું સમર્થ ગુન્હાશોધક રાવસાહેબ જ્યોતિપ્રસાદનો મદદનીશ અરૂણ તો નહિ ?'

'હા, એ જ હું.' અરૂણ બોલ્યો : 'અને તમે–તમે ! વિલોચનરાય માણીગર ને ? પણ તમે અહીં કયાંથી ?'

'એ વાત પછી. તું ઉપર ચડી આવ.'

અરૂણ કઠેડા ઉપરથી કૂદીને આવ્યો. પછી વિલોચનરાયે તેને સવાલ કર્યો : 'તું અહીં શા માટે આવ્યો છે ?'

તેમની વચ્ચે ધીમા સ્વરે વાત થતી હતી, અને ઉપરના માણસો તો ચોથા દાદર પર પહોંચી ગયા હતા. એટલે તેઓ આ બે જણા વચ્ચે થતી વાતચીત સાંભળી શકે તેમ ન હતા.

અરૂણે કહ્યું : 'આ લોકો તમારા દીકરા નિરંજનને અહીં લાવ્યા છે.'

'નિરંજનને મેં જોયો હતો. બે–ત્રણ જણા મોટરમાંથી તેને ઉપાડીને આ મકાનની અંદર લાવ્યા હતા.' વિલોચને કહ્યું : 'પરંતુ એ છોકરો પણ મૂર્ખનો સરદાર જ છે ને ! પોતાનું રક્ષણ કેવી રીતે કરવું એટલો પણ એને ખ્યાલ નથી !'

'એમાં મને નિરંજનનો દોષ લાગતો નથી.' અરૂણે અભિપ્રાય આપ્યો : 'ત્રણ જણા સામે તે એકલો શું કરી શકે ?'

'વારૂ, પણ તું અહીં કેવી રીતે આવ્યો ? અને રાવસાહેબ ક્યાં છે ?'

અરૂણે કહ્યું : 'રાવસાહેબ અત્યારે કયે સ્થળે હશે એ હું જાણતો નથી. પરંતુ નિરંજન તથા એક યુવતી 'કૃષ્ણકુટિર' તરફ જતાં હતાં. તેમનો પિછો લેવાનું રાવસાહેબે મને ફરમાવ્યું હતું. નિરંજન 'કૃષ્ણકુટિર'ની દીવાલ કુદાવીને બગીચામાં છુપાઇ રહ્યો. યુવતી તેના પ્રવેશદ્વારમાંથી અંદર ચાલી ગઇ. હું બહાર વૃક્ષઘટામાં છુપાઇને તેમની ઉપર નજર રાખતો હતો, એટલામાં ત્રણ જણા આવી નિરંજનને સપડાવી, બાંધીને તેમની મોટરમાં ઉપાડી ગયા. એટલે હું પણ રાવસાહેબની મોટરમાં અહીં સુધી તેમનો પિછો લેતો આવી પહોંચ્યો.'

'અને થોડી વાર પહેલાં જે યુવતી એક વિચિત્ર દેખાતા વૃદ્ધની સાથે આ મકાનમાં દાખલ થઇ હતી તેની સાથે જ નિરંજન હતો ને ?'

'હા, એ જ યુવતી.'

'ત્યારે તો એ મુદ્રિકા. પરંતુ તે તથા તેનો બાપ જગતપ્રસાદ આ સ્થળે શા માટે આવ્યાં હશે ?'

'તેઓ પેલો પારસી સાથે વાત કરતાં હતાં, તે ઉપરથી મારા

જાણુવામાં આવ્યું કે તેઓ અહીં કોઇ ગમનરાય નામના માણુસને મળવાને માટે આવ્યાં છે.'

'ગમનરાયને!' વિલોચન હસ્યો: 'ત્યારે તો તેઓ એને ઉપર જઇને મળી રહ્યાં!'

'કેમ વારૂ?'

'એ ગમનરાય હું પોતે જ છું!'

'તમે જ ગમનરાય! ત્યારે શું તમે અગાઉ આ મકાનમાં કાલુસીંગને ત્યાં ગયા હતા?' અરૂણે પૂછ્યું.

'હા, કાલુસીંગ મને તેની સાથે એક પીઠામાંથી અહીં લાવ્યો હતો. તેની પાસે સાબરશિંગ આવેલાં છે. તે આફ્રિકાથી આ શહેરમાં આવ્યાં છે અને તે અતિ મૂલ્યવાન્ હોવાનું કાલુસીંગ કહેતો હતો. પરંતુ તેનું મૂલ્ય કેટલું હશે અને શા કારણુથી તે કિંમતી મનાતાં હશે તેનો એને ખ્યાલ ન હોવાથી, એ સાબરશિંગ મને બતાવી, તેની મારી પાસે કિંમત અંકાવવાને માટે તે મને અહીં લાવ્યો હતો. પરંતુ સાબરશિંગ તો હજી તેને મેળવવાનાં હતાં. એટલે મને ઉપર ચોથે માળે તેના ખંડમાં લઇ જઇ, તેણે મારી ઉપર હુમલો કરીને બાંધી દીધો અને એક કબાટમાં પૂરી દીધો. એક માણુસને મારી ઉપર નજર રાખવા માટે રોકીને કાલુસીંગ તથા તેના શાગીર્દો બહાર ચાલ્યા ગયા. તેમણે માન્યું હશે કે આ ડોકરામાં શો માલ બળ્યો છે! વાત પણુ સાચી. તેમના હુમલાથી હું નિરૂપાય બની ગયો હતો, પરંતુ ભાંગ્યું ભાંગ્યું તો ય ભરૂચ. મને કાંઇક કળ વળી, હું સ્વસ્થ થયો અને તેમણે મને જે બંધ બાંધ્યા હતા, એમાંથી છૂટવું એ તો મારે મન રમત વાત હતી. મારો એક જાદુગર મિત્ર છે. તે પોતાના શરીરની આસપાસ રસી વડે મજબૂત બંધ બંધાવે છે, પછી એક પેટીમાં પુરાય છે અને તેમાંથી અદશ્ય બની જાય છે. મને તેણે ગમે તેવા મજબૂત બંધનમાંથી કેવી રીતે છૂટાં થવું એ શિખવ્યું છે. એટલે એ રીતે હું બંધમુક્ત બની

ગયો અને મારા પગની એક જ લાતથી કબાટનું બારણું તૂટી ગયું. મારી ઉપર નજર રાખનારો માણુસ ઘોરતો હતો. કબાટનું બારણું તૂટવાનો અવાજ થવાથી તે જાગી ઉઠીને સ્વસ્થ બને એ પહેલાં તો હું કૂદીને તેની ઉપર ચડી બેઠો. મેં જોરથી તેની ગરદનમાં બે–ચાર મુક્કીઓ ઉપરાઉપરી લગાવી અને હું પલાયન થઇને બહાર આવી છુપાઈ રહ્યો. પાછળથી તેને હોસ્પીટલમાં રવાના કરવામાં આવ્યો છે. પરંતુ હું માનું છું કે અત્યારે તો તેનો આત્મા તેનાં પાપકર્મનો બદલો મેળવવાને માટે પ્રભુના દરબારમાં પહોંચી ગયો હશે.'

તે ક્ષણુભર મૌન રહ્યા બાદ પુનઃ બોલ્યો : 'આ લોકો નિરંજનને તો અહીં લાવ્યા છે, પણુ સાબરશિંગ કયાં ગયાં ?'

'સાબરશિંગની વાત પછી.' અરૂણે કહ્યું: 'મને લાગે છે કે ઉપર નિરંજન, મુદ્રિકા અને તેના પિતા–ત્રણે જણાં મોટા ભયમાં છે. કાલુ-સિંગ અત્યંત ક્રૂર અને નિર્દય માનવી મનાય છે. કોઇનું ખૂન કરવું એ તો આ લોકોને મન રમત વાત છે. આપણે તેમને બચાવવાનો યત્ન કરવો જોઇએ. તમારી પાસે કશું હથિયાર છે ?'

'હા, મારી ઉપર ચોકી કરવા માટે જેને રાખ્યો હતો તેની પિસ્તોલ મેં લઇ લીધી હતી.' વિલોચને ગજવામાંથી પિસ્તોલ બહાર કાઢી.

'ત્યારે તો હરકત નહિ.' અરૂણે કહ્યું : 'વારૂ, હમણાં તમે નીચે જઇને એક બાજુએ લપાઇ રહો. હું જરીક ઉપર તપાસ કરી આવું.'

વિલોચને અરૂણુની સૂચનાનો સ્વીકાર કર્યો, અને અરૂણુ બિલ્લી-પગે ઉપર જવા લાગ્યો. થોડી વારમાં જ તે નીચે ઉતરી આવ્યો. તેણે કહ્યું:: 'જે .ઓરડામાં કાલુસીંગ તથા નિરંજન વગેરે છે તેનું બારણું બંધ છે અને તેની બહાર ચાર–પાંચ જણા હથિયારબંધ ઉભા છે. તેમની ઉપર હુમલો કરવામાં મને સલામતી નથી લાગતી.'

'તો પછી આપણે નિરંજન તથા પેલાં બાપ–દીકરીને કેવી રીતે બચાવી શકીશું ?' વિલોચન તેના દીકરાને તથા મિત્ર અને મિત્રપુત્રીને

બચાવવા આતુર હતો અને તે માટે ગમે તેવું સાહસ ખેડવાને માટે પણ એ તૈયાર હતો.

'હું પણ એનો જ વિચાર કરૂં છું.' અરૂણે કહ્યું : 'આ મકાનો હમણાં નવાં જ બંધાયેલાં છે. તેના બેઉ છેડા પર એકેકો દાદર પાંચ માળ સુધી છે. તે જ રીતે આગ અથવા એવા કોઇ અકસ્માતને પ્રસંગે ઉપયોગમાં લેવા માટે પાછળના ભાગમાં પણ એ જ રીતે બે નાના દાદરો રાખેલા છે. એટલે આ બાજુએ કાલુસીંગના ખંડની બહાર ઉભેલા તેના સાગરીતો તથા ઓરડાની અંદરના માણસોને લેશ પણ ખ્યાલ ન આવે એવી રીતે આપણે ઉપર પહોંચવું જોઇએ. વારૂ, તમે ચાલો મારી સાથે.'

તેઓ આ મકાનમાંથી બહાર નિકળ્યા, બાજુની ગલ્લીમાં થઇને મકાનની પાછળ ગયા. તેની પાછળ વાડો હતો, વાડા ફરતી દીવાલ હતી. અરૂણ બોલ્યો : ' માણીગર સાહેબ ! આ દીવાલ તમે કુદાવી શકશો ?'

' જરૂર, તારી ઇચ્છા હોય તો તને મારા ખભા ઉપર ઉપાડીને પણ આ દીવાલને હું કુદાવી શકું તેમ છું. ' એમ કહેતાંની સાથે જ તે કૂદકો મારીને દીવાલ પર ચડી ગયો. અરૂણે પણ તેનું અનુસરણ કર્યું. નીચે સર્વત્ર અંધકાર હતો. ઉપર ચોથા માળે એક ખંડની બારીમાંથી પ્રકાશનાં કિરણો બહાર રેલાતાં હતાં.

કશો અવાજ થવા ન પામે એ રીતે તેઓ અંદરની બાજુએ ઉતરી ગયા અને અરૂણ આગળ થયો. વિલોચન તેની પાછળ ચાલતો હતો. તેઓ ચોતરફ નજર કરતા, લપાતા છુપાતા મકાનની જમણી બાજુના દાદર પાસે પહોંચ્યા. દાદર સાંકડો તથા લોખંડનો હતો. કશો પણ અવાજ ન થાય તે રીતે તેઓ દાદર પર ચડવા લાગ્યા. એક પછી એક માળ વટાવી, તેઓ ચોથે માળે પહોંચ્યા.

પાછળના રવેશમાં કોઇ નજરે પડતું ન હતું. એ રવેશમાં કાલુસીંગના ઓરડાની બારી પડતી હતી. તેનાં બારણાં કાચનાં હતાં. તેમાંથી અંદરનો પ્રકાશ બહાર રેલાતો હતો.

અરૂણે કહ્યું : ' તમે અહીં રહો, હું પેલી બારી પાસે જઈને જોઉં કે અંદર શું ચાલી રહ્યું છે. જો આ દાદર વાટે કોઈ ઉપર આવતો દેખાય તો મને ચેતવજો. '

ઓરડાની અંદર નિરંજન ભયમાં છે, પોતાનો મિત્ર જગતપ્રસાદ તથા તેની પુત્રી મુદ્રિકા પણ આ બદમાશોના અડ્ડામાં સપડાયાં છે, એટલે તેમની મદદે પહોંચવાની પોતાની ફરજ છે એમ વિલોચનને થતું હતું. પરંતુ અરૂણનો પ્રસ્તાવ તેને ઠીક લાગ્યો. બેઉ જણા સાથે ત્યાં જાય તે કરતાં પોતે અહીં ઊભો રહીને, પાછળથી કોઈ નવી આફત આવી ન લાગે, તેની દેખરેખ રાખવાનું તેને પણ આવશ્યક લાગ્યું.

અરૂણ પાછળની બારી પાસે ગયો. તેનાં બારણાં બંધ હતાં. કાચમાંથી અંદરનું દૃશ્ય જોઈ શકાતું હતું, અવાજ સંભળાતો ન હતો.

નિરંજનને એક ખુરશી પર બાંધ્યો હતો. તેની સામે કાલુસીંગ બેઠો હતો. બાજુમાં એક નાની બેન્ચ પર જગતપ્રસાદ અને મુદ્રિકા બેઠાં હતાં. રૂસ્તમ તેમની સામે પિસ્તોલ તાકીને ઊભો હતો. કાલુસીંગ નિરંજનને ઉદ્દેશીને કાંઈક બોલતો હોય એમ અરૂણને લાગ્યું. અવાજ સંભળાતો ન હતો. નિરંજન કશો પણ ઉચ્ચાર નહિ કરતાં બેપરવાઈથી કાલુસીંગ સામે જોઈ રહ્યો હતો.

અરૂણે ગજવામાંથી એક નાનું ચપ્પું બહાર કાઢ્યું અને એક ગણેશગીરને પણ આશ્ચર્યચકિત બનાવે એવી કુશળતાપૂર્વક ચપ્પાની સહાયથી બારણું ખોલી નાંખ્યું. અવાજ ન થાય એવી રીતે તેને સહેજ હઠાવ્યું અંદરનો અવાજ સંભળાવા લાગ્યો. તે એક બાજુએ લપાઈ રહ્યો હતો, તેમ જ આ તરફ કોઈની નજર પણ ન હતી.

કાલુસીંગનો અવાજ સંભળાયો : ' નિરંજન ! હું તને કિંવા આ છોકરીને નિરર્થક ત્રાસ દેવા નથી ઇચ્છતો. જો, તું ફરીથી મારી વાત સાંભળી લે. એ સાબરશિંગ તારા બાપે આફ્રિકાથી અહીં મોકલ્યાં છે. તેનો બે લાખનો વીમો ઉતરાવવામાં આવ્યો છે. સાબરશિંગની કિંમત

એટલી ન હોઇ શકે. એટલે તેની પાછળ કોઇ રહસ્ય છે. તેના કોતર· કામમાં એ રહસ્ય છુપાયેલું છે. તું એ રહસ્ય અમને જણાવ. જો હજી પણ તું નહિ માને તો આ છોકરીના જીવનનો તારી દૃષ્ટિ સમક્ષ જ અંત આવી જશે.'

'ભલે આવી જાય.' મુદ્રિકા બોલી : 'નિરંજન ! તમે આ બદ- માશની ઇચ્છાને કદી પણ તાબે ન થશો. જો તમારો મારી ઉપર સાચો પ્રેમ હોય તો તમે મારા જીવનની નહિ, પરંતુ તમારા સ્વમાનની, તમારી પ્રતિષ્ઠાની રક્ષા પ્રત્યે પૂરૂં લક્ષ આપજો.'

'કાલુસીંગ !' નિરંજન બોલ્યો : 'મુદ્રિકાના શબ્દો તેં સાંભળ્યા ને ? તે બરાબર કહે છે, અને તને ખાતરી આપું છું કે મને ત્રાસ આપીને તું મારી પાસેથી કશું પણ મેળવી શકવાનો નથી.' ક્ષણવાર મૌન રહીને તેણે પુનઃ ઉચ્ચાર્યું: 'અને સાચી વાત તો એ છે કે મારા બાપુજી તેમણે મોકલેલાં સાબરશિંગને બે લાખ રૂપિયાની કિંમતનાં શા માટે માને છે, એ વિષે મને તો કશી પણ માહિતી નથી. તમે લોકો તમારો સમય વ્યર્થ ગુમાવી રહ્યા છો.'

'ચાલાક માણસો એમ જ કહેવાના.' એમ કહીને કાલુસીંગ મુદ્રિકા· તરફ ફર્યો : 'રૂસ્તમ ! પેલો વીજળીનો તાર લઇને આ છોકરીના દેહને તેનો સ્પર્શ કરી, તેને વીજળીના આંચકા આપ. એમ કર્યા સિવાય નિરંજન માનવાનો નથી.'

'નહિ, નહિ, એમ ન કરશો. હું તમને તેનું રહસ્ય કહું છું. સાબરશિંગના રહસ્યનો નિરંજનને ખ્યાલ નથી પણ હું તે જાણું છું.' મુદ્રિકાની બાજુમાં બેઠેલો જગતપ્રસાદ ઉભો થઇ જઇને બોલ્યો.

અને અરૂણને લાગ્યું કે હવે ઢીલ કરવામાં સાર નથી. બારીનું બારણું પૂરૂં ઉઘાડી, તે કૂદીને ઓરડામાં દાખલ થયો. તેને અચાનક અંદર આવેલો જોઇ, કાલુસીંગ તથા રૂસ્તમ બેઉ સ્તબ્ધ બની ગયા.

'કાલુસીંગ ! હું માનું છું કે તું મને ભૂલી ગયો નહિ હોય.' અરૂણ બોલ્યો. તેણે પિસ્તોલ તાકી રાખી હતીઃ 'રાવસાહેબની મુરાદ આજે બર આવી છે, તું અમારા પંજામાં બરાબર સપડાયો છે. અને રૂસ્તમ ! નહિ, બારણા પાસે જઇશ નહિ, કશો પણ અવાજ કરીશ નહિ ! જો અવાજ કર્યો છે તો તમારા બેઉના મૃતદેહ બહાર ઉભેલા તમારા સાગરીતોની દૃષ્ટિએ પડશે.'



## પ્રકરણ ૨૩ મું

### રાવસાહેબ શું કરે છે?

રાવસાહેબ 'કૃષ્ણકુટિર'માં મુદ્રિકાને મળ્યો હતો. મુદ્રિકાને તેણે કેટલાક પ્રશ્નો કર્યા હતા. જ્યાં નિરંજન છુપાયો હતો ત્યાં તેઓ ગયાં હતાં અને તે પોતાના સહાયક અરૂણને અહીં મોકલે છે એમ કહીને વિદાય થયો હતો.

અરૂણ તો ત્યાં ન આવ્યો, પરંતુ મુદ્રિકા 'કૃષ્ણકુટિરમાંથી' એકાએક વિદાય થઇ ગઇ. ત્યારબાદ થોડી વારે જ જ્યોતિપ્રસાદ એ સ્થળે પુનઃ આવી ચડયો. તેના પ્રશ્નના ઉત્તરમાં રામજીએ જણાવ્યું કે 'મુદ્રિકાબહેન તો એકાએક બહાર ગયાં છે. કયાં અને શા માટે ગયાં છે તે અમને કહી ગયાં નથી.'

'અને મી. કાચવાલા તો તેમના ઓરડામાં જ છે ને?' એવો પ્રશ્ન કરીને જ્યોતિપ્રસાદ જગતપ્રસાદનો ઓરડો જે બાજુએ હતો એ તરફ ચાલવા લાગ્યો.

બહાર જતી વખતે મુદ્રિકા તેના નોકરોને સૂચવતી ગઇ હતી કે તેના બાપુજીના ઓરડામાં કોઈને પણ જવા દેશો નહિ. પરંતુ તેની એ સૂચનાનો

અમલ કરવાની રામજીની હિંમત ચાલી નહિ. પ્રાણુજીવન પણ ત્યાં આવી પહોંચ્યો અને એ બેઉ જણા જ્યોતિપ્રસાદની પાછળ ચાલ્યા.

જ્યોતિપ્રસાદે જગતપ્રસાદ કાચવાલાના ઓરડામાં પ્રવેશ કર્યો. બિછાનું ખાલી હતું. તેણે ચોતરફ દૃષ્ટિ કરી. મુદ્રિકાને મળી આવેલો ગમનરાયનો પત્ર તેણે ટેબલ ઉપર જ મૂકયો હતો. એ પત્ર જ્યોતિપ્રસાદે પણ વાંચ્યો અને જગતપ્રસાદની ગેરહાજરીની કલ્પના તેને આવી ગઇ. તેમ જ મુદ્રિકાના સાહસપ્રિય સ્વભાવનો વિચાર કરતાં તે પણ તેના પિતાની શોધમાં ગમનરાયને મળવાને માટે ગઇ હશે એવું અનુમાન કરવામાં તેને કશું અજુકતું લાગ્યું નહિ. બે અરીસા જમીન પર પડયા હતા. એક અરીસા તળે એક લાંબી અને સામાન્ય કરતાં જુદા ઘાટની પાતળા પાનાવાળી છરી જોવામાં આવી.

સ્વાભાવિક રીતે જ આ છરી તેણે ઉપાડી. આ છરી તેણે આમ-તેમ ફેરવીને તપાસી જોઇ. તેના ફળાની ઉપલી ટોચ પર અતિ ઝાંખા અને કાળા પડી ગયેલા બે–ત્રણ ડાઘ દેખાયા. તેણે ગજવામાંથી સૂક્ષ્મ-દર્શક કાચ કાઢીને એ ડાઘ તપાસ્યા. એ ડાઘ લોહીના હોવાની શંકા તેને ઉદ્‌ભવી.

તેણે રામજીને પૂછ્યું : ' આ છરી અગાઉ તમારા જોવામાં આવેલી ; ખરી ? '

' હા, સાહેબ ! અમારા શેઠના ટેબલ ઉપર જ આ છરી રહેતી હતી.' રામજીએ કહ્યું : ' તેમના મિત્ર માણીગર સાહેબ આફ્રિકાથી આ છરી લાવેલા અને એ તેમણે જગતપ્રસાદ શેઠને ભેટ આપી હતી.'

' અને આ છરીથી જગતપ્રસાદ શેઠની આંગળી અથવા તેમના શરીરના કોઇ બીજા ભાગ પર ઇજા થઇ હતી ખરી ?' રાવસાહેબે પૂછ્યું : ' એથી તેમને થયેલા જખમમાંથી લોહી નિકળ્યું હતું ?'

રામજી વિચારમાં પડી ગયો. પરંતુ પ્રાણુજીવને કહ્યું : ' હા જી, હા. હવે મને યાદ આવે છે. બે વરસ થયાં હશે. એક વાર શેઠ આ

છરી વડે પેન્સીલ છોલતા હતા. હું ચહાનો કપ લઇને તેમની પાસે ગયો હતો. તે વખતે અચાનક તેમની આંગળી પર છરીનો જખમ થવાથી લોહી નિકળ્યું હતું.'

'અને એ જખમ તુરત રૂઝાઇ ગયો હતો ?'

'ના જી.' રામજીએ કહ્યું: 'તે સમયે વિલોચનરાય શેઠ અહીં જ હતા. તેઓ તથા શેઠ સાહેબ ખૂબ ગભરાઇ ગયા હતા. તેમણે મને એક ચીઠી લખી આપીને ચંદ્રનગર ડૉ. મહેન્દ્રકુમારને બોલાવવા મોકલ્યો હતો. ડૉક્ટર સાહેબ આવ્યા. તેમણે જખમની સારવાર કરી. પરંતુ તેના બીજા દિવસની સવારથી જ જગતપ્રસાદ શેઠ તેમના ઓરડામાં પુરાઇ ગયા અને વિલોચનરાય અચાનક આફ્રિકા જવા માટે રવાના થઇ ગયા.'

'હવે બધું સમજાયું.' જ્યોતિપ્રસાદે જાણે સ્વતઃ ઉદ્ગાર કર્યો.

'શું સમજાયું, સાહેબ ?' પ્રાણજીવને સંકોચપૂર્ણ હિમ્મતથી જ્યોતિપ્રસાદને પ્રશ્ન કર્યો.

'ખાસ તો કશું નહિ, પણ તમને કહેવામાં કશી હરકત નથી.' રાવસાહેબે કહ્યું: 'આવી છરીઓ મધ્ય આફ્રિકાના જંગલવાસીઓ પાસે હોય છે. તેઓ તેની ઉપર એક પ્રકારની ઝેરી વનસ્પતિનો રસ ચોપડી રાખે છે. આ છરીના ફળા ઉપર પણ એ જાતનો રસ ચોપડવામાં આવેલો હોય એમ લાગે છે. વિલોચનરાય તે છરી ત્યાંથી લાવ્યા હશે. તે દેખાવડી હોઇ જગતપ્રસાદને પસંદ પડવાથી વિલોચનરાયે તેમને ભેટ તરીકે આપી હશે. પરંતુ એ છરીનો તમારા શેઠની આંગળી પર જખમ થયો અને એથી જ આ બધી સ્થિતિ ઉભી થઇ છે. એ જખમ થવાથી તેમના લોહીની સાથે છરીના ફળાને લગાવેલો ઝેરી વનસ્પતિનો રસ મળ્યો. એની અસરથી શરીરમાં વિકૃતિ થઇ જાય છે. ચહેરો વિચિત્ર ચાઠાંવાળો અને નજરે પણ જોવો ન ગમે એવો બની જાય છે. ધીમે ધીમે એ ઝેર માનવીને નિબંળ બનાવીને

તેનો અંત લાવી દે છે. તે વિષનો ઉતાર સુધરેલું જગત હજી શોધી શક્યું નથી. માત્ર એ જંગલી આફ્રિકનોમાં અમુક વૈદો હોય છે તેઓ એના ઉતારના ઔષધના જાણકાર હોય છે.'

અને તે જમીન પર પડેલા અરીસા તરફ દૃષ્ટિ કરતો બોલ્યો : 'જુઓ, આ અરીસો સામાન્ય રીતે દીવાલ પર હોવા જોઈએ. તેમાં તમારા શેઠને તેમના ચહેરાની વિકૃતિ જોવામાં આવતી હશે. એ તેમને નહિ ગમવાથી તેમણે અરીસાને દીવાલ પરથી ઉતારીને નીચે મૂકી દીધા છે. તે કાયમ ઓરડામાં છુપાઈ રહેતા અને કોઈને પણ પોતાનું મ્હોં બતાવતા નહિ, એ પણ હવે સમજાય છે. પરંતુ એમ છતાં તે આજે બપોરે અહીંથી બહાર નિકળ્યા લાગે......'

'હા, સાહેબ! ગેરેજમાં તેમની મોટર નથી. આજે બે વરસ થઈ ગયાં. મોટરડ્રાઈવર રોજ એ મોટરને સ્વચ્છ રાખતો અને તેને ગમે તે સમયે ચાલૂ કરી શકાય એવી રીતે તૈયાર રાખતો. પરંતુ આજ પહેલાં છેલ્લાં બે વરસમાં એક વાર પણ તેનો ઉપયોગ થયો નથી.'

'મોટર કઈ જાતની છે? અને તેનો રંગ કેવો છે?'

'શેઠે ત્રણ વરસ પહેલાં જ શેવરોલેટ મોટર ખરીદી હતી. તેનો રંગ ઘેરો લાલ છે.' રામજીએ કહ્યું.

'અને હું માનું છું કે મુદ્રિકાબહેન પણ તેમની શોધમાં જ...'

ત્યાં કાનજી માળી આવ્યો. તેણે રામજીને કહ્યું : 'આપણી બાજુમાં મન્વંતરાય આચાર્ય રહે છે તેમનો માણસ આવ્યો છે. આચાર્ય સાહેબ કહે છે કે મુદ્રિકાબહેન તેમના કમ્પાઉન્ડમાં ગયાં હતાં અને આચાર્ય સાહેબને પૂછ્યા ગાછ્યા વગર જ તેમની મોટર લઈને એકદમ ઉપડી ગયાં છે. આચાર્ય સાહેબે પાછળથી બૂમો પાડી પણ મુદ્રિકાબહેને કશો જવાબ આપ્યો નહિ તેનું કારણ તેઓ જાણવા માગે છે, અને જો તેમને સંતોષકારક ખુલાસો નહિ મળે તો તે પોલીસને ખબર આપશે એવું પણ તેમણે કહેવરાવ્યું છે.'

જ્યોતિપ્રસાદ સહેજ હસ્યો. તેણે કહ્યું : 'હું મી. આચાર્ય પાસે જઈને ખુલાસો કરું છું. તમે કશી ચિંતા ન કરશો. અને રામજી ! આ ઓરડાનું બારણું બંધ રાખજો.'

એ પ્રમાણે સૂચના આપી, તે મન્વંતરાય આચાર્ય પાસે ગયો, તેને પોતાનો પરિચય આપીને જણાવ્યું : 'મુદ્રિકાબ્હેનની મોટર આજે સવારે રસ્તાપર અકસ્માતમાં સપડાઈ ગઈ હતી. ઘેર આવતાં તેમના પિતા તેમની મોટરમાં ચંદનગર ગયાનું તેમને માલૂમ પડયું. તે એક અગત્યના કામે તેમના પિતાને મળવા માગતાં હતાં. તેમને ત્યાં બીજી મોટર હતી નહિ, એટલે તે ઉતાવળમાં તમારે ત્યાં આવીને તમારી મોટર......'

'એ વાત સાચી, પણ તેમણે મને જણાવવું જોઈએ, મારી મંજૂરી માગવી જોઈએ અને મને પૂછીને પછી જ મારી મોટર લઈ જવી જોઈએ.' આચાર્યે કહ્યું : 'આ તે કાંઈ સભ્યતા કહેવાય ?'

'તમે બરાબર કહો છો, પણ તેમને પુષ્કળ ઉતાવળ હતી અને તમારી સાથે વાત કરવાનો—ખુલાસો કરવાનો સમય ન હોવાથી જ...'

'નહિ નહિ, મુદ્રિકાનું એ વર્તન મને ભારે અપમાનજનક લાગ્યું છે.' આચાર્ય બોલ્યો : 'મારા કમ્પાઉન્ડમાં દાખલ થઈ મને પૂછ્યા-ગાછ્યા વગર મારી મોટર તે કેમ લઈ જઈ શકે ? તેને કોઈ અકસ્માત થાય તો તે માટે જોખમદાર કોણ ?'

'આપ કશી ચિંતા ન કરો, મારી ઉપર વિશ્વાસ રાખો, આપની મોટર સુરક્ષિત અહીં આવી જશે અને પોતાના ઉતાવળા વર્તન માટે મુદ્રિકાબ્હેન આપની ક્ષમા માગે તે પહેલાં હું જ તેમની વતી આપની ક્ષમા માગી લઉં છું.'

'નહિ, નહિ, રાવસાહેબ ! આમાં ક્ષમાનો પ્રશ્ન નથી. માત્ર મને લાગી આવે છે તે એટલું જ કે આજકાલનાં યુવક-યુવતીઓ સ્વતંત્ર ભાવાસનાં બનતાં જાય છે. શિષ્ટાચારને તો સમજતાં જ નથી.'

તેનો અંત લાવી દે છે. તે વિષનો ઉતાર સુધરેલું જગત હજી શોધી શક્યું નથી. માત્ર એ જંગલી આફ્રિકનોમાં અમુક વૈદો હોય છે તેઓ એના ઉતારના ઔષધના જાણકાર હોય છે.'

અને તે જમીન પર પડેલા અરીસા તરફ દૃષ્ટિ કરતો બોલ્યો : 'જુઓ, આ અરીસા સામાન્ય રીતે દીવાલ પર હોવા જોઇએ. તેમાં તમારા શેઠને તેમના ચહેરાની વિકૃતિ જોવામાં આવતી હશે. એ તેમને નહિ ગમવાથી તેમણે અરીસાને દીવાલ પરથી ઉતારીને નીચે મૂકી દીધા છે. તે કાયમ ઓરડામાં છુપાઇ રહેતા અને કોઇને પણ પોતાનું મ્હોં બતાવતા નહિ, એ પણ હવે સમજાય છે. પરંતુ એમ છતાં તે આજે બપોરે અહીંથી બહાર નિકળ્યા લાગે......'

'હા, સાહેબ ! ગેરેજમાં તેમની મોટર નથી. આજે બે વરસ થઇ ગયાં. મોટરડ્રાઇવર રોજ એ મોટરને સ્વચ્છ રાખતો અને તેને ગમે તે સમયે ચાલૂ કરી શકાય એવી રીતે તૈયાર રાખતો. પરંતુ આજ પહેલાં છેલ્લાં બે વરસમાં એક વાર પણ તેનો ઉપયોગ થયો નથી.'

'મોટર કઇ જાતની છે? અને તેનો રંગ કેવો છે?'

'શેઠે ત્રણ વરસ પહેલાં જ શેવરોલેટ મોટર ખરીદી હતી. તેનો રંગ ઘેરો લાલ છે.' રામજીએ કહ્યું.

'અને હું માનું છું કે મુદ્રિકાબહેન પણ તેમની શોધમાં જ...'

ત્યાં કાનજી માળી આવ્યો. તેણે રામજીને કહ્યું : 'આપણી બાજુમાં મન્વંતરાય આચાર્ય રહે છે તેમનો માણસ આવ્યો છે. આચાર્ય સાહેબ કહે છે કે મુદ્રિકાબહેન તેમના કમ્પાઉન્ડમાં ગયાં હતાં અને આચાર્ય સાહેબને પૂછ્યા ગાછ્યા વગર જ તેમની મોટર લઇને એકદમ ઉપડી ગયાં છે. આચાર્ય સાહેબે પાછળથી બૂમો પાડી પણ મુદ્રિકાબહેને કશો જવાબ આપ્યો નહિ તેનું કારણ તેઓ જાણવા માગે છે, અને જો તેમને સંતોષકારક ખુલાસો નહિ મળે તો તે પોલીસને ખબર આપશે એવું પણ તેમણે કહેવરાવ્યું છે.'

જ્યોતિપ્રસાદ સહેજ હસ્યો. તેણે કહ્યું : 'હું મી. આચાર્ય પાસે જઈને ખુલાસો કરું છું. તમે કશી ચિંતા ન કરશો. અને રામજી ! આ ઓરડાનું બારણું બંધ રાખજો.'

એ પ્રમાણે સૂચના આપી, તે મન્વંતરાય આચાર્ય પાસે ગયો, તેને પોતાનો પરિચય આપીને જણાવ્યું : 'મુદ્રિકાબહેનની મોટર આજે સવારે રસ્તાપર અકસ્માતમાં સપડાઈ ગઈ હતી. ઘેર આવતાં તેમના પિતા તેમની મોટરમાં ચંદ્રનગર ગયાનું તેમને માલૂમ પડયું. તે એક અગત્યના કામે તેમના પિતાને મળવા માગતાં હતાં. તેમને ત્યાં બીજી મોટર હતી નહિ, એટલે તે ઉતાવળમાં તમારે ત્યાં આવીને તમારી મોટર......'

' એ વાત સાચી, પણ તેમણે મને જણાવવું જોઈએ, મારી મંજૂરી માગવી જોઈએ અને મને પૂછીને પછી જ મારી મોટર લઈ જવી જોઈએ.' આચાર્યે કહ્યું : ' આ તે કાંઈ સભ્યતા કહેવાય ?'

' તમે બરાબર કહો છો, પણ તેમને પુષ્કળ ઉતાવળ હતી અને તમારી સાથે વાત કરવાનો—ખુલાસો કરવાનો સમય ન હોવાથી જ...'

'નહિ નહિ, મુદ્રિકાનું એ વર્તન મને ભારે અપમાનજનક લાગ્યું છે.' આચાર્ય બોલ્યો : 'મારા કમ્પાઉન્ડમાં દાખલ થઈ મને પૂછ્યા-ગાછ્યા વગર મારી મોટર તે કેમ લઈ જઈ શકે ? તેને કોઈ અકસ્માત થાય તો તે માટે જોખમદાર કોણ ?'

' આપ કશી ચિંતા ન કરો, મારી ઉપર વિશ્વાસ રાખો, આપની મોટર સુરક્ષિત અહીં આવી જશે અને પોતાના ઉતાવળા વર્તન માટે મુદ્રિકાબહેન આપની ક્ષમા માગે તે પહેલાં હું જ તેમની વતી આપની ક્ષમા યાચી લઉં છું. '

' નહિ, નહિ, રાવસાહેબ ! આમાં ક્ષમાનો પ્રશ્ન નથી. માત્ર મને લાગી આવે છે તે એટલું જ કે આજકાલનાં યુવક-યુવતીઓ સ્વતંત્ર ખવાસનાં બનતાં જાય છે. શિષ્ટાચારને તો સમજતાં જ નથી. '

અને જ્યોતિપ્રસાદે મન્વંતરાયના દિલનું સાંત્વન કર્યું, એ પછી થોડી આડી અવળી વાતો કરી, તેની મોટર કઇ જાતની હતી, તેનો ઘાટ, રંગ, દેખાવ વગેરે કેવાં હતાં એ વિષે તેને પૂછી જોયું. મન્વંતરાયે ચહાને માટે આગ્રહ કર્યો. જ્યોતિપ્રસાદે તેનો સ્વીકાર કર્યો. સાતેક મીનિટમાં ચહા આવી. ચહાપાન કરી, મુખવાસ લઇ, મન્વંતરાય આચાર્યનો આભાર માનીને તે વિદાય થયો.

પોતાની મોટર તથા અરૂણુ બેઉ ગૂમ થઇ ગયાં હતાં. તે વિનાવિલંબે ચીનાના પીઠા પાસે જવા ઇચ્છતો હતો. એટલે આનંદપુરમાં મોટર સર્વિસની કંપનીની ઓફીસે જઇને તેમની પાસેથી એક ટુરિંગ કાર ભાડે લઇને તે ચંદ્રનગર તરફ રવાના થયો. તેણે મોટરને પૂર વેગથી મારી મૂકી.

જ્યારે તે ચીનાના પીઠા પાસે પહોંચ્યો ત્યારે એ પીઠાની નજીક મન્વંતરાય આચાર્યની મોટર ઉભેલી દેખાઇ. મુદ્રિકા તેમાં ન હતી. તેને બદલે એક પંચાવનથી સાઠ વરસની વચ્ચેનો વૃદ્ધજન તેમાં બેઠેલો દેખાયો. તેના ચહેરાની સામે જોતાં જ જ્યોતિપ્રસાદ પામી ગયો કે તે મુદ્રિકાનો પિતા જગતપ્રસાદ હોવો જોઇએ.

પોતાની કલ્પના સાચી ઠરેલી તેને લાગી. છરીના પાના ઉપરના વનસ્પતિના રસે આ માણસ ઉપર પૂરી અસર કરી હતી. ચહેરો વિકૃત બની ગયો હતો, તેની ઉપર લાલ ડાઘા દેખાતા હતા. તેની સામે જોતાં પણ ચીતરી ચડે એવો તેનો ચહેરો લાગતો હતો. ઉપરાંત તે તદ્દન નંખાઇ ગયેલો જણાતો હતો. તેનાં નેત્રો પરથી જાણે તેને નિરાશાએ ઘેરી લીધો હોય એમ સમજાતું હતું.

તેણે મુદ્રિકાને ચીનાના પીઠામાં થડા પાસે ઉભીને કોઇની સાથે વાત કરતી જોઈ. ત્યાં જવાથી મુદ્રિકા પોતાને ઓળખી જશે એમ તેને લાગ્યું. સામે એક હોટેલ હતી. તેની બહાર ફૂટપાથ ઉપર બાંકડા ગોઠવ્યા હતા. એક બાંકડા પર બેસીને તેણે ચાહ મગાવ્યો.

તે ચહાપાન કરતો હતો, પરંતુ તેની દૃષ્ટિ સામેના પિઠા ઉપર જ હતી. તેણે મુદ્રિકાને પિઠાની બહાર નિકળતી જોઈ. એ તેની મોટર પાસે ગઇ અને વિલક્ષણ ચહેરાવાળા માનવીની બાજુમાં બેસીને તેણે મોટરને ચાલુ કરી.

વકીલ એ પિતા-પુત્રીને જાણ ન થાય એ રીતે તેનો પિછો લેવા ઇચ્છતો હતો. એટલે તે ઉભો થયો અને ચાહના કપનું બીલ ચૂકવીને પોતાની મોટર જ્યાં રાખી હતી તે સ્થળે જાય છે ત્યાં તેણે તેની મોટરને ચાલૂ થતી જોઈ. તેમાં કોઇ કદાવર માણસને બેઠેલો જોયો. એ માણસનું મુખ પોતાની તરફ ફરતાં જ્યોતિપ્રસાદ તેને ઓળખી ગયો. તે રૂસ્તમ પહેલવાન હતો.

હવે શું કરવું ? આટલામાં કોઈ બીજી મોટર ન હતી ? બે-ત્રણ ઘોડાગાડીઓ ઉભી હતી. પરંતુ તેમાં બેસીને મોટરનો પિછો લેવાનું શક્ય ન હતું. એટલામાં એક સાયકલ તેની નજરે પડી. પરિણામનો કશો પણ વિચાર કર્યા વગર એ સાયકલ પર ચડીને તેને પેલી બે મોટરો પાછળ મારી મૂકી.

થોડે દૂર ગયા બાદ તેણે પોતાની મોટર એક બાજુએ ઉભેલી જોઇ. રૂસ્તમ પહેલવાન મુદ્રિકાવાળી મોટરમાં ચડી ગયો હતો અને એ મોટર થોડે દૂર ડાબી બાજુના રસ્તા તરફ વળતી દેખાઈ.

જ્યોતિપ્રસાદ સાયકલ પરથી નીચે ઉતરી ગયો. તેણે પાછળ જોયું તો એક સિપાઇ તથા કેટલાક માણસો દોડતા આવતા હતા. 'સાયકલ ચોર'ની બૂમો સંભળાતી હતી.

એક ક્ષણ પણ નહિ ગુમાવતાં પોતાની મોટરમાં દાખલ થઇ તેણે આગલી મોટરનો પિછો લીધો. થોડી વારમાં જ આગલી મોટર નજરે પડી, એટલે તેની પાછળ અમુક અંતર રાખીને તે મોટરને ચલાવવા લાગ્યો.

એમ કરતાં આગલી મોટર શહેરની બહાર નિકળીને પરામાં દાખલ થઇ. થોડી વારે તે આરબગલ્લી તરફ વળી. ચંદનગરનો એક ભાગ

રાજમાર્ગ કિંવા એક પણ ગલ્લી રાવસાહેબથી અજાણ્યાં ન હતાં. તે એની બાજુની ગલ્લીમાં થઇને બીજે છેડે પહોંચી ગયો. ત્યાં સહેજ વળાંક લેતાં પોતાની જ મોટર એક બાજુએ ઉભેલી તેની દષ્ટિએ પડી. તેના મનને નિરાંત થઇ. આટલામાં જ અરૂણુ કોઇ સ્થળે હોવાની, તેમ જ તે કદાચ નિરંજનને સપડાવીને ઉપાડી જનાર માણુસોનો પિછો લેતો અહીં સુધી આવેલો હોવાની તેણે કલ્પના કરી.

તે આગળ વધીને આરબગલ્લીમાં દાખલ થયો. ત્યાં રૂસ્તમની સાથે મુદ્રિકા તથા તેના પિતાને એક મકાનમાં દાખલ થતાં જોયાં. અરૂણુ કિંવા ગમનરાય ઉર્ફે વિલોચન અંધકારમાં લપાઇ રહેલા હોઇ તેની નજરે પડયા ન હતા. તથાપિ અરૂણુ આટલામાં જ કોઇ સ્થળે હોવાનું તે માનતો હતો. જો કે અત્યારે તેની ચિંતા નહિ કરતાં તેણે મુદ્રિકા તથા તેના પિતાનો પિછો લેવાનો નિર્ણય કર્યો.

જે વિચાર અરૂણુને વિલોચનરાયને મળ્યા પછી ઉદ્ભવ્યો હતો, તે જ વિચાર તેની પહેલાં જ્યોતિપ્રસાદના મનમાં સ્ફુર્યો. તે આ મકાનની પાછળ જઇ, દીવાલ કુદાવી, વાડામાં દાખલ થયો. અત્યારે માત્ર ચોથા માળે એક જ ઓરડામાં પ્રકાશ હોવાનું દેખાયું. તુરત તે પાછળના દાદરા પર ચડીને ચોથે માળે ગયો. ત્યાં જે બારીમાંથી પ્રકાશ આવતો હતો એ બારી પાસે ગયો તો અંદર કાલુસીંગ તથા બંધનવશ સ્થિતિમાં નિરંજન તેની નજરે પડયા.

'ત્યારે જગતપ્રસાદ અને મુદ્રિકા કયાં છે ' તે બાજુની ચાલીમાં થઇને આગલા દાદર પાસે પહોંચ્યો, તો નીચેથી મુદ્રિકા, તેનો પિતા અને રૂસ્તમ આવતાં દેખાયાં. તેમની પાછળ અમુક માણુસો હતા. તેમના હાથમાં પિસ્તોલો ચમકતી હતી.

જ્યોતિપ્રસાદ એકદમ પાછો ફરીને પાંચમા માળે કાતરીયું હતું, તેની ઉપર પહોંચી ગયો. કાલુસીંગના ઓરડાના પ્રવેશદ્વાર પાસે પાંચમા માળના કાતરીયાની જમીનનો થોડો ભાગ તૂટેલો હતો. તેમાંથી નીચેનું

દૃશ્ય જોઈ શકાતું હતું. મુદ્રિકા, જગતપ્રસાદ તથા રૂસ્તમ ચોથા માળ પર આવી પહોંચ્યાં હતાં. તેઓ ઓરડાની અંદર દાખલ થતાં જણાયાં, બારણું બંધ થઈ ગયું અને બહાર ચાલીમાં બારણાની પાસે પાંચ માણસો હથિયારબંધ ચોકી કરતા ઉભા રહ્યા.

હવે શું કરવું ? નિરંજન ઓરડામાં બંધનવશ સ્થિતિમાં છે. આ પિતા–પુત્રી પણ સપડાયાં છે. પરંતુ આ લોકોને સપડાવવામાં કાલુ-સીંગનો શો હેતુ હશે ? કાલુસીંગની ભયંકરતાનો રાવસાહેબને ખ્યાલ હતો. તે જાહેરમાં એક સુખવસ્તુ ગૃહસ્થ તરીકે રહેતો હતો. તેનું નાનું આયર્ન વર્ક્સ પણ હતું. તેમાં દશ–બાર માણસો નોકરી કરતા હતા. પરંતુ એ બધો બાહ્ય દેખાવ માત્ર હતો. ખરી રીતે તો કારખાનાના નોકરો કાલુસીંગની ગુન્ડાગીરીના સહાયક હતા. રૂસ્તમ તેનો મુખ્ય મદદનીશ હતો. રાવસાહેબને તેના બાતમીદારો પાસેથી કાલુસીંગના સંબંધમાં જાતભાતની પુષ્કળ માહિતી મળી હતી, પરંતુ તેની ગુન્ડા-ગીરીને સાબિત કરી શકાય તેવો એક પણ પુરાવો મળતો ન હતો. અત્યારે એ તક પ્રાપ્ત થવાની આશા બંધાઈ હતી. પરંતુ તે તકને કેવી રીતે ઝડપવી ? અને અરૂણ અત્યારે કયાં હશે ?

પ્રસ્તુત વિચારોની હારમાળા રાવસાહેબના મનમાં ઉદ્દ્ભવતી હતી. તેનું લક્ષ નીચે કાલુસીંગના ઓરડાના દ્વાર પાસે ઉભેલા માણસો તરફ હતું. એ લોકોની ઉંચે દૃષ્ટિ જાય તો પણ તેઓ પોતાને જોઈ ન શકે એટલા સાવચેતી રાખીને તે નીચે દૃષ્ટિ કરતો હતો. આ પાંચ માણસો હતા. તેમની પાસે પિસ્તોલો હતી. રાવસાહેબ પાસે પણ રિવોલ્વર તો હતી જ, પરંતુ એકી સાથે પાંચ સશસ્ત્ર માનવીઓનો સામનો કરવામાં લેશ પણ ડહાપણ ન હતું. ત્યારે હવે શું કરવું ? ઓરડાની અંદર નિરંજન તથા મુદ્રિકા અને તેના પિતાની શી સ્થિતિ હશે ?

અચાનક નીચે દાદર પર કોઈ માણસોનો અવાજ સંભળાયો. બારણા પાસે ઉભેલા માણસો પણ ચમકયા હોય એમ લાગ્યું. નીચેનો અવાજ વધુ ને વધુ ઉપર આવતો હતો. કાલુસીંગના પાંચ માણસો નીચે ઉભા

હતા તેમાંથી એક બોલ્યો : 'દેવદત્ત ! તમે અહીં રહેજો. અમે ચાર જણા નીચે જઈએ છીએ. ત્યાં કાંઈક નવાજૂની હોય એવું લાગે છે.'

ચાર માણસો દાદર પર થઈને નીચે ઉતરવા લાગ્યા. આ સ્થળે દેવદત્ત એકલો જ હતો. તેની પાસે પિસ્તોલ હતી. પરંતુ એક માણસને જેર કરવામાં તેને મુશ્કેલી નડે તેમ ન હતી. એક ક્ષણનો પણ વિલંબ કર્યા વગર રાવસાહેબ દાદર પરથી નીચે ઉતરી, ચાલીમાં થઈને આ માણસની પાછળ આવ્યો. તેણે રિવોલ્વરની નળી પકડીને જોરપૂર્વક દેવદત્તના મસ્તક પર ફટકો લગાવ્યો. દેવદત્ત લથડયો, પરંતુ તેને પકડીને જમીન પર સુવાડી દીધો અને અગાઉના જેટલા જ જોરથી બીજો ફટકો લગાવ્યો.

આ માણસ તદ્દન બેભાન બની ગયો હતો. નીચે કોઈની વચ્ચે આમનસામન બોલાચાલી થતી લાગી. આ લાગ ઠીક છે એમ માનીને તેણે કાલુસીંગના ઓરડાના દ્વારને ધક્કો માર્યો. બારણું બંધ હતું. એ વખતે એક માણસ તેની પાછળથી આવીને દોડતો નીચે જવા લાગ્યો. જો કે રાવસાહેબ તેનું મ્હોં જોઈ શકયો નહિ.

તે બારણા પર અવાજ કરવા જતો હતો ત્યાં અચાનક બારણું ઉઘડયું, અંદરથી રૂસ્તમ બહાર આવતો દેખાયો, પરંતુ ઓરડાની અંદર ધસતા રાવસાહેબના ધક્કાથી રૂસ્તમ જમીન પર પડી ગયો. તે જ વખતે એક ગોળી સુસવાટો કરતી રાવસાહેબના કાન પાસેથી પસાર થઈ ગઈ.

'અરૂણ ! તારૂં નિશાન સહેજ આડું ગયું, નહિતર મારા તો અહીં જ રામ રમી ગયા હોત !'

'કોણ ? રાવસાહેબ ! મને તો એમ લાગ્યું કે......'

એ વખતે ટેલીફોનની ઘંટડીનો રણકાર થયો. રાવસાહેબ ટેલીફોન પાસે જતો બોલ્યો : 'અરૂણ ! લે આ રિવોલ્વર. જોજે, આ લોકો છટકે નહિ. અને નીચે ધમાધમી થતી લાગે છે. બીજા માણસો અહીં આવે તો કશો પણ વિચાર કર્યા વગર રિવોલ્વરનો ઉપયોગ કરજે.

અને મલ્લિકાબહેન ! નિરંજનના બંધ કાપી નાંખો, લ્યો આ ચપ્પુ !' અને તેને ચપ્પુ આપી રાવસાહેબ ટેલિફોન પાસે ગયો.

'કાલુસીંગભાઈ !' ભૂંગળામાંથી કોઈનો ઉશ્કેરાટભર્યો અવાજ સંભળાયો : 'સીતારામથી સમાલજો ! તે પોતાની ટોળી સાથે તમારા મકાનમાં દાખલ થયો છે. મેં હમણાં જ એ લોકોને અંદર દાખલ થતા જોયા.'

ભૂંગળાને હુકમાં ભરાવી રાવસાહેબે સ્મિત કર્યું. તે બોલ્યો : 'આ સીતારામ વળી કોણ છે ? તે ગમે તે હોય, પરંતુ તેનું અચાનક આગમન આપણને તો લાભદાયક જ બન્યું છે. વારુ, પણ હું નીચે આવ્યો ત્યારે એક માણસ આ ખંડની પાછળથી આગલા ભાગ તરફ આવીને નીચે દોડી ગયો હતો, તે કોણ હશે ?'

'મને લાગે છે કે એ વિલોચનરાય માણીગર હોવા જોઈએ.' અરુણે કહ્યું : 'મેં તેમને પાછળના દાદર પર નજર રાખવા માટે રોકયા હતા !'

'શું ! મારા બાપુજી !' નિરંજનના મુખમાંથી ઉદ્ગાર નિકળ્યો: 'અને તે અહીં છે ?'

'વિલોચનરાય અહીં આવી ગયા છે ? ત્યારે તો હવે હું બચી ગયો ! ઉપકાર પ્રભુનો !' વિલક્ષણ ચહેરાવાળા જગતપ્રસાદના મુખમાંથી ઉદ્ગાર સરી પડયો અને તેનું મસ્તક તેની પુત્રીના ખોળામાં ઢળી પડયું. તેનું નિર્બળ બનેલું મગજ તેને ઉપજેલા આનંદના આવેશનો આઘાત સહન કરી શકે તેમ ન હતું.

●

# પ્રકરણ ૨૪ મું

## સીતારામ સપડાયો

ફકિરચંદ સોનાવાલાને પંદર હજાર રૂપિયાની નોટોવાળા લીફાફાની જરૂર હતી. તેનો પત્તો મેળવવાને માટે તેણે સીતારામને સાધ્યો હતો. એ વિષે સીતારામ સાથે સોદો કરીને તે વિદાય થયો. થોડી વાર સીતારામ વિચારગ્રસ્ત સ્થિતિમાં બેસી રહ્યો. અર્ધા કલાક પછી ટેલીફોનનો ઝણઝણાટ સંભળાયો. તેણે રીસીવર ઉપાડયું.

નવલકથાકાર અનુભવરાય ઉર્ફે અંધારી આલમના 'નામદાર'નો અવાજ સંભળાયો : 'સીતારામ ! તમારી ભૂલથી કહો, કિંવા બેદરકારીથી, પણ મારી આખી યોજના બરબાદ બની ગઇ....ના ના, કોઇ બહાનું કાઢવાની જરૂર નથી, તેમજ એ યોજના નિષ્ફળ બનાવવાનો તમારો ઇરાદો હતો એવો આક્ષેપ હું તમારી ઉપર કરતો પણ નથી. ગમે તે રીતે પણ કાલુસીંગ તથા તેની ટોળીએ તમારા સ્થાન પર હુમલો કર્યો હતો. ત્યાંથી નિરંજન તથા પેલી છોકરીને લઇને હું મોટરમાં પલાયન થયો. પરંતુ એ બેઉ મારા હાથમાંથી છટકી ગયાં અને સાથે પેલાં સાબરશિંગ પણ......'

'શું કહો છો ! એ કેવી રીતે બન્યું ?'

'તમે વચ્ચે ન બોલો. મારે જે કહેવાનું છે તે મને કહી લેવા દો.' અનુભવરાયનો અવાજ આવ્યોઃ 'મોટરને અકસ્માત નડયો, અમે જમીન પર ઉડી પડયાં, મોટર સળગી ગઇ અને મારે ત્યાંથી ચાલ્યા જવું પડયું. પરંતુ ત્યારપછી મને બાતમી મળી છે કે કાલુસીંગે નિરંજનને સપડાવ્યો છે. તેની સાથે તેણે સાબરશિંગ પણ મેળવ્યાં હશે. એટલે હવે......'

'એટલે હવે તમે શું કહેવા ઇચ્છો છો ?'

'હું એ કહેવા ઇચ્છું છું કે કાલુસિંગ નિરંજનને તેના મકાન પર લઇ ગયો છે. તેની સાથે સાબરશિંગ પણ હશે. તેનું મકાન પરામાં આરબગલ્લીમાં છે. તમને ખ્યાલ તો હશે જ. શહેર તરફથી પરામાં જતા રાજમાર્ગ પરથી આરબગલ્લીમાં દાખલ થઇએ તો જમણે હાથે ચોથા મકાનમાં ચોથા માળ ઉપર તે રહે છે. એટલે જો તમે હવે તમારી ભૂલ યા બેદરકારીનું નિવારણ કરવા માગતા હો તો વિનાવિલંબે તમારા સાથીઓ સહિત તેને ત્યાં પહોંચી જાઓ અને કોઇ પણ રીતે નિરંજનને તથા સાબરશિંગને લઇ આવો.'

'વારૂ, હું અત્યારે જ તેની વ્યવસ્થા કરૂં છું.'

'હા, અત્યારે જ. તેમાં ઢીલ કરવા જેવું નથી. સાહેબજી. અને કટ કરતો અવાજ આવ્યો. સીતારામે પણ રીસીવરને હુકમાં ભરાવી દીધું.

તે મનોગત બોલ્યો : 'એક તરફથી ફકિરચંદ નિરંજનને સપડાવી, તેની પાસેથી પંદર હજારની નોટોવાળો લીફાફો મેળવવા માગે છે, બીજી તરફથી 'નામદાર' પણ નિરંજન પાસેથી સાબરશિંગનું રહસ્ય જાણવા ચા છે. એકી સાથે જ બેઉને સંતોષી શકાય તેમ છે. એ પણ કાંઇ ખોટું નથી.'

તેણે ફકિરચંદ સોનાવાલાનો નંબર જોડી, તેને ટેલીફોન કર્યો. પરંતુ ફકિરચંદ ઘેર ન હતો. કદાચ એ હજી ઘેર પહોંચ્યો ન હોય અથવા સિનેમા કે નાટક જોવા ગયો હોય, એવી કલ્પના સીતારામે કરી. તેણે તેના નોકરને કહ્યું : 'સોનાવાલા શેઠ આવે ત્યારે કહેજો; આજે સાંજે તે મને મળ્યા હતા. તેમણે મગાવેલી ચીજ કાલે સવારે આઠ વાગે હાજર થઈ જશે.'

અને પછી નિરંજનનું પુનઃ અપહરણ કરવા તથા સાબરશિંગ પાછાં મેળવવા માટેની તેણે તૈયારી કરવા માંડી. પોતાના એક વિશ્વાસુ માણસને બોલાવી તેને પાંચ-છ માણસો સાથે આરબગલીમાં તત્કાળ

આવી પહોંચવાની સૂચના આપી. પોતે પણ તૈયાર થઇ એ સ્થળે જવા માટે મોટરમાં રવાના થયો.

તેણે મોટરને આરબગલ્લીથી દૂર એક બીજી ગલ્લીમાં એક બાજુએ રાખી. ને આરબગલ્લી પાસે આવ્યો. તેણે કોઇ વિચિત્ર અવાજ કર્યો. સામેથી તેવો જ અવાજ આવ્યો. એટલે તે એ સ્થળે ગયો. તેના છ સહાયકો હાજર થઇ ગયા હતા. જે હેતુ સિદ્ધ કરવાનો હતો તે વિષે તેણે એ લોકોને સૂચના આપી. તેના મુખ્ય સહાયક કાલુસીંગનું મકાન જોયું હતું. એ તેમને તે મકાન પાસે લઇ ગયો. મકાનની બાજુમાં રસ્તા પર એક મોટરગાડી પડી હતી.

પરંતુ તેની દરકાર નહિ કરતાં તેઓ મકાનમાં દાખલ થઇને દાદર પર ચડવા લાગ્યા. બે દાદર ચડયા હશે ત્યાં બે માણસો ઉભેલા દેખાયા. તેમણે આ લોકોને પડકાર્યા. સીતારામે જોરપૂર્વક એક માણસના જડબામાં મુક્કો લગાવી, તેણે બુમ મારી, બીજા માણસે પણ ઉપરના પોતાના સાથીઓને ચેતવવા માટે બૂમ પાડી. ચોથે માળેથી એક સિવાયના બીજા માણસો નીચે આવ્યા.

બીજા માળ પર ધુમશ્ચક્રી મચી રહી. આ મકાનમાં કાલુસીંગ ઉપરાંત બીજા માણસો રહેતા હતા. પરંતુ આવા પ્રસંગો અહીં અવારનવાર બનતા હોઇ તેઓ તેની ઉપેક્ષા કરવાનું અને પોતાના ઓરડામાં ભરાઇ રહેવાનું જ પસંદ કરતા હતા. જો પોતે બૂમાબૂમથી આકર્ષાઇને બહાર આવે અને અચાનક પોલીસ આવી ચડે તો પોતાને પણ તોફાની ટોળીની સાથે પોલીસમાં દોરાવું પડે એવી બીતિ તેમને રહેતી. વળી અહીં રહેનારા માંહેનો મોટો ભાગ પોલીસખાતાની નોંધપોથીમાં શકદારની આબરૂ ધરાવતો, એટલે તેઓ જો કોલાહલથી જાગી ગયા હોય તો પણ તેમના ઓરડામાં જ ભરાઇ રહ્યા હતા.

અહીં બે દાદર મૂકયા પછીના માળ પર સીતારામ અને કાલુસીંગની ટોળી વચ્ચે ધમસાણ મચ્યું. તેમની પાસે છરા હતા, સાયલેન્સર ચડાવેલી રિવોલ્વરો પણ હતી. તેનો તેઓ આમનસામન ઉપયોગ

કરતા હતા. બેઉ પક્ષના માણસો ઘવાયા. સીતારામના ડાબા ખભા પર સહેજ જખમ થયો હતો.

એ વખતે ઉપરથી એક વયોવૃદ્ધ પણ કદાવર માણસ દોડતો નીચે આવ્યો અને તે તો આ બેઉ ટોળીના માણસો પર તેનો હાથ અજમાવવા લાગ્યો. તેની પાસે લાકડાનો ત્રણેક ફીટ લાંબો દંડો હતો, અને પોતાના દેહની લેશ પણ પરવા કર્યા વગર તે આડે ધડે આ લોકોની ઉપર દંડો ફટકારતો હતો.

તેમને ઝપાઝપી કરતા છોડીને સીતારામ એકલો ઉપર સરકી ગયો. તે ચોથે માળે પહોંચી ગયો. તેના ખભામાંથી લોહી નિકળતું હતું, ત્યાં દુઃખાવો પણ થતો હતો.

તે કાલુસીંગના ઓરડાના બંધ બારણા પાસે પહોંચ્યો, એ વખતે જ બહાર રાવસાહેબ જ્યોતિપ્રસાદના ફટકાથી બેશુદ્ધ બનેલો કાલુસીંગનો સાગરીત શુદ્ધિમાં આવ્યો હતો. તે ઉભો થયો અને ગજવામાંથી છરો કાઢી, સીતારામ તરફ ધસ્યો. પરંતુ સીતારામ કાંઇ અચેત કે નિર્બળ ન હતો. આ માણસ પોતાની ઉપર હલ્લો કરે તે પહેલાં જ સીતારામે જોરથી તેના પેડુમાં પાટુ લગાવી. એ માણસ પુનઃ જમીન પર પડી ગયો. પત્થરની લાદી સાથે તેનું મસ્તક અફળાયું અને તેને કળ ચડી ગઇ.

તુરત સીતારામે બારણાને ધક્કો માર્યો. બારણું ઉઘડી ગયું.

'મિત્રદ્રોહી ! વિશ્વાસઘાતી કાલુસીંગ ! હું નિરંજનને તથા સાબરશિંગને લઈ જવા માટે આવ્યો છું !' સીતારામના અવાજમાં ભારોભાર ગુસ્સો હતો.

પરંતુ તે આગળ બોલી શક્યો નહિ, અને બુદ્ધિભ્રંશ માનવીની માફક આમતેમ જોવા લાગ્યો. કાલુસીંગ આ ઓરડામાં જ હતો, તેનો પહેલા નંબરનો મદદનીશ રૂસ્તમ પહેલવાન પણ અહીં જ હતો. પરંતુ તેઓ સામી દીવાલ પાસે ઉભા હતા. બેઉ જણાએ હાથ ઉંચા

કર્યા હતા. નિરંજન પણ તેની નજરે પડયો, પરંતુ તે મુદ્રિકા તથા તેની નજીક બેન્ચ પર સૂતેલા એક વૃદ્ધ જનની પાસે હતો; તેઓ એ વૃદ્ધને શુદ્ધિમાં લાવવાનો યત્ન કરતાં હોય એમ લાગ્યું.

તેણે રાવસાહેબના મદદનીશ અરૂણને ટેબલ પર બેઠેલો જોયો. અરૂણના બેઉ હાથમાં પિસ્તોલો હતી. તે પિસ્તોલો કાલુસીંગ તથા રૂસ્તમ તરફ તાકેલી હતી.

રાવસાહેબ જ્યોતિપ્રસાદ ટેલીફોન પાસે ઉભો હતો. તેણે સીતારામ તરફ દૃષ્ટિ ફેંકીને ઉચ્ચાર્યું : 'ઈન્સ્પેકટર ! આ મકાનને ઘેરી લો. કાલુસીંગ અને સીતારામ—બેઉની ટોળીના માણસોને તમે સપડાવી શકશો.'

પોતાનું નામ સાંભળી, ભયભીત બનેલો સીતારામ પાછો ફર્યો, અને તુરત જ અરૂણે એક પિસ્તોલ તેની તરફ તાકી. પરંતુ સીતારામના ખભામાંથી પુષ્કળ લોહી વહી ગયું હતું, તે નબળો બની ગયો હતો. અત્યારની પરિસ્થિતિની તેના મન ઉપર પણ અસર થઈ હતી. એથી તેને ચક્કર આવ્યાં અને તે જમીન પર પછડાયો.



## પ્રકરણ ૨૫ મું

### સાબરશિંગ કયાં છે ?

જ્યોતિપ્રસાદે નજીકની પોલીસચોકી ઉપર ટેલીફોન કર્યો હતો. ત્યાંથી પોલીસ ઈન્સ્પેકટર, જમાદાર તથા સિપાઇઓ થોડી વારમાં જ અહીં આવી પહોંચ્યા. તેમણે કાલુસીંગવાળા મકાનને ઘેરી લીધું. કેટલાક માણસો દાદર પર થઇને ઉપર ચડી ગયા. કાલુસીંગ તથા સીતારામની ટોળીના એક-બે માણસો મરણ પામ્યા હતા, બીજા ઘાયલ થયા હતા. એ લોકોને ઈન્સ્પેકટરે ગિરફતાર કર્યા.

જ્યોતિપ્રસાદે ઇન્સ્પેક્ટર કંટકરાયને પણ ટેલીફોન કર્યો હતો. એટલે જ્યારે આ ઈન્સ્પેક્ટર બદમાશોના હાથમાં બેડીઓ નંખાવતો હતો તે વખતે કંટકરાય પણ અહીં આવી પહોંચ્યો.

તેણે આ વિભાગના ઈન્સ્પેક્ટર સાથે અહીં બનેલી ઘટનાના સંબંધમાં વાતચીત કરી, પોતાના સ્વભાવ પ્રમાણે આવશ્યક સૂચના આપી અને તે ચોથે માળે ગયો.

કાલુસીંગના ઓરડાનું દ્વાર ખુલ્લું હતું. બહાર ચાલીમાં તેનો માણસ બેભાન અવસ્થામાં પડયો હતો. બારણા નજીક સીતારામ પડયો હતો. તે પણ મૂર્છિત બની ગયો હતો. તેની નજીક જ્યોતિપ્રસાદ બેઠો હતો. તેના જખમાયેલા ખભા પર તેણે રૂમાલ બાંધ્યો હતો અને એ તેને શુદ્ધિમાં લાવવાનો યત્ન કરતો હતો. નિરંજન તેની નજીક ઉભો હતો.

જ્યોતિપ્રસાદ બોલ્યો : ' મી. કંટકરાય ! આજે લાગ ઠીક મળી ગયો. તમારી ઘણા સમયની ધારણા બર આવી. કાલુસીંગ તથા સીતારામ બેઉની ટોળીના માણસો તેમના આગેવાનોની સાથે જ સપડાઇ ગયા ! '

' એ વાત સાચી. ' કંટકરાય બોલ્યો : ' પરંતુ તમે અહીં શા માટે આવ્યા હતા અને શું કરતા હતા ? '

રાવસાહેબ જ્યોતિપ્રસાદ અને તે મિત્રો હતા. પરંતુ રાવસાહેબ તેને જણાવ્યા વગર પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે જાણે પોતે સર્વસત્તાધીશ હોય એવી રીતે ગુન્હાશોધનના કાર્યને હાથમાં લેતો હતો એ કંટકરાયને રૂચતું ન હતું. એથી જ તેણે સહેજ રોષભર્યા અવાજે પ્રસ્તુત પ્રશ્ન કર્યો હતો.

અને એ જ વખતે તેની નજર નિરંજન તરફ ગઇ. 'મી. નિરંજન માણીગર ! તમે પણ અહીં છો ? ' તે આવેશપૂર્વક બોલ્યો : ' વારૂ, હું તમને ખૂનના આરોપસર ગિરફતાર કરૂં છું, અને તમને ચેતવણી......'

' શું ! ' અચાનક તેની પાછળથી અવાજ આવ્યો. એ અવાજ વિલોચનરાયનો હતો: ' નિરંજન ! તારી ઉપર ખૂનનો આરોપ ! શું તેં કોઇનું ખૂન કર્યું છે ? '

નિરંજન ક્ષણભર તેના બાપુજીની સામે જોઈ રહ્યો, અને પછી બોલ્યો: 'નહિ, બાપુજી! તમે મને ફરમાવ્યું હતું કે મારે પોલીસની સહાય ન લેવી. એટલે પોલીસની મદદ લીધા વગર હું મારી રીતે કામ કરતો હતો, ત્યાં અમુક જોગાનજોગ બની ગયો, બાકી મેં કોઈનું પણ ખૂન કર્યું જ નથી.'

'ત્યારે ચિંતા નહિ.' વિલોચને કહ્યું: 'વારૂ, પણ સાબરશિંગ ક્યાં છે?' જાણે આ સ્થળે બીજા કોઇની હાજરી નથી, અને પોતે તથા નિરંજન બે જણા જ છે એવી રીતે વિલોચનરાય તેના દીકરાના ખભા પર હસ્ત રાખી તેને પૂછતો હતો.

નિરંજનના વદન પર નિરાશા પ્રસરી રહી. પોતાની પાસેથી ચોરાઈ ગયેલાં સાબરશિંગ પોતાના હાથમાં આવ્યાં છતાં પુનઃ ગૂમ થઈ ગયાં છે એ વાતનો તેણે સ્વીકાર કર્યો.

અને એ સાંભળીને ડોસો ખૂબ ઉશ્કેરાઇ ગયો: 'પાછાં ગૂમ થઇ ગયાં? નિરંજન! નિરંજન! દીકરા! તેં મારો સર્વનાશ કરી નાંખ્યો! મારા મિત્ર જગતપ્રસાદના જીવનનો સર્વ આધાર પણ એ સાબરશિંગ ઉપર જ હતો. મેં તને ઠરાવી ઠરાવીને લખ્યું હતું, તો પણ તું તેને સાચવી ન શક્યો?'

તેના અવાજમાં ઘોર નિરાશાભર્યો ઉશ્કેરાટ હતો. નિરંજનના દિલ પર પણ પિતાના પ્રસ્તુત શબ્દોની ભારે અસર થઇ હતી. તે બાપુજીની ક્ષમા ચાહવાને તેની નજીક જતો હતો, પરંતુ કંટકરાય એ પિતા–પુત્રની વચ્ચે ઉભો રહ્યો.

તેણે નિરંજનના ખભાપર હાથ રાખીને કહ્યું: 'મી. નિરંજન! હું તમને પુનઃ યાદ આપું છું કે લખધીર સોલંકીનું ખૂન કરવાના આરોપસર તમને ગિરફતાર કરવામાં આવે છે, અને હવે તમે જે કાંઇ બોલશો તે....'

પરંતુ આ વખતે અરૂણુ વચ્ચે પુરાયો. તેણે કાલુસીંગ તથા રૂસ્તમ બેઉની સામે પિસ્તોલ તાકેલી રાખી, અને તેમને કંટકરાયની નજીક લાવીને તે બોલ્યો :

'મી. કંટકરાય ! તમારી ભૂલ થાય છે. નિરંજન નિર્દોષ છે. લખધીર સોલંકીનું ખૂન કાલુસીંગે કર્યું છે, અને કાલુસીંગના મુખેથી જ તેની કબૂલાત મેં સાંભળી છે.'

અને પછી કાલુસીંગના પડખા પાસે પિસ્તોલ રાખીને તેણે કહ્યું: 'કેમ કાલુંસીંગ ! આ વાત સાચી છે ને ? જો તું તેનો ઇન્કાર કરવા માગતો હોય તો એ માટે મારી પાસે ચાર સાક્ષીઓ છે.'

'મને લાગે છે કે તમે બધા પોલીસ ચોકી પર ચાલો.' કંટકરાયે ફરમાવ્યું: 'રાવસાહેબ ! હું માનું છું કે આ આખીય ઘટનામાં તમે મારા કરતાં કાંઇક વિશેષ જાણો છો, એટલે હવે કશું પણ છુપાવ્યા વગર મને તમામ હકીકત સ્પષ્ટપણે જણાવો તો સાચી વસ્તુસ્થિતિનો ખ્યાલ મને આવી શકે. અને અરૂણુ ! તું પણ તારા સાક્ષીઓને હાજર રાખજે.'

'જરૂર રાખીશ.' અરૂણે કહ્યું: 'અને વિલોચનરાય સાહેબ ! તમારાં સાબરશિંગની તમે કશી ચિંતા ન કરશો. તેને મેં અમુક સ્થળે છુપાવ્યાં છે અને ત્યાં તે સુરક્ષિત છે.'

'શું ! સાબરશિંગ સુરક્ષિત છે ?' વિલોચનરાયનો અવાજ આનંદ-ભરપૂર બની ગયો: 'ઓહ ! અરૂણુ ! તારો આભાર હું કદી પણ નહિ વિસરૂં.' તેનાં નેત્રો પર અશ્રુબિંદુ જામ્યાં હતાં.

●

# પ્રકરણ ૨૬ મું

## ભાગીદાર કોણ?

આરબગલ્લીથી થોડા અંતર ઉપર જ પોલીસચોકી હતી. આ પ્રદેશમાં ઉતરતા વર્ગના માણસો રહેતા હતા. સામાન્ય રીતે આ પરામાં તોફાન–ટંટા કાયમ થયા કરતા હતા. એટલે આ પોલીસચોકી દિવસ–રાત્રિ ઉઘાડી રહેતી. બીજી ચોકીઓ કરતાં અહીં સિપાઇની સંખ્યા પણ વધારે રહેતી. એ કારણને લઇને પ્રથમથી જ આ પોલીસ-ચોકીના મકાનમાં પુરતી વિશાળતા અને સગવડ રાખવામાં આવી હતી. છતાં પણ કંટકરાય તથા પોલીસઅમલદારો બેઉ ટોળીઓના માણસોને ગિરફતાર કરીને લાવેલા, એથી જાણે ચોકીનું મકાન ભરચક બની ગયું હતું. કેટલાક ખાટસવાદીયા નિદ્રાનો ભોગ આપીને પણ અહીં તમાશો જોવા માટે એકત્ર થવા લાગ્યા હતા. સિપાઇઓ તેમને બહાર રાખવાનો યત્ન કરતા હતા.

કંટકરાય તથા રાવસાહેબ વગેરે એક ખંડમાં ગયા. કંટકરાય તમામ સાક્ષીઓને તપાસવા ઇચ્છતો હતો. પ્રથમ તો તેણે જ્યોતિ-પ્રસાદને કહ્યું : 'રાવસાહેબ ! આ કિસ્સાને લગતી હકીકત મારા કરતાં તમે વધારે જાણો છો. એટલે પ્રથમ તો જે તમારા જાણવામાં આવ્યું હોય એ હવે તમે કશું છુપાવ્યા વગર મને જણાવો.'

'હું કેટલુંક જાણું છું અને કેટલુંક તો મને મળેલી માહિતી ઉપ-રથી કલ્પી શકું છું. એ તમને કહેવામાં કશી હરકત નથી.' જ્યોતિ-પ્રસાદે કહ્યું : 'પરંતુ તમને મુખ્યત્વે વિલોચનરાય, નિરંજન તથા જગતપ્રસાદ કાચવાલા પાસેથી આ કિસ્સાને લગતી સાચી વિગત મળી શકશે. મુદ્રિકા તથા અરૂણ પાસેથી પણ તમે કેટલીક હકીકત મેળવી શકશો. એ બધાંનાં નિવેદન ઉપરથી આ કેસની આખી સાંકળ આપણે તૈયાર કરી શકીશું. છતાં મને એટલું તો લાગે છે કે તેમાં પણ થોડી ઉણપ કદાચ રહેશે ખરી.'

'વારૂ, ત્યારે આપણે પહેલાં કોની જુબાની લઇશું ?' કંટક-રાયે તેને પ્રશ્ન કર્યો.

'પ્રથમ આપણે જગતપ્રસાદને બોલાવીએ.'

તેમણે જગતપ્રસાદને બોલાવ્યો, તે બરાબર શુદ્ધિમાં આવી ગયો હતો. જો કે તે બહુજ નબળો પડી ગયેલો અને નંખાઇ ગયેલો લાગતો હતો. તેને જ્યોતિપ્રસાદે પોતાની બાજુમાં એક ખુરશી પર બેસાર્યો.

'મી. કાચવાલા ! અરૂણે તમારા મકાનની પાસે જ કાલુસીંગના માણુસના હાથમાંથી સાબરશિંગ પડાવી લીધાં હતાં, અને તેને એક ખાડામાં દાટી દીધાં હતાં. તેની ચોક્કસ એંધાણી આપીને જમાદારને મોટરમાં આનંદપુર તરફ રવાના કરેલ છે. તે એ સાબરશિંગ લાવતા જ હશે.' રાવસાહેબે કહ્યું : 'હવે હું તમને બીજી વાત કહું. મારૂં અનુમાન જો સાચું હોય તો જે દરદથી તમે પીડાઓ છો, તેનો ઉપચાર હવે હાથવેંતમાં છે, અને એ ઉપચાર શરૂ થવાની સાથે જ તમારૂં જીવલેણુ મનાતું દરદ એટલી ઝડપથી દૂર થઇ જશે કે એથી તમને આશ્ચર્ય થયા સિવાય રહેશે નહિં. વારૂ, હવે તમે કશો પણુ સંકોચ રાખ્યા વગર અમને તદ્દન સત્ય હકીકત જણાવો. મી. કાચવાલા ! આફ્રિકાના મધ્ય પ્રદેશના જંગલી લોકો જે છરાનો ઉપયોગ કરે છે; તે છરાનો તમને ગમે તે રીતે જખમ થયો હતો. કેમ, મારી વાત સાચી છે ને ? અને તેની ઉપર લગાવેલું વિષ તમારા રક્તમાં પ્રવેશ પામતાં તમે આ વિલક્ષણુ દરદના ભોગ બની ગયા છો. તેનું કારણુ તથા તેનો ઉપાય એ જંગલી આફ્રિકાવાસીઓના વૈદ્યો સિવાય બીજા કોઇના પણુ જાણુવામાં નથી. એટલે હું માનું છું કે એ વિષનો ઉતાર મેળવવાને માટે જ મી. વિલોચનરાય આફ્રિકા ગયા હતા. અલબત્ત, મને મળેલી માહિતી ઉપરથી મેં આ અનુમાન તારવ્યું છે. પરંતુ એ છરાના ઝેરી રસ ચોપડેલા પાનાથી તમને જખમ થયો કેવી રીતે ? અને વળી એના સંબંધમાં આટલી બધી ગુપ્તતા રાખવાનું કારણુ શું ?

અમે આશા રાખીએ છીએ કે હવે તો તમે એ ગુપ્તતાનો અંત લાવવાની આવશ્યકતાનો સ્વીકાર કરશો.'

જગતપ્રસાદ નબળો પડી ગયો હતો. એટલે તે ધીમે ધીમે બોલતો હતો, પરંતુ તેનું નિવેદન આ કિસ્સાના અંકોડાને એક પછી એક જોડીને તેને સાંકળનું રૂપ આપવા લાગ્યું.

તેણે કહ્યું: 'મી. વિલોચનરાય કુશળ એન્જીનીયર છે, પરંતુ ધંધાદારી કુનેહ તેનામાં બિલકુલ નથી. તે ધંધામાં કેવી રીતે પડયો તેની વિગતો આપવામાં બહુ લાંબું થાય તેમ છે. તેમ જ તેના ધંધાને લગતી વિગતો જાહેરમાં આવે એવી પણ મારી ઇચ્છા નથી. એટલું હું કહીશ કે તેણે આફ્રિકાથી આવ્યા બાદ અહીં જે ધંધો શરૂ કર્યો હતો તેમાં તેણે પોતાનું સર્વસ્વ ગુમાવી દીધું. તેની કરી કમાણી તમામ ચાલી ગઈ. તે તદ્દન હતાશ બની ગયો. સ્વભાવે દિલદાર, શરીરે કદાવર, સામે પાંચ માણસો હોય તો પણ એ પાંચેને એકલો પૂરો પડે એવો, સિંહ સમાન બળવાળો માનવી, ધંધામાં પડયો, બધુંય ગુમાવી બેઠો, કરજદાર બની ગયો.

'પરંતુ તેને તેના ભાગીદાર ઉપર વિશ્વાસ હતો. તેનો ભાગીદાર તેને આશા આપતો હતો કે જો અમુક રકમની સગવડ થઈ શકે તો બધું પૂર્વવત્ વ્યવસ્થિત બની જાય. વિલોચનરાયે એ હકીકત મને જણાવી. અમે બાલમિત્રો છીએ. એક જ શાળામાં સાથે અભ્યાસ કર્યો હતો. તેને મદદ કરવાને માટે મારા શેર મેં વેચી નાંખ્યા, મારૂં મકાન પણ વેચી માર્યું. તમામ રકમ તેને કરજમુક્ત કરવાને માટે મેં આપી દીધી. એ રકમ તેણે તેના ભાગીદારને આપી. અને નવાઇ જેવું તો એ છે કે એ રકમ પણ વિલોચનરાયને કરજમુક્ત કરવાને બદલે તેના ધંધામાં જ ખલાસ થઇ ગઈ. તેના ભાગીદારે જણાવ્યું કે હજી પણ તેમની સ્થિતિ જેવી ને તેવી જ છે! હવે વિલોચનરાયની સ્થિતિ વિષમ બની ગઈ. તેના મનને થયું કે આવી અપકીર્તિ ભરેલી સ્થિતિમાં જીવવા કરતાં મૃત્યુ જ બહેતર છે.

'વિલોચનરાય જેવા સ્વભાવના માણુસો છેલ્લે પાટલે બેસી જાય છે. ખરી વાત એ છે કે તે આફ્રિકા જેવાં જંગલોનાં સાહસોને જ લાયક હતો. હિસાબનું તેને જ્ઞાન નહિ, વેપારનો તેને ખ્યાલ નહિ.' જગતપ્રસાદે કહ્યું: 'મારૂં મકાન તો મેં વેચી નાખ્યું હતું. એટલે હું મારી પુત્રી સાથે 'કૃષ્ણુકુટિર'માં વિલોચનરાયના મહેમાન તરીકે રહેતો હતો. એક દિવસ સાંજે ચંદ્રનગરથી વિલોચનરાય આનંદપુર આવ્યો. તે મને મળ્યા વગર સીધો તેના શયનગૃહમાં ગયો. મને એ નવાઈ જેવું લાગ્યું. એટલે હું તેની પાછળ ગયો. ત્યાં મેં તેના હાથમાં આફ્રિકાથી એક છરો તે લાવેલો એ છરો જોયો. તે આત્મહત્યા કરવા ઇચ્છતો હતો, પરંતુ ઝડપ મારીને મેં એ છરો તેના હાથમાંથી ઝુંટવી લીધો. એ વખતે તેની ધારનો મારી આંગળીને સહેજ જ સ્પર્શ થયો અને આંગળીમાં કાપો પડયો, તેમાંથી લોહી નિકળવા લાગ્યું.'

જગતપ્રસાદે પોતાના ચહેરા પર થયેલી વિકૃતિ તરફ બધાનું લક્ષ ખેંચીને જણાવ્યું: 'તેનું આ પરિણામ આવ્યું છે. રાવસાહેબ ! આફ્રિકાના જંગલી લોકો પોતાના છરા પર ઝેરી વનસ્પતિનો રસ લગાવી રાખે છે, એ વિષે તમે પણુ જાણુતા લાગો છો. તે રાત્રે વિલોચનરાયે મને એ વાત કહી હતી. એથી જુદાં જુદાં વિષોના સંબંધમાં નિષ્ણુાત ગણાતા ડૉ. મહેન્દ્રકુમારને અમે બોલાવ્યા. તેમણે પણુ જણાવ્યું કે આ વિષનો ઉતાર આફ્રિકન જંગલી લોકોના વૈદ્યો સિવાય બીજા કોઇની પાસેથી મળી શકે તેમ નથી.

'મને થયેલા એ અકસ્માતથી એક લાભ થયો. વિલોચનરાય તદ્દન હતાશ બની ગયો હતો, તેને જીવનમાં રસ રહ્યો ન હતો. તે આત્મહત્યા કરવાને તૈયાર થઇ ગયો હતો, પરંતુ મારી થઇ પડેલી દુઃસ્થિતિ જોઇને તે હિંમતમાં આવી ગયો. મને થયેલી વિષની અસરનો ઉતાર મેળવવાને માટે તેણે આફ્રિકા જવાનો નિર્ણય કરી લીધો. આફ્રિકાના મધ્ય પ્રદેશમાં એક ટોળીના આગેવાન સાથે તેને મિત્રતા હતી. તેની મારફત એ ઔષધ મેળવી શકાશે એવી તેની ખાતરી હતી.

'વળી એ વિષ ધીમી અસર કરે છે. કેટલીક વાર દશ વરસ સુધી એ વિષની અસરવાળા માણુસનું જીવન લંબાય છે. એટલે ગમે તેટલો સમય લાગે તેની ચિંતા ન હતી. પરંતુ એ માણુસનો દેખાવ અત્યંત વિકૃત અને વિલક્ષણુ બની જાય છે. હું અરીસામાં મારો ચહેરો જોતો અને મને ચિતરી ચડતી. એટલે વિલોચન આવે ત્યાંસુધી મારા ઓરડામાં છુપાઇ રહેવાનો મેં નિર્ણય કર્યો.

બોલતાં બોલતાં જગતપ્રસાદને શ્વાસ ચડી ગયો હતો. તે થોડો સમય મૌન રહીને પુનઃ કહેવા લાગ્યો: 'હું તમને તમામ સાચી હકીકત જ કહીશ. તમારાથી કશું પણુ છુપાવવું નિરર્થક છે. વિલોચન આફ્રિકા એ ઔષધ લેવાને માટે જાય અને ત્યાંથી અહીં આવે, તે માટે ખર્ચ કરવાને નાણું જોઇએ. આમ તો અમે બેઉ ખલાસ થઈ ગયા હતા. પરંતુ વિલોચનરાય પાસે દશ હજાર રૂપિયા રહ્યા હતા. તેના એકના એક દીકરાના લગ્નપ્રસંગને માટે એ રકમ તેણે રાખી મૂકી હતી. તેમાંથી પાંચ હજાર રૂપિયા તે પોતાની સાથે લઈ ગયો. પાંચ હજાર રૂપિયા તેણે મને અહીં મારા ખર્ચ માટે આપ્યા. 'કૃષ્ણુ-કુટિર' મેં તેની પાસેથી વેચાણુ રાખી લીધેલ છે, એવું અમે બહાર જાહેર કર્યું હતું.

'તે આફ્રિકા ગયો. દિન પ્રતિદિન પેલું વિષ મારી ઉપર વધુ ને વધુ અસર કરતું હતું. તેના ગયા પછી મને તેના માત્ર બે જ કાગળો બે વરસ દરમ્યાન આફ્રિકાથી મળ્યા હતા. અહીં તેને માટે વધારે ને વધારે વિચિત્ર ગુલબાંગો ઉડતી હતી. છેવટે વિલોચનરાયનો પત્ર મને મળ્યો. તેણે એ ઔષધ મેળવ્યું હતું અને તે તેના દીકરા ઉપર સ્ટીમર રસ્તે મોકલાવ્યું હતું. પોતે પણુ તુરત જ અહીં આવવાનું એ પત્રમાં લખતો હતો.

'આ પત્ર મને ધાર્યા કરતાં મોડો મળ્યો. પરંતુ જે દિવસે મને એનો પત્ર મળ્યો તે જ દિવસે મેં મારી દીકરીને નિરંજન પાસે મોકલી. નિરંજનને મેં પત્ર લખીને જણાવ્યું હતું કે તેના બાપે આફ્રિ-

કાથી જે ચીજ મોકલી હતી એ લઈને તુરત તેણે મારી પાસે મારી દીકરીની સાથે આવવું. મારી દીકરી તેની મોટરમાં નિરંજનને બોલાવવાને માટે ગઇ, તે પછી બે કલાકે મને વિલોચનરાયને બીજો પત્ર મળ્યો. એ પત્ર તેણે દેશમાં આવીને તાલપુરની ટપાલમાં નાંખ્યો હતો. તે મને ચંદ્રનગર બંદર પાસે ચીનાના પીઠામાં મળશે અને તેણે ગમનરાયનું નામ ધારણ કર્યું છે એવું તેણે એ પત્રમાં લખ્યું હતું. હું એ સ્થળે તેને મળવાને માટે ગયો. ત્યારપછીથી શું બન્યું હતું એ તો મારા કરતાં મારી દીકરી વધારે સારી રીતે કહી શકશે.'

ત્યારપછી મુદ્રિકાને બોલાવવામાં આવી. તેણે કંટકરાયના પૂછવાથી તેનું નિવેદન રજૂ કર્યું. અને તેણે નિરંજન માણીગરને પોતે બોલાવવા માટે ગઇ ત્યારથી અત્યારસુધીની તમામ ઘટના કશું પણ છુપાવ્યા વગર જણાવી. એ પછી વિલોચનરાયને બોલાવવામાં આવ્યો. પોતાના નિવેદનમાં તેણે જગતપ્રસાદના કથનનું સમર્થન કર્યું અને પછી પોતે આફ્રિકાથી દેશમાં આવ્યો અને ચીનાના પીઠામાં કાલુસીંગની તેને મુલાકાત થઇ ત્યારપછીની તમામ હકીકત તેણે રજૂ કરી.

રાવસાહેબે કહ્યું: 'મને લાગે છે કે જે સાબરશિંગને લીધે આટલી બધી ધમાલ મચી ગઇ હતી, તેની સાથે જગતપ્રસાદને થયેલી વિષની અસરના ઉતારના ઔષધનો સંબંધ સંકળાયેલો હોવો જોઇએ.'

'હા, એ ઔષધ સાબરશિંગની અંદર જ છે.' વિલોચનરાયે જવાબ આપ્યો : 'ઉપરના ભાગમાં સુંદર નકસીકામ કરેલાં બે સાબરશિંગ આફ્રિકાવાસી મારા એક મિત્રે મને ભેટ આપ્યાં હતાં. એ સાબરશિંગ ખૂબ દળદાર હતાં. તેનો અંદરનો અમુક ભાગ ખોતરાવી, તેની અંદર પોલાણ કરાવીને મેં એ ઔષધને સાબરશિંગની અંદર રાખ્યું હતું. પરંતુ તેમાં એકલું એ ઔષધ જ ન હતું. હું આફ્રિકા ગયો અને મારૂં નસીબ મારી મદદે આવ્યું. બધી વિગતમાં હું નથી ઉતરતો, પરંતુ બેઉ સાબરશિંગની અંદરના પોલા-

ચુમાં આશરે બે લાખ રૂપિયા કરતાં વધારે કિંમતના હીરા મેં મૂકયા છે. એ હીરા વેચી નાંખતાં જે રકમ મને મળી શકશે તેની સહાયથી હું પૂર્ણપણે કરજમુક્ત થઇ શકું તેમ છું.'

'વારૂ, પણ તે સાબરશિંગનો વીમો ઉતરાવવાની નિરંજનને સૂચના આપવામાં તમારો શો હેતુ હતો?' રાવસાહેબે બીજો પ્રશ્ન કર્યો.

'એ તો માત્ર એક પ્રકારની સલામતીને ખાતર.' વિલોચનરાયે કહ્યું: 'મારી સાથે એટલા મૂલ્યવાન્ હીરા તથા અતિ કિંમતી ઔષધથી ભરેલાં સાબરશિંગ હોય અને તે ગૂમ થાય તો મારા સર્વ-સ્વનો નાશ થાય, એટલે તે સ્ટીમરના કેપ્ટનની સાથે મોકલવાની મેં વ્યવસ્થા કરી. રાવબહાદુર જમીયતરામ વીમા કંપનીઓમાં અગ્રગણ્ય છે. તે મારા મિત્ર છે. તેમને મેં એક પત્ર પણ લખ્યો હતો. તેમને મેં આ સાબરશિંગનો બે લાખ રૂપિયાનો વીમો ઉતરાવવા વિષે જણાવ્યું હતું. એટલે તેનો વીમો ઉતરાવ્યા પછી જો તેની ચોરી થાય કે તેનો નાશ થાય તો હું કરજમુક્ત બની શકું, જગતપ્રસાદને પણ તેની રકમ આપી શકું. એટલું જ નહિ પણ ફરીથી પેલું ઔષધ લેવાને માટે મારે આફ્રિકા જવું પડે તો પણ ખર્ચનો વાંધો ન આવે. મેં જમીયતરામને મારી મુંઝવણની તમામ હકીકત પત્રમાં જણાવી ન હતી, તથાપિ તે સમજી ગયા વગર રહ્યો ન હતો. કારણ કે મેં અહીં જ્યારે ધંધો શરૂ કરેલો ત્યારે પણ ધંધા વિષેની મારી બિનઆવડતને કારણે એ ધંધામાં નહિ પડવાની તેણે મને સલાહ આપી હતી. વળી મારે લીધે જગતપ્રસાદ પણ ખુવાર થયો છે એવું તેના જાણવામાં આવી ગયું હતું. તે મને તો તદ્દન મૂર્ખો સમજતો હતો, પરંતુ મને બચાવવા ખાતર મારા હાથમાં પોતાની તમામ રોકડ રકમ આપનાર જગતપ્રસાદને પણ તે મૂર્ખની ઉપમા આપતો હતો. મેં જમીયત-રામ ઉપરના મારા પત્રમાં જગતપ્રસાદને થયેલા અકસ્માત વિષે અથવા તો સાબરશિંગમાં એના ઉતારનું ઔષધ રાખવામાં આવ્યું છે એ વિષે કશું લખ્યું ન હતું. એટલું કહેવું જોઇએ કે તે મારો

હિતૈષી મિત્ર હતો અને તેથી તેણે મારા વચન પર વિશ્વાસ રાખી, સાબરશિંગનો બે લાખ રૂપિયાનો વીમો સ્વીકારવાનું કબૂલ કર્યું હતું : બસ, મારે જે કહેવાનું હતું તે મેં કહી દીધું છે, મારા અહીં આવ્યા પછીની હકીકત તો તમારા જાણવામાં આવી ચૂકી છે.'

'વારૂ, ત્યારે હવે આપણે મી. નિરંજનને જે કહેવાનું હોય તે સાંભળીએ.' કંટકરાયે સૂચવ્યું.

નિરંજનને જે કહેવાનું છે, તે માંહેનું ઘણુંખરૂં તો હું જાણું છું.' રાવસાહેબે કહ્યું : 'છતાં આપણે તેના મુખેથી જ તેની હકીકત સાંભળીએ તો કાંઈ ખોટું નથી.'

નિરંજનને બોલાવવામાં આવ્યો. પ્રથમ તો તેણે પોતાની હકીકત જણાવવાની કાંઇક આનાકાની કરી. પરંતુ રાવસાહેબે તેને સમજાવ્યો, તેના સંબંધમાં પોતે કેટલીક હકીકત જાણતો હતો, એ તેને જણાવી.

રાવસાહેબના કથનથી ઉત્સાહિત બનીને નિરંજનને કહ્યું : ' મારે જે કાંઇ કહેવાનું છે એ તો તમે જાણતા જ લાગો છો. છતાં તમે એ મારે મુખેથી જ કહેરાવવા માગતા હો તો મને તે કહેવામાં હવે કશો વાંધો રહ્યો નથી.'

ત્યારબાદ સાબરશિંગની પેટી તેને મળી ત્યારપછીનો પોતાનો તમામ વૃત્તાન્ત તેણે નિખાલસપણે કંટકરાય સમક્ષ નિવેદન કર્યો. પોતે લખધીરને ત્યાં શા માટે ગયેલો તથા ત્યાં છરાના હાથા પર તેનાં આંગળાંની છાપ કેવી રીતે પડેલી એ પણ તેણે કહ્યું.

' મી. નિરંજન ! તમારૂં નિવેદન ખોટું છે એમ હું નથી કહેતો.' કંટકરાય બોલ્યો: ''પરંતુ જ્યાંસુધી તેનું સમર્થન કરનારા પુરાવા અમને મળે ત્યાંસુધી તમે અટકમાં છો એમ તમારે સમજવાનું છે.'

' ત્યારે હવે તમે કાલુસીંગ, રૂસ્તમ, અરૂણ, જગતપ્રસાદ તથા તેની દીકરી–તમામને અંદર બોલાવો.' રાવસાહેબે કહ્યું : ' અને તમને વાંધો ન હોય તો કાલુસીગને થોડા પ્રશ્નો કરવાની મારી ઇચ્છા છે.'

'રાવસાહેબ !' કંટકરાય બોલ્યો: 'કાલુસીંગને તમે સામાન્ય માણસ ન માનશો. તે પોતાના બચાવ માટે ગમે તેટલુ ખર્ચ કરીને કોઇ ધારાશાસ્ત્રીને રોકશે, એટલું જ માત્ર નહિ, પરંતુ જો તમારા પ્રશ્નોમાં તમે કોઇ એવા શબ્દો ઉચ્ચારશો તો પોતાની બદનક્ષી કરવા માટે તે તમને પણ અદાલતમાં ઘસડયા વગર રહેશે નહિ.'

'એની તમે કશી ચિંતા ન કરો.' રાવસાહેબે કહ્યું : 'કાલુસીંગની સાથે કેવી રીતે કામ લેવું તેનો મને પૂરો ખ્યાલ છે.'

ત્યારબાદ એ લોકોને અંદર બોલાવવામાં આવ્યાં. રાવસાહેબે નિરંજનને કહ્યું : 'વારૂ, હવે લખધીર સોલંકીને ત્યાં જે કાંઇ તમારા જોવા–જાણવામાં આવ્યું હતું એ તમે કશું પણ છુપાવ્યા કે દબાવ્યા વગર જણાવો.'

નિરંજન પુનઃ તે હકીકત કહેવા લાગ્યો. તે વખતે રાવસાહેબનું લક્ષ કાલુસીંગના ચહેરા તરફ હતું.

તેનું કથન પૂરૂં થયા પછી કાલુસીંગ બોલ્યો: 'રાવસાહેબ જ્યોતિપ્રસાદ ! તમે મને સપડાવવાને માટે કેટલાય સમયથી તક શોધી રહ્યા છો, એ હું જાણું છું. એ તક તમને મળી ગઈ છે. તમારી પાસે પૂરાવા સજ્જડ છે એ હું જોઈ શકું છું. એટલે હું પોતે જ સ્વીકાર કરી લઉં છું કે મેં જ લખધીરનું ખૂન કર્યું હતું. પરંતુ એ તો નિરંજન તેને ત્યાં ગયો તે પહેલાંનો બનાવ છે. કેમકે લખધીર સોલંકીને ત્યાં નિરંજન એ રાત્રે ગયો હતો કે નહિ, એ વિષે હું કશું જાણતો જ નથી.

'વારૂ, મેં લખધીરનું ખૂન શા માટે કર્યું એ હું તમને જણાવું. એ માણસને બેઉ બાજુએ ઢોલકી બજાવવાની ટેવ હતી. ઘણી વાર તેણે મારો દ્રોહ પણ કર્યો હતો. વળી સાબરશિંગ મારા હાથમાં આવે એવી મારી ઇચ્છા હતી. લખધીર સોલંકીને તેના કોઈ મિત્રે સાબરશિંગની બાતમી આપેલી. એ મિત્રને માટે સાબરશિંગ મેળવી આપવાની લખધીરે મારી પાસે માગણી કરી. મેં મારા માણસોની મદદથી

નિરંજનની મોટરમાંથી સાબરશિંગ ઉચાપત કરીને લખધીરને સોંપ્યાં. પાછળથી મારી તપાસમાં મને લાગ્યું કે લખધીરે મને મૂર્ખો બનાવ્યો છે. તેણે મને કહ્યું હતું કે આવી ચીજોના સંગ્રહનો શોખ ધરાવનાર તેના મિત્રને માટે સાબરશિંગની જરૂર છે; જ્યારે ખરી વાત જુદી હતી. એ સાબરશિંગનો બે લાખનો વીમો ઉતરાવવામાં આવ્યો હતો, અને બે લાખની રકમ મેળવવાના હેતુથી જ તેણે સાબરશિંગ મેળવ્યાં હતાં એવું મારા જાણવામાં આવ્યું હતું.

'તેની એ નીતિ મને પસંદ ન પડી. એટલે એ સાબરશિંગ તેની પાસેથી લઇ લેવાના ઇરાદાથી એ રાત્રે હું મારા સાથીઓ સાથે તેને ત્યાં ગયો હતો. એ વખતે એક માણસ તેની સાથે હતો. લખધીર સાબરશિંગની કિંમતના સંબંધમાં તેની સાથે કાંઇક વાટાઘાટ કરતો હતો. એટલે મેં બત્તી બુઝાવી નાંખી, સાબરશિંગ ઉપાડી લીધાં, લખધીર છરા સાથે મારી સામે આવ્યો, પણ તેના છરાને ઝુંટવીને તેના વડે જ મેં તેનો અંત લાવી દીધો.

'બસ, મારે વિશેષ કહેવાનું નથી. લખધીરના ખૂનના કિસ્સામાં નિરંજન નિર્દોષ છે. પરંતુ તેની સાથે હું એટલી પણ ખાતરી આપું છું કે મેં તેને લખધીરને ત્યાં આવવા આકર્ષ્યો ન હતો, તેમ જ એ છરાને તેના હાથનો સ્પર્શ થાય, તેનાં આંગળાંની છાપ છરા ઉપર પડી રહે, તેની ઉપર ખૂનનો આરોપ આવે, એવું મેં કશું કર્યું ન હતું. હું ગમે તેવો છું પણ એવી અધમતા મારામાં નથી.'

'ત્યારે તમે એમ સૂચવો છો કે તમે લખધીરનું ખૂન કર્યા પછી કોઈ માણસ ત્યાં ગયેલો, તેણે લખધીરનો મૃતદેહ જોયો અને તેણે જ નિરંજન ઉપર આરોપ આવે એવી યુક્તિ રચી?'

'મારું ચોક્કસ માનવું છે કે એ પ્રમાણે જ બન્યું હોવું જોઇએ. પરંતુ હું લખધીરને ત્યાં ગયેલો તે વખતે જે માણસ તેની સાથે હતો તે કોણ હતો? તે લખધીરની સાથે સાબરશિંગની કિંમત વિષે વાટાઘાટ કરતો હતો. તે માણસે એક મોટું કવર ટેબલપર ફેંક્યું

હતું. જો એ કવર મેં લઈ લીધું હોત તો તેમાંથી સારી રકમ મળી આવત એમ હવે મને લાગે છે ખરૂં.'

કંટકરાય તથા રાવસાહેબ પરસ્પરની સામે જોઈ રહ્યા. તેઓ જ્યારે લખધીરને ત્યાં ગયેલા ત્યારે ટેબલ પર કોઇ કવર ન હતું. રાવસાહેબે નિરંજન સામે જોયું. નિરંજન વિચારમાં પડી ગયો હતો. તેણે કોટનાં બટન ખોલી નાંખ્યાં, તેની નીચે ખમીશ હતું તેનાં બટન ખોલ્યાં. ખમીશ તળે તે એક કબજો પહેરતો હતો. રાત્રે પણ એ કબજો પહેરીને જ તે સૂઈ રહેતો હતો.

તે કબજાના અંદરના ખીસ્સામાંથી એક મોટું કવર તથા કેટલાક કાગળો બહાર કાઢીને તે બોલ્યો: 'લખધીરને ત્યાં ટેબલ ઉપર આ કાગળો પડયા હતા. તે લઈ ને મેં મારા કબજાના અંદરના ખીસ્સામાં સેરવી દીધા હતા. ત્યારથી આ કબજો મારા અંગ ઉપર જ હતો, છતાં મને એનું તો સ્મરણ જ રહ્યું ન હતું.'

ગુન્હાશોધકોએ એ કાગળો તપાસ્યા. એ લખધીરના હતા. તે કાગળો બહુ મહત્વના ન હતા. પરંતુ પેલા કવરની અંદરથી પંદર હજાર રૂપિયાની નોટો નિકળી. તે નોટોની સાથે એક નાનો પાતળો કાગળ હતો. તેની ઉપર આંકડા માંડેલા હતા. જુદી જુદી રકમો માંડી, તેની નીચે લીટી દોરીને પંદર હજારનો સરવાળો મૂકયો હતો.

કંટકરાય નોટો ગણતો હતો. તેણે સરવાળાનો કાગળ ટેબલ પર રાખ્યો હતો. વિલોચનરાય માણીગરનું લક્ષ એ કાગળ તરફ ગયું.

'આ કાગળ તો એની જ નોટ–બૂકનો છે ! આંકડા પણ તેણે જ લખેલા છે. મેં અનેક વાર તેને આ જાતના પાતળા કાગળ પર સરવાળા મૂકતો જોયો હતો.' તેણે ઉચ્ચાર્યું.

'તેને એટલે કોને ? અને આ આંકડા કોના લખેલા છે ?' રાવસાહેબે વિલોચનરાયને પ્રશ્ન કર્યો.

'ફકિરચંદ સોનાવાલા. બીજો વળી કોણ હોય ?'

'ફકિરચંદ સોનાવાલા ! એને તમે પિછાનો છો ?' રાવસાહેબે ઉદ્‌ગાર કર્યો : 'એ તો આ કિસ્સામાં એક કોયડા સમાન છે.'

'બનવા જોગ છે.' વિલોચનરાયે કહ્યું : 'તે જ મારો ભાગીદાર હતો. મને ધંધાનો કશો અનુભવ નહિ. તેની ઉપર મારો આંધળો વિશ્વાસ, મારી તમામ મૂડી મેં તેને જ સોંપી હતી. જ્યારે હું તેને પૂછું ત્યારે તે ચોપડામાંથી આવી જાતના કાગળ પર આ રીતે આંકડા ઉતારી, સરવાળા–બાદબાકી કરીને, ધંધામાં કેટલી ખોટ છે, કેટલું કરજ છે, એની વિગત આપતો. તેના આંકડાને હું કેમ ભૂલી શકું ?'

કંટકરાયે ફરીથી એ કાગળ વિલોચનરાયને બતાવીને કહ્યું: 'તમે આ આંકડા બરાબર જુઓ, અને પછી કહો, શું તે ફકિરચંદ સોના-વાલાના હાથથી જ લખાયેલા છે ?'

'હા જી હા.' વિલોચનરાય બોલ્યો : 'એમાં ફરીથી જોવાની કશી પણ જરૂર નથી. એ જ જાતનો કાગળ, એ જ વળાંકના આંકડા, ફકિરચંદના જ એ લખેલા.'

'મને પણ આશ્ચર્ય તો થતું જ હતું. જ્યોતિપ્રસાદે કહ્યું : 'આપણે લખધીરને ત્યાં તપાસ કરી રહ્યા હતા એ વખતે એ ત્યાં આવ્યો હતો. તે ત્યાં શા માટે આવ્યો હતો એ મારાથી સમજાતું ન હતું. પરંતુ મી. વિલોચનરાય ! જો તમારૂં કથન સાચું હોય તો હવે સમ-જાય છે કે તે આ નોટોવાળું કવર લેવાને માટે આવ્યો હોવો જોઇએ. આ કવરની અંદરની નોટો કરતાં ય વિશેષ તો તેને તેના હાથે લખેલા આંકડાવાળા કાગળની ચિંતા હશે.'

એ પછી તેણે કંટકરાયને ઉદ્દેશીને કહ્યું : 'જો તમારી સંમતિ હોય તો હું અત્યારે વિનાવિલંબે આ સ્થળે રાવબહાદુર જમીયતરામને બોલાવવા ચાહું છું. આટલી મોડી રાત્રે નિદ્રામાંથી જાગૃત થઇને અહીં આવવાનું તેમને રૂચશે તો નહિ જ, પરંતુ મને લાગે છે કે તેમની સહાયથી આપણે આ કોયડાનો છેલ્લો ઉકેલ કરી શકીશું.'

# પ્રકરણ ૨૭ મું

## છેલ્લો દાવ

આટલી મોડી રાત્રે નિદ્રામાંથી જાગીને પોતાને અહીં આવવું પડયું એથી રાવબહાદુર ખૂબ ગુસ્સે થઇ ગયા હતા. પરંતુ અહીં વિલોચન-રાય માણીગરને–પોતાના જૂના મિત્રને જોતાં એ ગુસ્સો આનંદમાં પલટાઇ ગયો. બન્ને મિત્રો આનંદપૂર્વક મળ્યા અને પરસ્પરના સુખ-દુ:ખની વાતો શરૂ થઇ.

'રાવબહાદુર ! અમે તમારી પાસેથી થોડી હકીકત જાણવા માગીએ છીએ.' રાવસાહેબે વચ્ચે ઉચ્ચાર્યું : 'વીમા કંપનીઓ જે માલનો વીમો ઉતારે છે તેની કિંમત આંકી આપવાનું કામ કરનાર ફકિરચંદ સોનાવાલાને તો તમે પિછાનતા હશો. તેણે થોડા દિવસ પહેલાં પરોઢમાં લખધીર સોલંકીના મકાનેથી તમને ટેલિફોન કર્યો હતો. તે માણસ એ મકાનમાં એ વખતે જે કારણે માટે આવ્યો હતો તે કારણ અમને જણાવવા માટે તમારી પરવાનગીની તેણે માગણી કરી હતી. તેનો તમે ફકિરચંદને શો જવાબ આપ્યો હતો ?'

'મેં તેને પૂછયું હતું કે આવો સવાલ કરીને તેણે મારી નિદ્રાનો શા માટે નાશ કર્યો ?' રાવબહાદુરે જવાબ આપ્યો : 'હું ફકિરચંદને ઘણા સમયથી પિછાનું છું. પરંતુ મને તેની પ્રત્યે તિરસ્કાર છે. અમે તેને અમારી વીમા મંડળી તરફથી કદી પણ કોઈ કામ આપ્યું નથી. મેં તેને કહેલું કે 'તું જાણે છે કે અમે તને લખધીરને ત્યાં મોકલ્યો નથી, તેમ જ તું તેને ત્યાં શા માટે ગયો છે તે હું જાણતો નથી, જાણવાની ઇચ્છા પણ રાખતો નથી.' અને એ પછી મેં કનેકશન તોડી નાંખ્યું. કેટલી બધી ધૃષ્ટતા ! મને બરાબર ઉંઘ આવી હતી, એમાંથી નાહકનો તેણે મને જગાડેલો !'

રાવપ્રસાદે કંટકરાય સામે દૃષ્ટિ કરી અને પછી તેણે રાવબહાદુરને કહ્યું : 'અત્યારે તેનો બદલો વાળવાની તક છે. તમે પણ તેને ટેલી-ફોન કરી, ઉંઘમાંથી જગાડીને વિનાવિલંબે અહીં બોલાવો.'

રાવબહાદુરને કશું સમજાયું નહિ, તથાપિ તેણે જ્યોતિપ્રસાદની સૂચનાનો અમલ કરવાનો નિર્ણય કર્યો. ટેલિફોન પાસે જઇ, ફકિર-ચંદનો નંબર જોડીને તે બોલ્યો : 'કોણ ? મી. સોનાવાલા, તમે જ છો ને ? વારૂ, વારૂ, આટલી મોડી રાત્રે તમને ઉંઘમાંથી ઉઠાડવાનું મને યોગ્ય લાગતું નથી. પરંતુ એમ તો તમે પણ મને નિદ્રામાંથી ક્યાં જગાડયો ન હતો ?......વારૂ, મને તો તમે ઓળખ્યો ને...હા, હું રાવબહાદુર જમીયતરામ. અમારી વીમા મંડળીના એક અગત્યના કામસર તમારી જરૂર છે. એ કામ તમારા સિવાય બીજા કોઈથી બની શકે તેમ નથી, એવો મને વિશ્વાસ છે. તમે આવો છો ને ?... હું આરબગલ્લીની પોલીસચોકી ઉપરથી બોલું છું...બહુ સારૂ, તુરત જ અહીં આવજો. વધુ રોકાણ નહિ થાય.'

'મને લાગે છે કે અમે બધા છુપાઇ જઇએ.' નિરંજને સૂચવ્યું.

પરંતુ રાવસાહેબે કહ્યું : 'જો મી. કંટકરાયને વાંધો ન હોય તો મી. સોનાવાલા આવે તે વખતે તમો સહુ અહીં જ હાજર રહો એવું હું ઇચ્છું છું.' તેણે કંટકરાય સામે જોયું.

'તે અહીં આવશે એમ તમે માનો છો ?' કંટકરાયે પૂછ્યું.

'ચોક્કસ આવશે.' રાવબહાદુર બોલ્યો: 'જો તેને વીમા કંપનીઓ સાથે સંબંધ રાખવો હોય તો મારો વિરોધ કરવાનું તેને પાલવે તેમ નથી; એ વાત તે સમજે છે.'

લગભગ પચીશ મીનિટ પસાર થઇ. રાવબહાદુરે જમીયતરામના પૂછવાથી કંટકરાય તથા જ્યોતિપ્રસાદ તેમને સાબરશિંગને અંગે બનેલી ઘટનાની વિગત જણાવતા હતા. તેઓ વાતો કરતા હતા તે વખતે જ સાબરશિંગ લઇને સબઇન્સ્પેકટર આવી પહોંચ્યો. એ સાબરશિંગ

નજરે પડતાં વિલોચનરાય, નિરંજન, જગતપ્રસાદ તથા રાવબહાદુર સહુને શાંતિ થઇ. દરેકનો તેની સાથે ઓછો યા વધુ સંબંધ હતો. કંટકરાયે બેઉ સાબરશિંગને એક ટેબલ પર મૂકાવ્યાં. તે વખતે એક સિપાઇ આવ્યો. તેણે નમન કરીને કહ્યું: 'મી. ફકિરચંદ સોનાવાલા આવ્યા છે.'

કંટકરાયે તેને અંદર મોકલવાનું સૂચવ્યું, અને સોનાવાલા દમામદાર રીતે ચાલતો આ ખંડમાં દાખલ થયો.

'રાવબહાદુર સાહેબ ! આટલી મોડી રાત્રે મને અહીં બોલાવવાનો આપનો આગ્રહ અક્ષમ્ય જ ગણાવો જોઇએ.' તેણે સ્મિત કર્યું: 'સમજ્યો, મેં તમને મોડી રાત્રે નિદ્રામાંથી જગાડેલા તેનો બદલો લેવાની તમારી ઇચ્છા હોવી જોઇએ.'

અને પછી તેણે કંટકરાય તથા રાવસાહેબ તરફ અર્થસૂચક દૃષ્ટિ કરીને ઉચ્ચાર્યું: 'હવે હું સમજ્યો. હું તમારી પાસે જૂઠું બોલ્યો હતો, અને અત્યારે મારો એ અસત્યવાદ ઉઘાડો પડી ગયો લાગે છે!'

તે આગળ બોલવા જતો હતો, પરંતુ અચાનક નિરંજન માણીગર ઉભો થઇ ગયો. તેનાં નેત્રો આશ્ચર્યથી વિસ્ફારિત બનીને સોનાવાલા સામે ચોટી રહ્યાં હતાં. તેના મનમાં ઉશ્કેરાટ તથા રોષે ખળભળાટ મચાવ્યો હોય, એવું તેના સમગ્ર દેખાવ પરથી લાગતું હતું.

'આ જ અંધારી આલમના ઉઠાઉગીરોનો નામદાર!' તેણે ફકિરચંદની સામે અંગુલિનિર્દેશ કરીને કહ્યું: 'જે મોટરમાં તે અમને સીતારામના મકાનેથી ઉપાડીને લઈ જતો હતો, તે મોટરને અકસ્માત થયા પછી આ માણસનો રૂમાલ, મસ્તક અને દાઢીના વાળ તેનાથી વિમુક્ત થઈ ગયા હતા. તે વખતે તેનો ચહેરો મારી દૃષ્ટિએ પડયો હતો, અને તે ઉપરથી હું કહું છું કે આ જ માણસ ઉઠાઉગીરોમાં 'નામદાર'ના નામથી ઓળખાય છે!'

ફકિરચંદ નિરંજનની સામે જોઈ રહ્યો. અત્યારસુધી તે શાંત અને સ્વસ્થ લાગતો હતો. પરંતુ નિરંજનના શબ્દોએ તેની શાંતિ તથા

સ્વસ્થતાને હણી નાંખી. ક્ષણ વારમાં તે જાણે રોષના અગ્નિથી ઉકળી ઉઠેલો ભયંકર માનવી બની ગયો.

નિરંજનના શબ્દોએ સોનાવાલા ઉપરાંત આ ખંડમાં હાજર રહેલા બીજા માનવીઓ ઉપર પણ ઓછી અસર કરી ન હતી. બધા સ્તબ્ધ બની ગયા હતા, તેમનાં નેત્રો ફકિરચંદ સોનાવાલા ઉર્ફે 'નામદાર' તરફ તાકી રહ્યાં હતાં.

'શું આ જ નામદાર !' અરૂણના મુખમાંથી ઉદ્‌ગાર સરી પડયો.

નિરંજનના મનને થતું કે અહીં ને અહીં આ માનવીની ગરદન દબાવીને તેનું ખૂન કરી નાંખું ! પરંતુ ફકિરચંદ તેના હૃદયનો ભાવ સમજી ગયો. તે એક તરફથી શાંત અને સજ્જન શહેરી તરીકે રહેતો હતો, બીજી તરફથી તેને અનેક ઉઠાઉગીરોની સાથે કામ પડતું. એટલે કોઇ પણ આપત્તિના પ્રસંગમાંથી મુક્તિ મેળવવાને માટે તે અગાઉથી જ તૈયારી કરી રાખતો. તેણે ગજવામાં હાથ નાંખ્યો. એ જોઇને રાવસાહેબ તેની તરફ ધસ્યો, પરંતુ તે પહેલાં જ તેનો હાથ ગજવામાંથી બહાર આવ્યો.

'તમે બધાં મારાથી દૂર રહેજો !' તેણે ગજવામાંથી બહાર કાઢેલા હાથને ઉંચો કરીને ફરમાવ્યું.

તેનો એ હાથ ખાલી ન હતો, પરંતુ ધાતુનો એક નાનો ગોળ દડો તેના હાથમાં ચમકતો હતો.

'કોઈ પણ મારી નજીક ન આવશો.' તેણે પુનઃ ઉચ્ચાર કર્યો: 'મારા હાથમાં આ નાનકડો દડો છે. એ કાંઇ સામાન્ય દડો નથી, પણ કાતીલ બોમ્બ છે. એટલે જો તમે મને ગિરફતાર કરવાનો, મને સ્પર્શ કરવાનો યત્ન કરશો તો તે જ ક્ષણે મારી સાથે તમે બધા તો ખલાસ થઇ જ જશો, પરંતુ આ આખુંય મકાન તૂટી પડશે, આસપાસનાં મકાનોને જફા પહોંચશે અને તેની અંદર સૂતેલાં નિર્દોષ માનવીઓનો અંત પણ આવી જશે. રાવસાહેબ ! તમે એમ ન માનશો કે હું

ખાલી ધમકી આપું છું. જો તમારે મારા કથનને ચકાસી જોવું હોય તો, એક માણસને મારી નજીક મોકલો; અને એ માણસ આ પોલીસ-ચોકીની બાજુમાં વસતાં અનેક નિર્દોષ સ્ત્રીઓ–બાળકોનાં જીવનનો ભોગ લેનાર ગણાશે!'

પરિસ્થિતિએ વિચિત્ર પલટો ખાધો હતો. કંટકરાય તથા રાવસાહેબ પરસ્પરની સામે જોઇ રહ્યા. બારણા પાસે જમાદાર ઊભો હતો. બહારની પરશાળમાં બીજા સિપાઇઓ હતા. ઉપરાંત આ ખંડમાં પણ વિલોચનરાય, નિરંજન, રાવસાહેબ આદિ સહાસિક માનવીઓ હતા. તે બધાથી ઘેરાયેલો ફકીરચંદ મંદમંદ હસતો ઊભો હતો. તેઓ તેને કશું પણ કરી શકે તેમ ન હતા. જો તેને પકડવા જાય તો તે તેના હાથમાંહેનો બોમ્બ જમીન પર ફેંકે અને અનેક નિર્દોષ માનવીઓનો નિષ્કારણ અંત આવી જાય તેમ હતું!

'તમે જોઇ શકો છો કે અચાનક કોઈ મુશ્કેલી ઉપસ્થિત થાય તો તેમાંથી મુક્તિ મેળવવાને માટે હું અહર્નિંશ તૈયારી રાખું છું.' ફકિરચંદે પોતાના હાથમાં ચમકતો દડો રાવસાહેબ તથા કંટકરાયને બતાવતાં કટાક્ષ કર્યો:

'મારો ધંધો જોખમી હોઇ, મારા મનમાં સખત ભય રહ્યા કરતો હતો કે આજે જેવી રીતે મને સપડાવવામાં આવ્યો છે, તેવી રીતે કોઇ પણ વખતે હું સપડાઈ જાઉં ખરો. અને મેં મારા મનથી એક નિશ્ચય કરી મૂકયો હતો. કદાચ મૃત્યુનો પ્રસંગ આવે તો મારે એકલાએ નહિ, પણ બધાને સાથે લઇને મરવું. તમે ફકિરચંદ ઉર્ફે 'નામદાર'ને સપડાવ્યો એ માટે હું તમો સર્વને અભિનંદન આપું છું. મેં તો છેવટ સુધી મારી ગુપ્તતા જાળવવાની કાળજી રાખી હતી. એક તરફથી પ્રતિષ્ઠિત વીમા કંપનીઓ સાથે મારો સરસ સંબંધ હતો. તેમની તરફથી મને સારી આવક થતી. બીજી તરફથી સફેદ સાયામાં છુપાયેલા ઉઠાઉગીરો પણ નવલકથાકાર અનુભવરાય ઉર્ફે 'નામદાર'ની પાસે, તેમણે ચોરેલા માલની કિંમત અંકાવવાને માટે આવતા. કોઇને પણ

મારા સાચા સ્વરૂપનો ખ્યાલ ન હતો. નિરંજન ! બેશક, તારું કથન સાચું છે. હું પોતે જ ઉઠાઉગીરોનો 'નામદાર' છું; અને જ્યારે તું લખધીર સોલંકીને ત્યાં આવ્યો ત્યારે એ સ્થળે જ હતો. કાલુસીંગની માફક લખધીર પણ મારી સાથે રમત કરવા માગતો હતો. એમાં અચાનક તેનું ખૂન થયું. એટલે એ આરોપમાંથી મને બચાવી લેવાને માટે તથા મારી યોજનાને આગળ ધપાવવાને માટે મેં જ નિરંજનને ફસાવ્યો હતો.'

તેણે પુનઃ બોમ્બવાળા હાથને હલાવ્યો અને જાણે બોમ્બને જમીન પર ફેંકવાની પોતાની તૈયારી હોય એવું સહુને દર્શાવ્યું અને પછી તે બારણા તરફ જવા લાગ્યો.

'હવે હું જાઉં છું.' તેણે શાંત સ્વરે ઉચ્ચાર્યું: 'રાવસાહેબ ! તમે અથવા બીજો કોઇ પણ માણસ જરીકે હલચલ ન કરશો. હું તમને પુનઃ જણાવું છું કે આ બોમ્બ નાનકડો હોવા છતાં અત્યંત કાતીલ ભયંકરતા ધરાવે છે. તે માત્ર તમારો જ નહિ, પરંતુ આસ-પાસનાં મકાનોની અંદર અનેક માણસો બિછાનામાં સૂતાં હશે તેમનો પણ ભોગ લેશે.'

બારણા પાસે ઉભેલા જમાદારે ફકિરચંદનો બોમ્બવાળો હાથ પકડવાને માટે પોતાનો હાથ ઉંચો કર્યો. વિલોચનરાય પોતાના ભાગીદારને ખૂલ્લો પડેલો જોઇને ગુસ્સાથી ઉકળી ઉઠયો હતો, પરંતુ નિરંજનને આગળ વધતો જોઇ તેનો હાથ પકડીને તેને અટકાવી દીધો.

'એને જવા દે !' વિલોચનરાય બોલ્યો : 'મને જાતજાતના બોમ્બનો અનુભવ છે. આ કરતાં નાના બોમ્બ પણ મકાનોનાં મકાનોને તારાજ કરી શકે છે. એટલે એ એક માણસને પકડવા જતાં આપણે ભારે ભોગ આપવો પડશે.'

કંટકરાયે રાવસાહેબ સામે જોયું. રાવસાહેબ જ્યોતિપ્રસાદ તટસ્થ-ભાવે જોઇ રહ્યો હતો. છેવટે તેણે ઉચ્ચાર્યું : 'ફકિરચંદ ! નિર્દોષ

માનવીઓનો ભોગ ન અપાય એ માટે અત્યારે તો અમે તને જવા દઈએ છીએ. પરંતુ તું એમ ન માનીશ કે આપણી વચ્ચેનું યુદ્ધ પૂરૂં થયું છે. આજથી તેનો પ્રારંભ થયો છે એમ તું માની લેજે. એક દાવમાં તું જીત્યો છે, તો બીજા દાવમાં અમારી સફળતા માટે પણ હું આશા રાખી શકું છું.'

એમ કહીને જ્યોતિપ્રસાદે જમાદારને કહ્યું : ' જમાદાર ! તમારા સિપાઈઓને સૂચવી દો: આ ભયંકર માનવીને બહાર જતો ન અટકાવે !'

અને મંદ મંદ સ્મિત કરતો, સહુ તરફ કટાક્ષદૃષ્ટિથી જોતો ફકિરચંદ પોલીસચોકીમાંથી બહાર નિકળી રસ્તા પર આવ્યો. હજી પણ તેનો એક હાથ ઉંચો હતો અને એ હાથમાં પકડેલો ધાતુનો બોમ્બ ચમકતો હતો.

' હું મારી મોટરમાં દાખલ થાઉં તે વખતે તમે કોઈ પણ ગોળીબાર કરવાનું જોખમ ન ખેડશો.' ફકિરચંદે સૂચવ્યું : ' ગોળીથી હું કદાચ જખમી થઈશ, તો પણ મારા હાથમાંથી બોમ્બ છૂટીને જમીન પર પછડાશે.'

રાવસાહેબ તેની તરફ તાકી રહ્યો હતો. તે મોટરમાં દાખલ થયો. હજી પણ તેના હાથમાં પેલો બોમ્બ હતો. તેણે મોટરના એન્જીનને ચાલૂ કર્યું અને ચોતરફ દૃષ્ટિ કરી. રસ્તા પર આગળ વધવામાં કોઈ પણ જાતનો અંતરાય ન હતો. એટલે તેણે એક તરફથી મોટરને ચાલૂ કરી, જ્યારે બીજી તરફથી તેના હાથમાંહેનો બોમ્બ આ લોકો ઉભા હતા એ તરફ ફેંકયો.

રાવસાહેબે બોમ્બને પોતાની તરફ આવતો જોયો. તે એકદમ કૂદ્યો અને ક્રિકેટના કુશળ ખેલાડીની માફક એ બોમ્બને તેણે પોતાના હાથમાં ઝીલી લીધો. અરૂણ પણ તેની સાથે જ હતો. જો એ બોમ્બ રાવસાહેબનું મોત નિપજાવે તો પોતે પણ તેનાથી જુદો પડવા ચાહતો ન હતો. રાવસાહેબની સાથે જીવવું અને તેમની સાથે જ મૃત્યુને ભેટવું એવો તેનો દૃઢ નિશ્ચય હતો.

બીજા બધા ચોકીમાં ઉભેલા માણસો ડધાઇ ગયા હતા. નિરંજન માણીગરે મુદ્રિકાનું રક્ષણ કરવાના હેતુથી તેની આસપાસ પોતાના બેઉ હસ્ત ભીડાવી, તેને પોતાના પાસામાં ખેંચી લીધી હતી.

પરંતુ એ બોમ્બ એક પા સેકન્ડ પણ રાવસાહેબના હાથમાં રહ્યો નહિ હોય. એક ક્ષણ માત્રમાં તેના મનમાં અનેક વિચાર ઉદ્‌ભવ્યા હતા. તેને એવો વિચાર આવ્યો હતો કે ફકિરચંદના કહેવા મુજબ જો આ બોમ્બ અત્યંત કાતીલ અને આસપાસના પ્રદેશને ભયંકર નુકસાન પહોંચાડનારો હોય તો તે પોતાની મોટર નજીકમાં જ હોવા છતાં આવી રીતે બોમ્બ ફેંકે નહિ ! એટલે તેણે એ બોમ્બને ઝીલી લઇ તે જ ક્ષણે સામો ફેંકયો. તેનું નિશાન અચૂક હતું. એ બોમ્બ ફકિરચંદની બાજુમાં જ તેની મોટરની આગલી બેઠકની નીચેના ભાગ સાથે અફ્‌ળાયો, અને મોટરના એન્જીનના અવાજને પણ દબાવી દે એવી ફકિરચંદની મરણચીસ સંભળાઇ. તેણે એ બોમ્બને પકડવાને માટે સ્ટીઅરિંગ વ્હીલ છોડી દીધું. તે કહેતો હતો એટલો બધો આ બોમ્બ કાતીલ ન હતો, છતાં પણ મોટર સાથે અથડાવાથી બોમ્બ ફાટયો, વીજળીના જેવો પ્રકાશ દેખાયો, મોટો ધડાકો થયો, મોટર પર ફકિરચંદનો કાબૂ ન રહ્યો, એટલે તે ફૂટપાથ પર ચડી ગઇ અને એક મકાનની દીવાલ સાથે જોરથી અથડાઇ.

બોમ્બના ધડાકાથી મોટરના અનેક કકડા થઇ ગયા, પેલી દીવાલને પણ થોડું નુકસાન પહોંચ્યું, અને તેની સાથે ફકિરચંદ સોનાવાલા ઉર્ફે અનુભવરાય ઉર્ફે ઉઠાઉગીરોના 'નામદાર'ના દેહના પણ અનેક ટુકડા થઈ ગયા. થોડી વારે પોલીસના માણસો એ સ્થળે ગયા ત્યારે તેના હાથ, પગ, મસ્તક વગેરે જુદાં જુદાં અંગ કપાયેલાં અને ચેપાયેલાં પડયાં હતાં. એ દૃશ્ય કોઇ નિષ્ઠુર માનવીના દિલમાં પણ કમકમાટી પેદા કરે એવું હતું.

# પ્રકરણ ૨૮ મું

## ભાગીદારની ભૂતાવળ

'રાવસાહેબ ! તમે પણ રહસ્યભર્યા તો ખરા જ.' જ્યોતિપ્રસાદે આપેલી સીગારેટ સળગાવતો ઇન્સ્પેક્ટર કંટકરાય બોલ્યો: 'તમે જાણતા હતા કે મી. નિરંજન ફકિરચંદને 'નામદાર' તરીકે ઓળખી લેશે, અને તેથી જ તમે ફકિરચંદને આરબગલ્લીની પોલીસચોકી પર બોલાવરાવ્યો હતો. નિરંજને 'નામદાર'ના મસ્તક અને દાઢીના વાળ વગરના ચહેરાનું વર્ણન કરેલું તે ઉપરથી તે ફકિરચંદ હોવો જોઇએ એવી કલ્પના તમે કરી હતી. તથાપિ એ વખતે મને તમે કશું જણાવ્યું ન હતું.'

રાવસાહેબે મંદ મંદ સ્મિત કરતાં પોતાની આસપાસ દૃષ્ટિ કરી. તેઓ અત્યારે 'કૃષ્ણકુટિર'ના દીવાનખાનામાં બેઠા હતા. વિલોચનરાયે રાવસાહેબ, અરૂણ તથા કંટકરાયને પોતાને ત્યાં જમવાનું નિમંત્રણ આપ્યું હતું. ભોજન કર્યા પછી તેઓ દીવાનખાનામાં મુખવાસ લેતા બેઠા હતા એ વખતે ઇન્સ્પેકટરે પ્રસ્તુત ઉચ્ચાર કર્યો હતો.

'મારા મનમાં એક કલ્પના ઉદ્‌ભવી હતી.' રાવસાહેબે સ્વીકાર્યું: 'અને મેં તેને અમલમાં મૂકી. કેમ કે સાબરશિંગના કિસ્સામાં ફકિર-ચંદને ખૂલ્લો પાડવાને માટે એ માત્ર એક જ રસ્તો હતો. હવે તો તમામ હકીકત આપણને મળી ગઈ છે. એ ઉપરથી સમજાય છે કે મી. વિલોચનરાયને ખુવાર કરવામાં, તેમનું સર્વસ્વ લૂટી લેવામાં અને તેમના જીવનને સદાને માટે નષ્ટભ્રષ્ટ બનાવી દેવામાં, તેમના એ ભયંકર ભાગીદારની ભૂતાવળે જ ભાગ ભજવ્યો હતો. ફકિરચંદ સોનાવાલાનું આખુંય જીવન ગુનાહિત પ્રવૃત્તિમાં પસાર થયું છે. તે મૂલ્યવાન્ વસ્તુ-ઓની ચોક્કસ કિંમત આંકી આપવાનો ધંધો કરતો હતો. એ કાર્યને અંગેનો તેનો સંબંધ જેમ વીમા કંપનીઓ સાથેનો હતો, તેમ

ઉઠાઉગીરો તથા તેમના આશ્રયદાતાઓ સાથે પણ હતો. અને તેથી ઘણી વાર બેઉ પક્ષને બેવફા નીવડવાના પ્રસંગો બનતા.

'હવે આપણે વિલોચનરાયની સ્થિતિ વિચારીએ. વિલોચનરાય જેવા હિમ્મતવાન, સહાસિક અને સરલ દિલના માનવીને મોટી મોટી વાતો કરીને ફકિરચંદે ફસાવ્યા. તેણે તેમની સાથે ભાગીદારી કરી. તેમાં મોટે ભાગે તો વિલોચનરાયની જ રકમ રોકાયેલી હતી. તેમના ધંધામાં વારંવાર ખોટ જ દેખાવા લાગી. એ રીતે ફકિરચંદ વિલોચનરાયને લૂટી રહ્યો હતો. લોકોને લૂટવાનો તો તેનો ધંધો જ હતો. તેમાં વિલોચનરાય જેવા સરલ અને ભોળા સ્વભાવના તથા ધંધાની આંટીઘુંટીને નહિ સમજનાર ભાગીદાર તેને મળ્યા; તો પછી ફકિરચંદ જેવો બદમાશ ભાગીદાર પોતાની ભૂતાવળ ફેલાવીને તેમાં વિલોચનરાયને ફસાવ્યા વગર રહે ખરો ?

'વિલોચનરાય મી. કાચવાલા માટે ઔષધ મેળવવાને આફ્રિકા ઉપડ્યા.' રાવસાહેબે આગળ ચલાવ્યું : 'કેમ મી. કાચવાલા ! એ ઔષધ શરૂ કરી દીધા પછી કેમ લાગે છે ? હવે તમને કશી પીડા નહિ હોય, અને હું આશા રાખું છું કે થોડા સમયમાં જ તમને પૂરો આરામ આવી જશે. વારૂ, વિલોચનરાય આફ્રિકા ચાલ્યા ગયા. ફકિરચંદ તો મૌન ધારણ કરી રહ્યો હતો. હજી પણ તેની ઉપર વિલોચનરાયને કશી શંકા આવી ન હતી. એથી જ જ્યારે તેમણે આફ્રિકાથી સાબરશિંગની પેટી તેમના દીકરા તરફ રવાના કરી ત્યારે તેમણે એ વિશે પોતાના ભાગીદારને લખવાની ભૂલ કરી હતી. તેમાં તેમણે એવું જણાવ્યું હતું કે હવે થોડા સમયમાં જ આપણે કરજમુક્ત થઇ શકીશું અને આપણા ધંધાને પુનઃ ખીલવી શકીશું. બીજા શબ્દોમાં કહીએ તો તેમના સરલ સ્વભાવને અંગે તેમણે પોતે જ તેમનાં સાબરશિંગની પાછળ ઉઠાઉગીરોને દોડતા કરી મૂક્યા હતા.

'ફકીરચંદ જેવો તાલીમબાજ માણસ પોતે જાતે તો સાબરશિંગની પાછળ પડે જ નહિ. તેણે તો તેની કિંમતના સંબંધમાં અમુક માણ-

સોને આડકતરું સૂચન કર્યું, અને તેને પરિણામે, લખધીર સોલંકીએ કાલુસીંગને સાબરશિંગ હસ્તગત કરવાનું કામ સોંપ્યું. ફકીરચંદના ખાનગી બાતમીદારો એ લોકોની હિલચાલ પર નજર રાખી રહ્યા હતા. તેમણે તેને ખબર આપી હશે કે સાબરશિંગ લખધીર પાસે આવી ગયાં છે, અને તે વેચવાને માટે તૈયાર છે. અગાઉ લખધીરની સાથે ફકિરચંદને પ્રસંગ પડયો હતો, એટલે લખધીર સોલંકી તેનાથી દબાયેલો રહેતો.

'ફકિરચંદ પોતાની સાથે એક કવરમાં પંદર હજાર રૂપિયાની નોટો લખધીરને ત્યાં લઇ ગયો. પરંતુ એ નોટોની સાથે તેણે પેલા તેના હાથે લખેલા આંકડાવાળો કાગળ રાખવાની ભૂલ કરી દીધેલી. પ્રથમ તો તેને એ વિષે કશો ખ્યાલ નહિ હોય, પરંતુ પાછળથી તેને ખ્યાલ આવ્યો અને એટલા માટે જ તે પાછળથી લખધીરને ત્યાં આવેલો. એટલા માટે જ તે નિરંજનને ત્યાં ગયો હતો અને પાછળથી પણ ખેરૂમલ ખીસકોલીને તેણે જ એ કવર માટે મોકલ્યો હતો. પરંતુ એ બધો સમય કવર તો નિરંજનના કબજાના અંદરના ખીસામાં હતું અને એ કબજો તેણે પહેરી જ રાખ્યો હતો.

'હવે નિરંજન આ બનાવમાં કેવી રીતે સંડોવાયો તે આપણે જોઇએ.' રાવસાહેબે કહ્યું: 'ફકિરચંદ લખધીરના મૃતદેહ પાસે એકલો જ હતો. કાલુસીંગ તથા તેના બધા સાથીઓ સાબરશિંગ ઉપાડીને ચાલ્યા ગયા હતા. એ વખતે ફકિરચંદે એક જ કાંકરે બે પક્ષીઓનો નિકાલ લાવવાનો વિચાર કર્યો. એટલે કે લખધીરના ખૂન અંગેની પોતાની ઉપરની આફત ટળી જાય અને બીજી તરફથી નિરંજનના ઉપર ખૂનનો આરોપ લાવીને પોતાની વચ્ચેથી તેનો કાંટો કાઢી નંખાય. એટલે ફકિરચંદે જ નિરંજનને ટેલિફોન કરીને ત્યાં બોલાવ્યો હતો. એ જ તેને લખધીરના મકાનમાં મળ્યો હતો અને તેણે જ અરૂણ ઉપર ટેલિફોન કરી, નિરંજનને સપડાવવા માટે આપણને એ સ્થળે બોલાવ્યા હતા.

'કાલુસીંગ લખપતિરનું ખૂન કરી, સાબરશિંગ ઉપાડી ગયો. એ સાબરશિંગ લઇને તે ઉઠાઉગીરોના 'નામદાર' પાસે ગયો. તેને ખબર ન હતી કે 'નામદાર' તથા ફકિરચંદ નામધારી એક જ માનવી હતો. અને વિલોચનરાય ! તમે તમારા એ ભયંકર ભાગીદાર ઉપર સાબર-શિંગ મોકલ્યા બાબતનો પત્ર લખ્યો હતો. પરંતુ એ સાબરશિંગમાં તમે પોલાણ કરાવ્યું છે અને તેની અંદર હીરા ભરેલા છે એવું જણાવ્યું ન હતું: તમે તેને માત્ર એટલું જ જણાવ્યું હતું કે એ સાબરશિંગ ખાસ મૂલ્યવાન્ છે અને તમે તેનો બે લાખ રૂપિયાની કિંમતનો વીમો ઉતરાવવાનું નિરંજનને સૂચવ્યું છે. પરંતુ ફકિરચંદ તેના ધંધાને અંગે આવી અનેક વસ્તુઓના પરિચયમાં આવ્યો હતો. એટલે તેણે માન્યું કે સાબરશિંગ પોતે એટલાં બધાં કિંમતી નથી, પરંતુ તેમાં કોઈ રહસ્ય સમાયેલું છે. કદાચ તેના નકસીકામમાં તેની કિંમતનું રહસ્ય છુપાયેલું હોય એમ તેણે માન્યું, અને એ રહસ્ય નિરંજનના જાણવામાં હોવું જોઇએ એવી કલ્પના કરીને, તેની પાસેથી એનો ભેદ મેળવવાનો ફકિરચંદે યત્ન કર્યો.

'તેણે નિરંજનને સપડાવ્યો. પરંતુ તેની યોજના કાલુસીંગે નિષ્ફળ બનાવી. તે ઉપરાંત કાલુસીંગ પણ ચીનાના પીઠામાંથી, ગમનરાય નામ ધારી વિલોચનરાયને, તે આફ્રિકામાં લાંબો સમય રહેલા હોઈ, સાબર-શિંગના રહસ્યને ઉકેલવામાં સહાયભૂત થશે એમ માનીને ઉઠાવી ગયો. એથી ફકિરચંદનો પોતાનો હેતુ સિદ્ધ કરવામાં મુશ્કેલી ઉભી થઇ. અરૂણે તેને આ મકાનની પાસે જ જોયો હતો. એટલે કે 'નામદા-ર'ના રૂપમાં તેને મોટર અકસ્માત નડયો, તેનો છદ્મવેશ ગૂમ થઇ ગયો. એ પછી તેણે ફકિરચંદના રૂપમાં નિરંજન અને મુદ્રિકાનો પિછો લીધો હોવો જોઇએ.

'વળી સીતારામના નિવેદન પરથી સમજાય છે કે તે તેને ત્યાં ફકિરચંદ તરીકે ગયો હતો અને નિરંજન પાસેથી પેલા કવરનો પત્તો મેળવવાનું કાર્ય તેને સુપ્રત કર્યું હતું. બીજી તરફથી 'નામદાર'

તરીકે તેણે સાબરશિંગનું રહસ્ય પ્રાપ્ત કરવાનું કાર્ય પણ સીતારામને સોંપ્યું હતું. પરંતુ આખરે તો એમાં તેને નિષ્ફળતા જ મળી.'

'હા, તેને છેવટે તો નિષ્ફળતા જ મળી અને તે પોતાનાં કૃત્યોનું ફળ ભોગવવાને માટે પ્રભુના દરબારમાં પહોંચી ગયો.' કંટકરાયે કહ્યું: 'પરંતુ આ આખા ય કિસ્સામાં મારે કેટલુંક કહેવાનું છે. તથાપિ વિલોચનરાય તથા નિરંજન મારા યજમાન છે. તેમના નિમંત્રણથી હું તેમનો મહેમાન બનેલો હોઇને મારે જે કહેવાનું છે તે અત્યારે કહેતાં હું...'

'મી. નિરંજન ! તમે સાંભળ્યું ને?' રાવસાહેબે નિરંજનની સામે સ્મિતપૂર્ણ દૃષ્ટિ કરી: 'કંટકરાય એમ કહેવા માગે છે કે તમે તમારી જાતે, પોલીસ ખાતાની મદદ સિવાય ફકિરચંદ, લખબીર, કાલુસીંગ, સીતારામ વગેરે જેવા ભયંકર બદમાશોનો સામનો કરવાનું જે સાહસ ખેડયું હતું, એમાં ડહાપણ કરતાં મૂર્ખતાનો જ વિશેષ અંશ ગણાય. એટલું જ માત્ર નહિ પણ પોલીસની દરમ્યાનગીરીને દૂર રાખવાને માટે પોલીસઅમલદાર સમક્ષ અસત્યવાદ કરવામાં પણ તમે સંકોચ અનુભવ્યો ન હતો.

'કંટકરાય સાહેબ ! તમારી સલાહને હું સ્વીકારૂં છું.' નિરંજન બોલ્યો: 'એ માટે હું મને જરૂર ઠપકાપાત્ર માનું છું. પરંતુ દુઃખ એ છે કે મારા બાપુજીનો અને મારો સ્વભાવ જ એવો છે કે અમે અમારા સંરક્ષણ માટે બીજા કોઇની ઉપર આધાર રાખતા નથી. અને તેથી મને એમ પણ લાગે છે કે આ સંસ્કારી ગણાતા પ્રદેશમાં મારી તથા મારા બાપુજીની સલામતી ડગલે ને પગલે જોખમમાં જ રહેલી છે.'

'ત્યારે તો મી. નિરંજન ! તમે પુનઃ આફ્રિકાનાં જંગલોના પ્રવાસે ઉપડો ત્યાંસુધી પોલીસઅમલદાર સાથેનો સહવાસ વધારજો.' કંટકરાય હાસ્ય કરતો બોલ્યો: 'વિલોચનરાય ! મારૂં કહેવું સમજાય છે ને? રાવસાહેબે મને કહ્યું હતું અને હું પણ જોઈ શકયો છું કે નિરંજન તથા મુદ્રિકા વચ્ચે પ્રેમોદ્દ્ભવ થઇ ચૂકયો છે. બન્ને સહાસિક છે, એક-

બીજાને દરેક રીતે યોગ્ય છે. જુગતી જોડી મળી છે, અને હું માનું છું કે તેમનાં લગ્નને પણ હવે વધુ સમય તો નહિ જ લાગે. એટલે જ્યારે તેમનું લગ્ન નક્કી થાય ત્યારે મને–પોલીસઅમલદારને જરૂર આમંત્રણ આપજો. લગ્નપ્રસંગમાં ભાગ લેવાનું મને ગમે છે. ખાસ કરીને તો તે પ્રસંગે વિધવિધ પ્રકારનાં મિષ્ટાન્નની સોડમ મને બહુ જ સરસ લાગે છે.' તેણે સ્મિત કર્યું.

'અને એ વખતે અમને પણ નહિ જ ભૂલો એવી હું આશા રાખું છું.' અરૂણ નિરંજન સામે જોઇને બોલ્યો.

મુદ્રિકા જાતે એક લંબગોળ તાસકમાં ચહાના કપ લઇને બારણા પાસે સ્થંભી ગઈ હતી.

નિરંજન તથા તેની દૃષ્ટિ એક થઈ, બેઉનાં વદન પર સ્મિત છવાઇ રહ્યું હતું.

એ મનોરમ્ય દૃશ્ય જોઇને બે બુઢ્ઢાઓ—જગતપ્રસાદ તથા વિલોચન-રાય પરમ સંતોષપૂર્ણ આનંદ અનુભવવા લાગ્યા.



# વપરાયેલી ટપાલની ટીકીટો

## નીચે દર્શાવેલા દેશાવરોની ટીકીટો કાયમ નીચે જણાવેલા ભાવે ખરીદીએ છીએ

ઇન્ડીયા સીલવર જ્યુબીલી મોટી ૧૦૦ના **૧૨ આના.**

ઇન્ડીયા બીજી કોઇ પણ જાતની ૧ પૈસાથી ૧ રૂપીઆ સુધીની ૧૦૦૦નો **રૂા. ૧-૪-૦**

એડન ½ આનાથી રૂા. ૧ સુધી ૧૦૦નો **રૂા. ૧-૮-૦**

આફ્રિકા, કેન્યા, યુગાન્ડા, ટાંગાનીકા, સાઉથ, આફ્રિકા, બી. ઇસ્ટ આફ્રિકા, ટ્રાન્સવાલ. ન્યાસાલેન્ડ, ઝાંઝીબાર વિગેરે. ૧ સેન્ટથી ૧ શીલીંગ સુધીનાં કોઇ પણ ૧૦૦નો **રૂા. ૧-૦-૦**

બરમા, હોંગકોંગ, મલાયા, સોમાલીલેન્ડ, માડાગારકર, બેલ્જીઅમ, કોંગો, પોર્ટુગીઝ. આફ્રિકા, ફીજી વિગેરે દેશાવરોની દર ૧૦૦ ટીકીટના **રૂા. ૧-૦-૦**

તે સિવાય :—જુનાગઢ, ગ્વાલીઅર, પતિઆલા, નાભા, છડર. ભોપાલ, જયપુર, ઇંદોર, ત્રાવનકોર, કોચીન, નીઝામ વિગેરે સ્ટેટોની ૧૦૦૦ના **રૂા. ૪-૦-૦**

**ઇગ્લંડ, જરમન, જાપાન, અમેરિકા ૧૦૦૦ના રૂા. ૧-૪-૦**

કોઇ પણ સ્ટેમ્પ જરા પણ ફાટેલ ન હોવો જોઇએ. સ્ટેમ્પો રજીસ્ટર્ડ પારસલથી મોકલાવી આપવા, સ્ટેમ્પો મલ્યેથી નાણાં તુરત મોકલી આપીશું વધુ પત્રવ્યવહાર માટે ૧।। આનાની સ્ટેમ્પ બીડો.

# ધી કોરોનેશન સ્ટેમ્પ કું.

**( સ્થાપના સને ૧૯૩૫ ) ૩૦૩, ડંકનરોડ, મુંબઇ ૪.**

**બ્રાન્ચ :**

**કેપીટલ સીનેમાની બાજુમાં, મરઝબાન રોડ, કોટ, મુંબઇ.**

